મહાકવિ પ્રેમાનન્દ કૃત

# રણયજ્ઞ

તથા

કવિ વજીયા કૃત

## રણજંગ

સંશોધન કરનાર,
મંજુલાલ રણછોડલાલ મજમુંદાર
બી. એ. એલએલ. બી.

મહાકવિ પ્રેમાનન્દ કૃત

# રણયજ્ઞ.

તથા

કવિ વજીયા કૃત

# રણજંગ.



જૂદી જૂદી પ્રતો ઉપરથી સંશોધન કરી સારોદ્ધાર કરનાર,

તથા

વિસ્તૃત પ્રસ્તાવના, ટીકા, રસાલંકારપ્રકરણ, વ્યુત્પત્તિ સહિત,

યોજી પ્રસિદ્ધ કરનાર

**મંજુલાલ રણછોડલાલ મજમુંદાર,**

બી. એ; એલ. એલ. બી; વરિષ્ઠ કોર્ટ વકીલ, વડોદરા.

'સુદામાચરિત્ર'ના સંશોધક.



સંવત ૧૯૮૦: ઇ. સ. ૧૯૨૪.



મૂલ્ય રૂ. ૧-૪-૦: પાકું પૂઠું ૧-૮-૦.

આ પુસ્તકનાં ટાઇટલથી સાંકળીયા સુધીનાં ફક્ત ૧૦ પેજ
રાયપુર, અમદાવાદમાં જ્ઞાનમન્દિર પ્રેસમાં શંકરરાય અમૃતરાયે છાપ્યાં

તથા

બાકીનાં તમામ પેજ (પૃ ૧ થી ૪૮ + ૧ થી ૧૬૪ = કુલ પેજ ૨૧૨)
શિયાપુરા–વડોદરામાં શ્રી લુહાણામિત્ર સ્ટીમ પ્રેસમાં અંબાલાલ
વીઠ્ઠલભાઇ ઠક્કરે છાપ્યાં અને રા. મંજુલાલ રણછોડલાલ
મજમુંદારે આ પુસ્તક અમદાવાદમાં પ્રસિદ્ધ કર્યું.
તા. ૧૫–૭–૨૪.

# ઉપોદ્ઘાત.



મહાકવિ પ્રેમાનન્દના એક સુન્દર કાવ્યને 'સુદામા ચરિત્ર'ની ધાટીથી તૈયાર કરી, ગુજરાતી ભાષાના અભ્યાસીઓ સમક્ષ આજે હું રજૂ કરી શકું છું; તે બદલ ગુજરાતી સાહિત્ય ઉપર પ્રેમ રાખનાર સજ્જન સજ્જનીઓનો જ આભાર મ્હારે માનવાનો છે.

કવિના ન્હાનકડા અને લોકપ્રિય કાવ્ય-'સુદામા ચરિત્ર'ની અનેક આવૃત્તિઓ થયા છતાં મ્હારી આવૃત્તિને મળેલા સત્કારથી ઉત્સાહિત થઇને આ બીજું સાહસ મ્હેં ખેડયું છે.

'પ્રાચીન કાવ્ય'ના પહેલા અંક તરીકે આ કાવ્ય સને ૧૮૪૪ માં પહેલવહેલું છપાયું હતું. પછી થોડેક વર્ષે બૃહત્ કાવ્ય દોહન ભાગ ૩ જામાં એ છપાયું છે; પરંતુ તે લગભગ 'પ્રાચીન કાવ્ય'ના પાઠની જ બીજી આવૃત્તિ છે.

પ્રાચીન કાવ્યના સંશોધકોએ એમને મળેલી એકંદર છ પ્રતો ઉપરથી પાઠની પસંદગી કરેલી હતી; છતાં એમાં ઘણી લીંટીઓ પ્રકાશકોને જ અગમ્ય જણાઇ છે. એટલે પ્રસ્તુત કાવ્યને વિશેષ સંશોધનની જરૂર જણાયાથી જૂદે જૂદે ઠેકાણે લખાયલી પ્રતો એકઠી કરી, સં. ૧૭૮૭ માં લખાયલી ગુજરાત ફાર્બસ સભાના સંગ્રહમાંની પ્રતનો મુખ્ય આધાર રાખી અમે પાઠ નક્કી કરેલો છે. કાવ્યના રચાયાને ૪૬ વર્ષ થયા પછીની, એટલે લગભગ કવિના જ જીવનકાળની આ પ્રત સૂરતમાં લખાયલી છે. કવિએ આ કાવ્ય નંદરબારમાં રહીને રચ્યું છે; અને નંદરબારથી સૂરત એમની આવજા થતી તેથી ત્હેમના કાવ્યની ખ્યાતિ સૂરત પહોંચતાં ત્હેની આ નકલ થયેલી સંભવે છે. બીજી એવી શુદ્ધ પ્રત વડોદરામાં મીયાં મહમદની વાડીમાં લખાયલી છે; તે તથા બીજી પ્રતોથી સંદિગ્ધ પાઠ ઉપર સારો પ્રકાશ પડયો છે.

આ પાઠભેદ ઉપરાંત, પ્રાચીન કાવ્યમાં છાપેલી પ્રતમાં એકંદર ૬૪૯ ટૂંકો છે; પરંતુ કાવ્યના પૂર સંબંધી કવિનો પોતાનો જ ઉલ્લેખ છે કે 'કડવાં છવીસ પદ પૂરણુ સાતસેં;'--તેથી ખૂટતી ૫૧ ટૂંકોની શોધ પણુ અમારે કરવી પડી છે; છતાં અમને સ્વીકારતાં આનન્દ થાય છે કે પ્રાચીન કાવ્યના કાર્યથી અમને ઘણી સરલતા મળી છે.

આ પુસ્તક સાથે પ્રેમાનન્દના પુરોગામી કવિ વજીયાકૃત 'રણુજંગ'નું અપ્રસિદ્ધ કાવ્ય જોડેલું છે તે તુલનાત્મક અભ્યાસ કરનારને ઉપયોગી થશે એમ ધારણા છે.

વિદ્યાર્થીઓ તેમજ સાહિત્યના અભ્યાસીઓને ખાસ કરીને પુસ્તક કેમ વધારે ઉપયોગી થાય તે હેતુ ધ્યાનમાં રાખી પ્રસ્તાવના, ટીકા, શબ્દવ્યુત્પત્તિ તથા રસાલંકારપ્રકરણુની યોજના કરેલી છે. આ આવૃત્તિ સંબંધી વધારે વિવેચન કરવાનું મૂકી દઇ પુસ્તકને જ જોઈ જવા વાંચકોને વિનંતિ છે.

ઉપોદ્ઘાતનું છેવટનું કર્તવ્ય–ઉપકારપ્રદર્શન હવે હાથમાં લઇએ છીયે. 'રણુયજ્ઞ'ની પોતાની પ્રતો અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની પ્રતો તથા કર્મણુ મંત્રીકૃત 'સીતા હરણુ' ની નકલ મ્હને આપવા માટે રા. ભાઈ હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ બી. એ, ફાર્બસ સભાની પ્રત જોવાની અનુકૂલતા કરી આપવા માટે સભાના મંત્રી રા. ભાઈ અંબાલાલ બુલાખીરામ જાની બી. એ, ડાહીલક્ષ્મી લાયબ્રેરીની પ્રતો આપવા માટે ત્યાંના સેક્રેટરી રા. પોપટલાલ ઝવેરીલાલ યાજ્ઞિક બી. એ, પોતાની પ્રત મોકલવા માટે રા. છગનલાલ ઠાકોરદાસ મોદી બી. એ, તથા વડોદરા સેંટ્રલ લાયબ્રેરીની પ્રતો માટે ક્યુરેટર શ્રી. ન્યુટન દત્ત–એ સજ્જનોનો આભાર માનવાની આ તક હું લઉં છું.

'રણુજંગ' ની સં. ૧૭૪૦ માં લખાયલી પ્રતનો પહેલ વહેલો ઉપયોગ કરવા દેવાની ઉદારતા બતાવવા માટે રા. છગનલાલ વિદ્યા-

રામ રાવળ તથા શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીનો હું ખાસ ઉપકાર જાહેર કરૂં છું. કવિ વિષ્ણુદાસ કૃત 'યુદ્ધકાંડ' ની સં. ૧૭૩૬ ની પ્રત તથા મુનિ લાવણ્યસમયકૃત 'રાવણમંદોદરીસંવાદ'ની પ્રત-ઉપયોગ માટે મોકલી આપવા માટે રા. રામલાલ ચુનીલાલ મોદીનો ઉપકાર અહીં જણાવું છું.

કાવ્યના અર્થ, વ્યુત્પત્તિ તથા અલંકાર સંબંધી કિમતી સૂચનાઓ લખી મોકલવાની સુજનતા બતાવવા માટે રા. બ. પ્રો. કેશવલાલ ધ્રુવ બી. એ, પ્રો. નરસિંહરાવ દીવેટીઆ બી. એ, તથા રા. બ. કમળાશંકર ત્રિવેદી બી. એ-એ ત્રણે મુરબ્બીઓનો હું ઋણી છું.

કાવ્યનું ટીપ્પણ જોઇ જઇ કેટલાંક સ્ખલનો તરફ ધ્યાન ખેંચવા માટે, પ્રીન્સીપાલ હીરાલાલ શ્રોફ બી. એ. વિદ્યાભૂષણનો, તથા આ આવૃત્તિનું કામ વેળાસર હાથમાં લેવાનો પ્રસંગ આણનાર ભરૂચ કેળવણી મંડળના ઉત્સાહી મંત્રી મ્હારા મિત્ર પ્રો. છોટાલાલ પુરાણી એમ. એ-નો ઉપકાર માનીને મ્હને સંતોષ થાય છે.

મ્હારા ભાઇ દેવેન્દ્ર મજમુંદાર જેણે ઘણી પ્રતોના પાઠ સરખાવવાનું કંટાળાભર્યું કામ કરવા લાગ્યું છે તથા મ્હારા મિત્રો રા. લક્ષ્મીનાથ બદરીનાથ શાસ્ત્રી બી. એ. તથા શાસ્ત્રી બદરીનાથ કાશીનાથ, સાહિત્યશિરોમણિ ન્યાયભૂષણ-જેમણે ટીપ્પણમાં સહાય કરી છે-ત્હેમનાં નામ સંભાર્યા વગર આ ઉપકારની નોંધ અધૂરી જ કહેવાય.

પુસ્તક વાંચતાં પહેલાં શુદ્ધિપત્રમાં બતાવેલી ભૂલો સુધારીને વાંચવા વિનંતી છે.

| | |
|---|---|
| રામનવમી, સં. ૧૯૮૦<br>ઘંટીઆડા<br>વડોદરા. | મંજુલાલ રણછોડલાલ મજમુંદાર. |

પિતા વિહોણા સંસારમાં

શીળી છાંય સમી, ને કુટુમ્બની શિરચ્છત્ર

મ્હારી માતુશ્રીને.

# સાંકળિયું.







# ઉપયોગી થયેલા ગ્રંથોની યાદી.

૧ રા. કૃષ્ણલાલ ઝવેરીકૃત ' ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો. '
૨ રા. હીમતલાલ અંજારીયાકૃત ' સાહિત્ય પ્રવેશિકા. '
૩ પ્રો. નરસિંહરાવ દીવેટીયાનાં 'Wilson Philological Lectures on Gujarati Language & Literature ' Vol. I.
૪ રા. બ. કમળાશંકર ત્રિવેદીનું ' બૃહદ્ વ્યાકરણ. '
૫ પ્રો. કેશવલાલ ધ્રુવનું ' ભાલણ-કાદમ્બરી '–પૂર્વભાગનું ટીપ્પણ.
૬ બૃહત્ કાવ્યદોહન ભાગ ૧, ૪, ૮.
૭ રોમેશચંદ્ર દત્ત કૃત ' Great Epics of India '
૮ રા. બ ચિંતામણરાવ વૈદ્ય કૃત ' Riddle of Ramayana. '
૯ ડૉ. સર રવીન્દ્રનાથ ટાગોરના ' પ્રાચીન સાહિત્ય ' માંથી ' રામાયણ ' ઉપરનો નિબંધ.
૧૦ રા. ચતુર્વેદીકૃત ' આર્યોના તહેવારોનો ઇતિહાસ ' માંથી ' રામનવમી ' નો લેખ.
૧૧ પ્રો. મેકડોનલકૃત ' સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ. '
૧૨ પ્રો. આનન્દશંકર ધ્રુવનો ' ગુજરાતનું સંસ્કૃત સાહિત્ય ' નો લેખ.
૧૩ આદિકવિ વાલ્મીકિકૃત ' યુદ્ધકાંડ ' તથા ' ઉત્તરકાંડ. '
૧૪ ગુ. વ. સોસાયટી, ફાર્બસ સભા, ડાહીલક્ષ્મી લાયબ્રેરી, વડોદરા સેંટ્રલ લાયબ્રેરી તથા રા. હીરાલાલ પારેખના સંગ્રહની હસ્તલિખિત પ્રતોની યાદીઓ.
૧૫ રા. છગનલાલ રાવળનો ' ગુજરાત પ્રાન્તના જૂના કવિઓની હકીકત ' નો ચોથી સાહિત્ય પરિષદ્‌માંનો લેખ; તથા રા. મણિલાલ વ્યાસે પાંચમી સાહિત્ય પરિષદ્ વખતે રજૂ કરેલો પ્રદર્શન કમીટીનો રીપોર્ટ.
૧૬ ( હસ્તલિખિત પ્રત ) કર્મણ મંત્રીકૃત 'સીતાહરણ'.
૧૭ મુનિ લાવણ્ય સમયનો ' રાવણ મંદોદરી સંવાદ'.
૧૮ ભીમની ' હરિલીલા ષોડશકલા ' ની સં ૧૬૩૨ ની પ્રત.
૧૯ વછીયાકૃત ' સીતાવેલ 'ની સં ૧૭૧૪ ની પ્રત
૨૦ કહાન કવિનું ' રામાયણ ' રચ્યા સંવત ૧૬૨૭.
૨૧ કવિ [illegible] કૃત ' યુદ્ધકાંડ ' ની સં. ૧૭૩૬ ની પ્રત.

# મેળવી જોયેલી પ્રતોના સંબંધમાં.



આ આવૃત્તિમાં એકંદર સાત પ્રતોનો ઉપયોગ કર્યો છે. બધી પ્રતોના મુખ્ય અને ગૌણુ બધા ફેરફારો નોંધવાથી સામાન્ય વાંચકને કંઈ લાભ નથી; અને ઉલટું ફુટનોટવાળી ચોપડી માટે સોકોમાં અણગમો થાય છે; તેથી પ્રત-પાઠાંતરો નોંધવાના સંબંધમાં એવી પદ્ધતિ સ્વીકારી છે કે શુદ્ધ પાઠવાળું મૂલ કાવ્ય જે અમે છાપ્યું છે ત્હેમાં 'પ્રાચીન કાવ્ય' તેમજ બૃ. કા. દો. ભાગ ૩ માં છપાયલા પાઠ કરતાં ક્યાં ક્યાં ફેરફાર છે તે જ ફક્ત બતાવ્યું છે; કારણુ કે વસ્તુતઃ રા. બ. કાંટાવાળાની આવૃત્તિ પણુ મુખ્ય ચાર પ્રતો ઉપરથી તૈયાર કરેલી છે. તે ચાર ઉપરાંત બીજી સાત પ્રતોનું અજવાળું પાડી આ આવૃત્તિનું સંશોધન કરેલું છે. તેથી ફક્ત છાપેલી પ્રચલિત પ્રત કરતાં આ નવી આવૃત્તિ ક્યાં ક્યાં જૂદી પડે છે તે જ બતાવ્યું છે. ત્હેમાંયે ગૌણુ પાઠભેદને તો મૂકી જ દેવા પડ્યા છે.

એકંદરે જોડણી સં. ૧૭૮૭ની પ્રતની રાખી છે; જ્યાં રુઢ તત્સમ શબ્દો હોય ત્યાં ત્હેના શુદ્ધ સંસ્કૃત શબ્દો મૂક્યા નથી. કારણુ કે કવિતાની લીટી જે મૂળ, ગાઈને કથા કરવા માટે લખાઈ છે તે લાંબી, કર્કશ અને ગાવાને અઘરી થાય તેમ ન થવું જોઈયે. તેથીજ શુદ્ધ સંસ્કૃત શબ્દો બોલવાથી માત્રા ખૂટતી હોય ત્યાં કવિઓ તત્સમ શબ્દો છુટે હાથે વાપરે છે. (જેમકે, 'પરણુામ', 'નિરમળ', 'ભગતી', 'પદારથ' વગેરે) તેથી તે જેમને તેમ રહેવા દીધા છે.

(૧) સં. ૧૭૮૭ના કાર્તક સુદ ૩ ને વાર સોમની ફાર્બસ સભાની પ્રત જગદીશદાસ વણુારસીદાસ લાડવીસાએ સુરતમાં લખેલી છે. (૨) બીજી પ્રત સેંટ્રલ લાયબ્રેરીમાંની સં. ૧૮૪૫ના માગશર સુદ ૭ ને વાર સોમે વ્યાસ ભગવાનજી સુત રૂઘનાથજીને અર્થે પંઆ

મોતીરામ નરભેરામે ગામ ત્રાણુજામાં લખી છે. તેજ ઠેકાણાની (૩) ત્રીજી પ્રતનાં પહેલાં બે અને છેલ્લાં બે પાનાં ફાટી ગયેલાં છે. (૪) ચોથી પ્રત રા. છગનલાલ મોદીવાળી સં. ૧૮૭૫માં પોષ વદ ૮ વાર મંગળે ગામ સંડેર, તાલુકે પાટણમાં ભાણુદાસે લખેલી છે. આ પ્રતમાં એક વિશેષતા નોંધવા જેવી છે, એમાં એકંદર ૨૬ કડવાંમાંથી પહેલાં છમાં દશરથને શ્રવણનો શાપ થાય છે ત્યાંથી સીતાહરણ સુધીની કથા આપી છે; પછીનાં ૨૦ કડવાંમાં 'રણયજ્ઞ' કેટલેક ઠેકાણે ટૂંકાવીને આપ્યો છે. (૫) પાંચમી પ્રત ગુ. વ. સોસાયટીના સંગ્રહની હતી તે પણ કંઈ વિશેષતાવાળી છે, એમાં શરૂઆતનાં ચારેક પાનાં નથી તેમજ છેવટનાં પણ નથી; પરંતુ એમાં ૩૦ કડવાં સુધીનું કાવ્ય આપ્યું છે છતાં રામરાવણનું યુદ્ધ તો અધૂરું જ છે; વળી એમાં પાતાલખંડે અહિરાવણની કથા આપેલી છે. (૬) છઠ્ઠી પ્રત અમદાવાદના પરી. ચુનીલાલ પીતાંબરે વડોદરામાં જાની બાલમુકુંદ જે મીયાં મહમદની વાડીમાં રહે છે ત્હેની પ્રત ઉપરથી વડોદરામાં ઉતારેલી છે. તે પ્રત ઘણી શુદ્ધ છે; અને ફાર્બસ સભાની પ્રત સાથે ઘણી મળતી આવે છે. (૭) સાતમી પ્રત ડાહીલક્ષ્મી લાયબ્રેરીની સં. ૧૮૬૮ના શ્રાવણ સુદ ૧૫ શનેઉની લી. શા. પીતાંબરદાસ શામજી ગ્નાતે નાગરદશા–વસતી શ્રી મુંબાઈમાં લખેલી છે. આમ સંશોધનના સંબંધમાં પ્રકાશકનો નમ્ર ખુલાસો છે.



# પ્રસ્તાવના.

—∘∘∘∘—

## ( ૧ )

## પ્રેમાનન્દયુગની સંવત્‌વાર નોંધ.

સંવત્

૧૬૮૩ શિવાજીનો જન્મ; કેશરાજજીનો 'રામયશોરસાયન રાસ' રચાયો.

૧૬૯૨ કવિ પ્રેમાનન્દનો જન્મ.

૧૭૦૦ નેમીવિજયે 'શીલવતીનો રાસ' રચ્યો.

૧૭૦૩ વીરમસુત હરિરામે 'સીતા સ્વયંવર' રચ્યો.

૧૭૦૪ સુરભટે 'સ્વર્ગારોહણ' કાવ્ય રચ્યું.

૧૭૦૫ અખાભક્તે 'અખેગીતા' લખી.

૧૭૦૬ ગોપાળદાસે 'ગોપાળ ગીતા' રચી.

૧૭૦૮ પાટણના કવિ વિશ્વનાથ જાનિએ 'નરસિંહ મહેતાનું ચરિત્ર' (હાર, હુંડી, અને મોસાળુ, ) રચ્યું; ભરૂચના બંધારા કવિ વાપીદાસે 'અભિમન્યુ આખ્યાન' રચ્યું.

૧૭૦૮–૧૦ પ્રેમાનન્દને ગુરુ રામચરણનો મેળાપ થયો ને કાવ્યપ્રસાદી મળી.

૧૭૧૧ અમદાવાદના મૂળજીએ 'નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ' ( અપ્રસિદ્ધ ) રચ્યું.

૧૭૧૪ ઔરંગઝેબ 'આલમગીર' નામથી દિલ્હીની ગાદીએ બેઠો.

૧૭૧૩ કૃષ્ણદાસકૃત 'હુંડી' રચાઇ; રતનજીએ બાગલાણ જીલ્લે નાસિકમાં 'વિજ્રંશી રાજાનું આખ્યાન' રચ્યું.

૧૭૧૮ શિવાજીએ અફઝૂલખાનને માર્યો અને મોગલ સરદાર શાહિસ્ત-ખાનને ઘાયલ કર્યો.

૧૭૧૯ 'સ્વર્ગનીસરણી' પ્રેમાનન્દ કવિનું પહેલું કાવ્ય રચાયું.

૧૭૨૦ પ્રેમાનન્દે અઢી ઘડીમાં વંચાય એવું 'લક્ષ્મણાહરણ' વડોદરામાં રચ્યું; તે રસાલંકાર વિનાનું હોવાથી કવિ એને 'હાથ ઉજમણું' કહે છે; તાપી કાંઠે બરાનપુરના રહીશ પ્રેમાનન્દના શિષ્ય વીરજીએ 'સુરેખાહરણ' રચ્યું; શિવાજીનો રાયગઢમાં રાજ્યાભિષેક થયો, અને સૂરત પહેલીવાર લૂંટ્યું.

૧૭૨૧ વડોદરાના વણિક્ પ્રેમાનન્દશિષ્ય હરિદાસે 'સીતાવિરહ' રચ્યો.

૧૭૨૩ પ્રેમાનન્દે શૃંગાર અને વીરરસસર્યું 'ઓખાહરણ' ૨૯ કડવાનું બાંધ્યું; ૧૭૩૨ માં ફરી લખ્યું.

૧૭૨૫ વીરજીએ કામાવતીની કથા રચી; મધુસૂદન વ્યાસે 'રાજા વિક્રમ અને હંસાવતીની વાર્તા' (અપ્રસિદ્ધ) રચી.

૧૭૨૬ શિષ્ય હરિદાસે 'શામળશાહનો વિવાહ' રચ્યો; શિવાજીએ બીજીવાર સૂરત લૂંટ્યું; અંગ્રેજોએ અમદાવાદથી કોઠી બદલી નંદરબારનાં નાખી.

૧૭૨૭ પ્રેમાનન્દે 'ચન્દ્રહાસ આખ્યાન' અને 'અભિમન્યુ આખ્યાન' વડોદરામાં રહી રચ્યાં; શિષ્ય હરિદાસે 'નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ' રચ્યું.

૧૭૨૮ પ્રેમાનન્દે 'મદાલસા આખ્યાન' લખ્યું, ૧૭૬૧ માં ફરી વધાર્યું; વીરજીએ 'બળીરાજાનું આખ્યાન' રચ્યું.

૧૭૨૯ 'ઋષ્યશૃંગાખ્યાન' ઓગણત્રીસા કાળમાં નંદરબારમાં આવી લખ્યું.

૧૭૩૦ ભક્ત કવિ નરસિંહના જીવનપ્રસંગમાંથી 'હુંડી' લખી, ૧૭૫૪ માં સુધારી; 'વામનકથા' રચી; 'હુંડી' લખનાર કૃષ્ણદાસે 'રુક્મિણીહરણ' રચ્યું.

૧૭૩૪ 'હારમાળા' રચીને ભક્તકવિ નરસિંહ મહેતાનો જીવનપ્રસંગ ગાયો.

૧૭૩૬ 'દ્રૌપદી–સ્વયંવર' રચાયો; છત્રપતિ શિવાજીનું અવસાન થયું.

૧૭૩૭ પ્રેમાનન્દે 'શ્રાદ્ધ' અને 'માંધાતા આખ્યાન' રચ્યાં; કૃષ્ણદાસે 'મામેરૂ' રચ્યું; હરિદાસે 'ભારતસાર' રચ્યો.

૧૭૩૮ ' સુદામાચરિત્ર ' અને ' શ્રીમદ્ ભગવદ્ગીતા ' રચ્યાં.

૧૭૩૯ ' આમેરૂં ' વડોદરામાં નાગરી ન્યાતની પાસે ગાયું; શિષ્ય રત્નેશ્વરે ' ભાગવત દશમસ્કંધ ' અને ' પાંડવાશ્વમેધ ' રચ્યાં.

૧૭૪૦ ' સુધન્વાઆખ્યાન ' રચ્યું; 'શામળશાનો મ્હોટો વિવાહ' શિષ્ય હરિદાસના ' વિવાહ ' ઉપરથી રચ્યો; રત્નેશ્વરે ભાગવત ' પ્રથમ સ્કંધ ' રચ્યો; કવિ આ વરસમાં સિંહસ્થ આવવાથી ગોદાવરી યાત્રાએ ગયા.

૧૭૪૧ 'રણયજ્ઞ' નું ૨૯ કડવાંનું વીરરસભર્યું કાવ્ય નંદરબારમાં રચ્યું.

૧૭૪૨ ' નંદરબારના રાજાની રાણી મરી જવાથી એને દિલાસો આપવા ' નળાખ્યાન ' લખ્યું; ( ફરી લખ્યું સં. ૧૭૬૯ ); વીરજીએ ' દશાવતારકથા ' લખી; જિનહર્ષગણિએ ' કુમારપાલ રાસ ' રચ્યો.

૧૭૪૩ ' ગોરક્ષચરિત્ર ' અને ' કબીરચરિત્ર ' લખનાર મુકુંદે ' ભક્તમાળ ' રચી.

૧૭૪૫ ( કે ૧૭૬૬ ) કવિને નંદરબારમાં રાજગુરુપદ મળ્યું.

૧૭૪૬ સંસ્કૃત છન્દોના મિશ્રણવાળું ' દ્રૌપદીહરણ ' રચ્યું; ત્હેનું કર્તૃત્વ સંદિગ્ધ છે.

૧૭૪૮ માર્કંડેયપુરાણમાંથી ' હરિશ્ચંદ્રાખ્યાન ' લખ્યું.

૧૭૫૩ માર્કંડેયપુરાણ સ્હેલું છે તેથી એની કથા કરવામાં શું અઘરૂં છે એમ પુરાણીઓએ કહ્યાથી કવિએ ' દેવીચરિત્ર ' લખ્યું; અને બતાવી આપ્યું કે પોતે એ પુરાણમાં પણ પારંગત છે.

૧૭૫૭ રાજારામની સ્ત્રી તારાબાઇએ મરેઠી રાજ્યનો કારભાર હાથમાં લીધો.

૧૭૫૮ (૧૭૪૬) ' સુભદ્રાહરણ ' રચ્યું.

૧૭૪૮ થી ૧૭૬૫ સુધીમાં ' માર્કંડેયપુરાણ ' વડોદરામાં રચ્યું. એ પુરાણનો મ્હોટો ભાગ ' મદાલસા આખ્યાન ' 'હરિશ્ચંદ્રાખ્યાન' અને ' દેવી ચરિત્ર ' થી રોકાયો છે.

૧૭૬૨ વલ્લભ સૂરતીએ 'ભાગવત'ના બારે સ્કંધ કવિતામાં રચ્યા.

૧૭૬૪ મરાઠા સ્હામે લડતાં ઔરંગઝેબ અહમદનગરમાં પોતાની છાવણીમાં મરી ગયો.

૧૭૬૬ (૧૭૨૬) શાંતરસપ્રધાન 'અષ્ટાવક્રાખ્યાન' નંદરબારમાં રચ્યું

૧૭૬૫ થી ૧૭૬૦ માં રચ્યા સાલની છાપ વિનાના પ્રેમાનન્દના ગ્રંથો 'દશમસ્કંધ-પૂર્વાર્ધ' 'ભ્રમરપચીસી' 'હાણલીલા' 'બભ્રુવાહન આખ્યાન' 'મજાવેલ' 'વિવેક વણઝારો,' 'અર્જુનાખ્યા (સપ્તમસ્કંધ), 'રૂકિમણીહરણ', અને નાટકો 'સત્યભામા રોષદર્શિકા આખ્યાન' 'પાંચાલી પ્રસન્નાખ્યાન' તથા 'તા' ત્યાખ્યાન' મળી આવે છે. નાટકો રચ્યાનું યશોધન કવિને ખાતે સૌ સ્વીકારતા નથી.

૧૭૭૦ રત્નેશ્વરે 'મૂર્ખલક્ષણાવલી'નો ગ્રંથ લખ્યો; શાહુ છત્રપતિ બાલાજી વિશ્વનાથને પેશ્વા નીમ્યો.

૧૭૭૨ સામળભટે 'શિવપુરાણ' રચ્યું.

૧૭૭૪ સામળભટની 'પદ્માવતીની વાર્તા' લખાઇ.

૧૭૭૫ સામળભટે 'વેતાળ પચ્ચીશી'ની વાર્તા રચી.

૧૭૭૫ થી ૧૭૮૫ સામળભટે 'સિંહાસન બત્રીસી'ની વાર્તાઓ રચી

૧૭૭૬ કવિના શિષ્ય-પુત્ર વલ્લભે 'કુન્તીપ્રસન્નાખ્યાન' રચ્યું.

૧૭૭૯ પીલાજીરાવ ગાયકવાડે સુરત અઠ્ઠાવીસી ઉપર પોતાનો અમલ બેસાડ્યો.

૧૭૮૦ વલ્લભનું 'દુઃસાસન રુધિરપાન' લખાયું; દામાજીરાવ ગાયકવાડને બાલાપુરની લડાઇમાં બહાદૂરી બતાવવા માટે શાહુ મહારાજે 'સમશેર બહાદૂર' બનાવ્યા; ત્હેમના ભત્રીજા પીલાજીરાવે સોનગઢમાં કીલ્લો બાંધી થાણું બેસાડ્યું; વડોદરું ગાયકવાડના હાથમાં આવ્યું.

૧૭૮૧ વલ્લભે 'ચક્ષ પ્રશ્નોત્તર' કાવ્ય રચ્યું.

૧૭૮૩ ગાયકવાડને ગુજરાતના સુબાને, પેશ્વા વિરુદ્ધ મદદ આપ્યા બા અમદાવાદનો અડધો ભાગ મળ્યો, અને ગાયકવાડની હવેલી થાણું બેઠું.

૧૭૮૭ રામભક્તે 'યોગવાસિષ્ઠ' ૨૧ સર્ગમાં રચ્યું.

૧૭૯૦ પ્રેમાનન્દનું અવસાન; બીજા દામાજીરાવે આખા ગુજરાત ઉપર સત્તા જમાવી.

૧૭૯૨ વલ્લભભટ્ટ મેવાડાએ 'ધનુષ્યધારી'નો ગરબો રચ્યો.

૧૭૯૫ ભાવસાર કવિ રત્નાએ લોકપ્રિય 'તેર માસ' લખ્યા.

૧૭૯૬ શિષ્ય સુંદર મેવાડાએ 'દશમસ્કંધ' પૂરો કર્યો.

૧૮૦૦ પ્રેમાનન્દના 'વિવેકવણજારા'ના અનુકરણરૂપ ધોળકાના જીવરામ ભટ્ટે 'જીવરાજ શેઠની મુસાફરી'નું રૂપક લખ્યું.

---

## ( ૨ )

# પ્રેમાનન્દ અને ત્હેમની કવિતા.

( સં. ૧૬૯૨–૧૭૯૦: ઈ સ. ૧૬૩૬–૧૭૩૪ )

જન્મ—મહાકવિ પ્રેમાનન્દ અથવા પોતે કહે છે તેમ 'ભટ પ્રેમાનન્દ' નાન્હેરા, ચાતુર્વંશી બ્રાહ્મણ વડોદરાના રહીશ હતા. ત્હેમના પિતા કૃષ્ણરામ ત્હેમને ન્હાના મૂકીને જ દેવ થયા. માતા પછવાડે થોડાં વર્ષમાં ગુજરી ગઇ, એટલે કવિ માશીને ત્યાં ઉછર્યા હતા. ચૌદ પંદર વર્ષ સુધી પ્રેમાનન્દ મૂર્ખ અને જડભરત દેખાતા. તે પછી, નરસિંહ મહેતાને જેમ ગોપનાથ મહાદેવે અનુગ્રહ કર્યો અને દયારામ-ભાઇને ઇચ્છારામ ભટજીએ હાથ મૂક્યો, તેમ કવિને પણ એવી દિવ્ય કૃપાથી જ કાવ્ય-પ્રસાદી મળી હતી. તે સંબંધી બે ત્રણ આખ્યાયિકાઓ પ્રચલિત છે.

કાવ્ય પ્રસાદી—એક પ્રમાણે, વડોદરામાં કામનાથ મહાદેવના દહેરામાં કે બહુચરાજીના મંદિરમાં કે એટલામાં આસપાસ, કોઇ સાધુ ઉતર્યો હતા. ત્હેમની સેવા ન્હાનો પ્રેમાનન્દ કરતો. જવાને આગલે દિવસે સાધુએ પ્રેમાનન્દને કહ્યું કે મ્હારા જતા પહેલાં સ્હવારમાં વહેલો આવજે; પરંતુ પ્રેમાનન્દને જતાં મોડું થઇ ગયું, ને જઇને જૂવે છે તો

સાધુ ત્યાંથી ચાલી નિકળ્યા હતા. પ્રેમાનન્દે પાછળ દોડીને સાધુને પકડી પાડયા. સાધુએ કૃપા કરી આશીર્વાદ આપ્યોઃ–'જા, તું હવે પ્રાકૃતમાં કવિતા કરી શકીશ: જો વહેલો આવ્યો હોત તો સંસ્કૃતમાં કવિતા કરવાની શક્તિ ત્હને પ્રાપ્ત થાત. '

બીજી કથા,—એના પ્રસિદ્ધ પુત્ર અને શિષ્ય વલ્લભના એક કથનના આધારે એવી છે કે બાલક પ્રેમાનન્દ કામનાથ મહાદેવમાં રહેતા એક રામચરણ હરિહર નામના વિદ્વાન સંન્યાસી ( પૂર્વાશ્રમમાં પાટણના નાગર ) ના બહુ પ્રસંગમાં આવ્યો હતો. ત્હેમના સહવાસ તથા ઉપદેશથી બાલકનું કવિહૃદય ખીલ્યું. આપણા ગુજરાતી કવિઓમાં મીરાં, અખો, દયારામ બધાં યાત્રાળુઓ હતાં; તેમ રામચરણ સાથે કવિ પણ દેશ પરદેશ આથડયા અને સંસ્કૃત તથા હિન્દી શીખ્યા. કવિએ સંસ્કૃત કાવ્યસાહિત્ય ઉપરાંત મહાભારત, રામાયણ, શ્રીમદ્ ભાગવત હરિવંશ, કૃષ્ણજન્મખંડ તેમજ બીજાં પુરાણોનો પરિચય કર્યો. તત્ત્વજ્ઞાન, ન્યાય તેમજ છન્દસ્શાસ્ત્ર. રસાલંકાર, વગેરેને પણ જોતાં બાકી રાખ્યાં નહિ. એ અરસામાં સૃષ્ટિનું સૌન્દર્ય જોઇને કહો, જનસમાજના રીતરિવાજ તથા મનોવૃત્તિ પારખ્યાથી કહો, પરદેશી લોકોનાં હૃદય તથા ત્હેમની રસિકતા ઝીલ્યાથી કહો કે એકંદરે સંસાર અવલોકયાથી કહો–જે કહો તેથી કવિની બુદ્ધિ વિકાસ પામી.

ગુરુનો આદેશ—આ સમય, પંડિતોની માનીતી થઇ પડેલી હિન્દી ભાષાનો હતો; તેથી ત્હેના મોહમાંથી બહુશ્રુત થયેલ પ્રેમાનન્દ પણ બચી શકયા નહિ. દયારામ અને દલપતરામની પેઠે એમણે એમનો હાથ પહેલાં તો એક વ્રજભાષાના કાવ્ય ઉપર અજમાવ્યો; કાવ્ય રચીને ગુરુને બતાવ્યું. પૂર્વાશ્રમના ગુજરાતી ગુરુએ કહ્યું:- 'ઉમર મૂકી અને તું ડુંગરને પૂજે કેમ ?' ( વલ્લભ–'યુધિષ્ઠિરવૃકોદરસંવાદ' ). તે ઉપરથી પ્રેમાનન્દે ગુર્જરરાણી ગુર્જરીમાં કવિતા કરવાનો ગુરુઆદેશ માથે ચડાવ્યો; અને નૈષ્ઠિક ગુરુભક્તિથી એ આદેશ જીવનભર અણિશુદ્ધ પાળ્યો. સંકલ્પ કરેલો ભાષાયજ્ઞ પૂર્ણાહુતિની વિધિ સુધી પહોંચી જાય તોજ પાઘડી પહેરવાનું અપૂર્વ 'પણ' એમણે લીધું ત્હેમના પુત્ર વલ્લભ કાંકડાએ પોતાનું નવરસમયું કાવ્ય વંચાવી, એને

આશાથીમાં માગી લઇ, તે 'પણ' ફક્ત એકવાર મૂકાવ્યું હતું-એમ કવિની જીવનકથા નોંધે છે.

ઉદરનિમિત્ત પરદેશ–વડોદરામાં જન્મેલા પ્રેમાનન્દ, સાહિત્યનું મૂલ મૂલવવા, મુગલાઇનું મુંબાઇ અને મક્કાદ્વાર બનેલા સૂરતમાં જઇ રહ્યા. આ સમયે દિલ્હીમાં ઔરંગઝેબ અને દક્ષિણમાં શિવાજી મહારાજની હાક વાગતી; એટલે ગુજરાત તેમજ ખાનદેશમાં શાન્તિ જામી હતી. વડોદરા પછી સૂરત, અને વચ્ચે વચ્ચે નંદરબાર જઇ કવિએ પોતાનાં આખ્યાનોની રસછોળો આવી રીતે ગુજરાતની છેક દક્ષિણ સરહદ સુધી ઉછાળી હતી. સંવત ૧૭૨૯ માં ભારે ઓગણત્રીસો કાળ પડયો ત્યારે પ્રેમાનન્દે 'ઉદર કાજે સેવ્યું નંદરબાર,' ને ત્યાં નંદીપરામાં રહી કવિતા કરતા. વચમાં વચમાં કવિ સૂરત અને વડોદરે પણ આવજા કરતા હતા.

પુરાણી પ્રેમાનન્દ–મહાભારત, ભાગવત અને પુરાણના કથાપ્રસંગોની સંસ્કૃત કથા કરનાર પુરાણીઓની આ સમયમાં ખોટ નહોતી. તેથી પ્રેમાનન્દે, જ્યારે એની એ સંસ્કૃત કથાના રસાગરના કૂંચા વાંચવાના છાડી દઇ પ્રાકૃતમાં–લોકોની બાલભાષામાં પુણ્યકથાઓ સંભળાવવા માંડી ત્યારે પ્રાકૃત શ્રોતાવર્ગ ત્હેમના તરફ ખેંચાઇ આવ્યો ને સંસ્કૃત પુરાણીઓ સાથેનો પ્રેમાનન્દનો વિગ્રહ શરૂ થયો. પુરાણી બ્રાહ્મણો, સંસ્કૃત જ્ઞાનના એકલા ઇજારદાર જેવા, સમાજમાં જે પ્રતિષ્ઠા પામતા તે હવે પ્રાકૃત કથા કરનારની અદેખાઇ કરવા મંડયા. કારણ કે પ્રાકૃત વ્યવહારમા ગૂથાયલા સમાજને મહાભારત, રામાયણ, ભાગવત વગેરે કથાસાગરમાંથી મનગમતા પ્રસંગોની ભેટ ધરી પ્રેમાનન્દે લોકોના હૃદયસિંહાસન સર કરી લીધા હતા; અને તેથી પણ પ્રેમાનન્દની લોક–પ્રિયતામાં વધારો થયો સંભવે છે.

આર્થિક સ્થિતિ–પુરાણીઓની સંસ્કૃત કથાઓ સામાન્ય માણસને અઘરી પડયાથી કવિએ માર્કંડેયપુરાણમાં લખ્યું છે કે જ્યારે 'થયા પુરાણી મોંઘા દાટ, તેથી ગયો ઘણો ઉચાટ; હવે કોણ દેખાડે વસમી વાટ, થયા બંધ સ્વર્ગનર્કના ઘાટ–;' ત્યારે કવિએ 'કર્યું પ્રાકૃત વિમાન,' અને ગુજરાતી ભાષામાં કથાઓ કરી. સાત્વિક શ્રોતાઓએ

કવિની સારી સંભાવના કરી; અને કવિ સારૂં દ્રવ્ય કમાયા હતા. તે દ્રવ્ય કવિએ બ્રહ્મભોજનમાં ખર્ચ્યું હતું એમ વલ્લભ કહે છે–' જેણે ઘૃતસરિતા ચલાવી, પ્રભુએ બાંધી સાકર પાજ. ' કવિ પોતાની પાછળ પોતાનાં આઠ ઘર તથા થોડું રોકડ મૂકી ગયા હતા એમ કહેવાય છે. એ ઘરના સ્મારકરૂપ વડોદરામાં ' પ્રેમાનન્દ કવિની પોળ ' નામનો ભાગ હાલમાં બતાવાય છે.

નિરભિમાની મહાકવિ—પ્રેમાનન્દને મ્હોટા કવિ તરીકે પૂજાવાનો મોહ નહોતો; ઉલટું પોતાને, નમ્ર કથાકાર તરીકે-સદાના સાદા ભટ પ્રેમાનન્દ તરીકે ઓળખાવી પોતાની કવિતામાં ખોડ હોય તો–' કવિજન રખે ખોડ દેશો ' ' કરગરી કવિઓને કહુંછું, દોષ રખે કોઇ આપો રે ' –એવા વિનયાતિશયથી એ ક્ષમા માગતા જણાય છે. કવિની છેવટની અવસ્થાનો ગ્રંથ ' દશમસ્કંધ ' જ્યારે ૫૩ કડવાંથી અધૂરો રહ્યો ત્યારે તે પૂરો કરવા પ્રેમાનન્દે પોતાના મુખ્ય ચાર શિષ્યો–વલ્લભ, રત્નેશ્વર, વીરજી અને સુન્દરને બોલવ્યા; અને દરેકને દશમસ્કંધમાંથી એક એક કડવું નમૂના માટે લખી લાવવા કહ્યું. પહેલા ત્રણની કવિતા સુન્દર કરતાં ચઢીયાતી હતી; પણ એમણે છેવટમાં કવિતા કરનારની સામાન્ય રૂઢિ પ્રમાણે ' કવિ ' એવો શબ્દ મૂકયો હતો. પરંતુ પ્રેમાનન્દે પોતે કવિપદનો દાવો કદિ કર્યો નહોતો; તેથી શિષ્ય સુન્દરે એવું કાંઇ ન લખવાની ખાસ કાળજી રાખી. આ વિનય બતાવ્યાથીજ કાવ્ય પૂરૂં કરવાનું કામ ત્હેને સોંપાયું હતું.

સ્વતંત્ર કવિ—ભાષાભક્તિના ટેકીલા ભક્તને છાજે એવી નિસ્પૃહતા અને સ્વતંત્ર જુસ્સો કવિમાં હતાં. ગમે ત્હેવા વિનયના ઉદ્ગારમાં પણ પામરતાનો પડછાયો સુદ્ધાં કવિએ પડવા દીધો નથી નવરસના રસીયા કવિને નંદરબારના ઠાકોર, તેમજ વૈષ્ણવ મિત્રો શંકરદાસ, માધવ-શેઠ વગેરેનો આશ્રય મળ્યો હતો; છતાં પ્રભુરસલીલાને બહલાવવા સિવાય કોઇ પ્રાકૃત મનુષ્યની પ્રશંસા કરવામાં કાવ્યશક્તિને હલકી પાડવા એમણે સાફ ના પાડી દીધી હતી; માત્ર ભક્તકવિ નરસિંહનાં જ ગુણગાન પ્રાકૃત મનુષ્ય છતાં કવિએ સકારણ ગાયાં છે. બાકી તો ઇતિહાસ પુરાણમાંથી દેવની ગણનામાં આવેલા નરોત્તમોનાંજ ચરિત્રો

કવિને ગાવાં ઠીક લાગ્યાં છે. આ જ યુગના લોકાનુરંજક લોકપ્રિય કવિ સામળભટનાં ' રખીયલ રૂડો રાજવી, ભોજ સમોવડ ભૂપ-' જેવાં આડંબરભર્યાં વાક્યો સરખાવવા જેવાં છે. કવિનું સ્વમાન કઇ સપાટી ઉપર હતું તે આથી સ્હેજ ધ્યાનમાં આવવા જેવું છે.

**શિષ્યમંડલ**—પ્રેમાનન્દ એમના યુગના અધિષ્ઠાતા હતા એટલુંજ નહિ* પણ પોતાની ધાટીથી કાવ્ય કરનાર લેખકોના વર્ગ ( school ) ને સ્થાપનાર પણ હતા. અંગ્રેજી સાહિત્યના ડૉક્ટર જોન્સનની પેઠે એમની આસપાસ લેખકોનું વિવિધરંગી મંડલ જામ્યું હતું. કવિ–સૂર્યનું નક્ષત્રમંડલ સ્ત્રી પુરૂષ સમેત સો એક શિષ્ય–મંડળરૂપ થયું હતું. ત્હેમાંથી બાવનવીર જેવા બાવનનાં નામ વલ્લભે ગણાવ્યાં છે. ' એ પૈકી જેમની કૃતિ પ્રકાશમાં આવી છે એવા તો ગાયક વીરજી, સહવાસી હરિદાસ, પ્રસાદકવિ દ્વારકાદાસ, અનુવાદકવિ રત્નેશ્વર, નિરંકુશ કવિ વલ્લભ અને સાદો સુન્દર એ છજ છે." પ્રેમાનન્દના જેટલું પુરુષોનું તેમજ સ્ત્રીઓનું શિષ્યમંડલ જૂના કે નવા કોઇ સાક્ષરનું જાણમાં નથી.

**શિષ્યોનું કાર્ય**—કવિએ શિષ્યોની શક્તિ માપી લઇ સૌ સૌને અનુકૂળ કાર્ય સોંપ્યું હતું. પોતે સંસ્કૃત તથા પ્રાકૃત જેવું સાહિત્ય તૈયાર કરવાનું માથે રાખ્યું હતું; વલ્લભને હિન્દીની ધાટી બતાવવામાં આવી હતી; રત્નેશ્વરને મરાઠી અને સંસ્કૃત જેવું, વીરજીને ઉર્દુ અને ફારસી જેવું અને સુન્દરને પૌરાણિક વાર્તા જેવું સાહિત્ય ઉભું કરવા સોંપણી થઇ થઇ હતી. આમ પ્રેમાનન્દસંપ્રદાયમાં એક ગુરુ અને બીજા ભક્તો હતા; કારણ કે એ શિષ્યમંડલમાંથી કોઇ બીજો પ્રેમાનન્દ નિવડયો નથી. કારણ સ્પષ્ટ છે કે એ શિષ્યો કંઇ કવિ જન્મ્યા નહોતા; તેથીજ કવિના સહવાસથી કવિતા કરનારનાં એમનાં લખાણોમાં ખાસ કલા કે પ્રતિભા ઝળહળતાં નથી.

**આખ્યાનો**—પ્રેમાનન્દે જે રસઝરણાંમાંથી અંજલિઓ ભરીભરીને ગુર્જરી દેવીને અર્ઘ્ય આપ્યા છે તે ઝરણાં મહાભારત, રામાયણ અને ભાગવતની સંસ્કૃત કથાઓમાંની અને ભક્તકવિ નરસિંહ મહેતાના જીવનપ્રસંગોમાંથી વહી રહ્યાં હતાં. ઇતિહાસ, પુરાણ અને લોકકથામાંથી

કવિએ એવા રસિક પ્રસંગો ઉંચકી લીધા છે કે ફક્ત ત્હેમનાં નામથી જ શ્રોતાઓને તે તરફ પક્ષપાત થઇ છે. સાધારણ રીતે નીરસ લાગે અને કવિતાના શોખીને કંટાળા ભરેલું લાગે એવું ભક્તચરિત્ર પ્રેમાનન્દના પ્રતાપે તેટલુંજ સરસ અને મનોહર થઇ જાય છે. સામાન્ય કથામાં રહેલું રસબીજ કવિની દ્રષ્ટિએ પડતાં તે ઉપર નવરસનું સિંચન કરી કવિ ત્હેમાંથી ઘડીકવારમાં એક સુન્દર વૃક્ષ, કોઇ જાદુગરની કળાથી ઉગાડી દે છે.

**આખ્યાનોનો મહિમા**—કવિનાં કાવ્યો દેશભરમાં એવાં પથરાઇ ગયાં છે કે જેમને આપણે અભણ કહીએ એવી સ્રીઓ પણ એમનાં લોકપ્રિય આખ્યાનોને મોઢે કરીને અપ્રીતિ ગાઇ શકે છે. ગુજરાતી સમાજના આ માનીતા કવિએ અભણ પણ રસિક અને સંસ્કારી સ્રીહૃદયમાં એવું સ્થાન મેળવ્યું છે કે એમનાં આખ્યાનો મુખપરંપરાથી બ્હેનોને વારસામાં મળ્યે જ જાય છે. કવિનાં ઘણાંખરાં આખ્યાનો તો એક રીતે ગુજરાતમાં પૂજાય છે એમ કહીયે તોપણ ચાલે. ગુજરાતનાં શહેરો અને ગામડાંઓનાં અનેકાનેક કુટુંબોનાં મહિનાઓ ( ચૈત્ર—વૈશાખ ) ‘ ઓખાહરણ ’ વિના, શ્રાદ્ધપક્ષ નરસિંહ મહેતાના બાપના ‘ શ્રાદ્ધ ’ વિના, સીમન્તના પ્રસંગો કુંવરબાઇના ‘ મામેરા ’ વિના, ચાતુર્માસ ‘ દશમસ્કંધ ’ વિના, નવરાત્ર ‘ દેવી ચરિત્ર ’ વિના, દર શનિવાર ‘ સુદામાચરિત્ર ’ વિના અને રવિવાર ‘ હુંડી ’ વિના ભાગ્યેજ ખાલી વીતતા હશે. “ ધન્ય છે પ્રેમાનન્દને કે જેના કાવ્યસમુદ્રમાં પર્વે પર્વે સ્નાન કરવાને આટલા બધા જીવ ધાઇને આવે છે અને શુદ્ધ, કોમળ તથા ભક્તિમન થઇને સંસારમાં પાછા વળે છે. ”

**આખ્યાનોનું વસ્તુ**—કવિનાં કેટલાંક સુંદર આખ્યાનો ભક્તકવિ નરસિંહ મહેતાના જીવનના કસોટીના પ્રસંગોમાંથી જ ઉદ્ભવ્યાં છે. લોકમાં ચાલતી દંતકથાઓ અને પરંપરાગત અંધશ્રદ્ધાને ધક્કો વાગે એવું કાંઈ ન આવી જાય ત્હેની કવિએ સાવધાનતા વાપરી છે, છતાં પ્રાકૃત લોકોને ગમતી અધમ અશ્લીલતા અને રાધાકૃષ્ણની કવિતામાં આવતો વાંધાભર્યો શૃંગાર વર્ણવતા જેટલા કવિ હલકા પડયા નથી.

આવી બહુવ કથાઓના વસ્તુના આધારે, ખડબચડા પથ્થરની બેડોળ મૂર્તિઓમાંથી બોલી ઉઠે એવાં પૂતળાંની અવનવી રચનાઓ કુશળ શિલ્પીએ ઘડી કાઢી છે. મૂળનાં અનઘડ કાવ્યશિલ્પીનાં ઘડેલાં બાવલામાં પોતાને જે જે રસભર્યું અને ઉન્નત લાગ્યું ત્હેને કાયમ રાખી, કેટલીક પોતાને મનગમતી રૂઢિઓનાં ખૂબીદાર કોતરકામ કવિએ ત્હેમાં કર્યાં છે; અને પોતાની કલ્પનાસૃષ્ટિને તે દ્વારા પ્રત્યક્ષ કરી છે.

**પ્રેમાનન્દના પુરોગામીઓ**—ભવભૂતિની પેઠે પ્રેમાનન્દે '**इदं कविभ्यः पूर्वेभ्यो नमोवाकं प्रशास्महे**' જેવું કહી પોતાના પુરોગામી કવિઓને નમસ્કાર કર્યા છે; અને એ કવિઓની પુષ્પ-છાબમાંથી થોડાં ઘણાં પુષ્પની સુગન્ધ પોતાનાં નવાં પુષ્પમાં ઉતારી છે. ભાષાનો સારોદ્ધાર કરવાનું વિશાળ કાર્ય ઉપાડી લેનારે પોતાના પુરોગામી કવિઓ તથા શિષ્યોના રચેલા કેટલાક ગ્રંથોનો ઉપયોગ કર્યો હોવો જોઇએ એમ માનવાને સબળ કારણો છે. 'હારમાળા'માં કવિ કબૂલ કરે છે કે 'પૂર્વે જે જે કવિજન વૈષ્ણવે કહ્યાં ચરિત્ર ઉદારજી; તે સઘળાંનો જોડ કરીને, બાંધ્યું શુભ આખ્યાનજી." ભાલણ, ભાલણસુત ઉદ્ધવ, વિષ્ણુદાસ, મનોહર, સુરભટ, વિશ્વનાથ જાની, વજીયો વગેરેના તૈયાર પાઠ પ્રેમાનન્દના જોવામાં આવેલા અને ત્હેનો ઉપયોગ ત્હેમણે યથારુચિ કર્યો છે એમ તે તે કવિઓનાં કાવ્યોની પ્રતો સરખાવતાં જણાઇ આવે છે કેટલેક ઠેકાણે તો આખી કડીઓજ પ્રેમાનન્દે પોતાનાં આખ્યાનોમાં સાંગોપાંગ દાખલ કરેલી મળી આવે છે; વળી કેટલીક વાર મૂળ સંસ્કૃતમાં નહિ એવા કેટલાક પ્રસંગો આ પુરોગામી કવિઓએ દાખલ કરેલા તે પણ પાત્રવિવેક, જનરુચિ, વસ્તુભેદ તથા રસના જમાવટ ધ્યાનમાં રાખી તે પ્રસંગોનો ઉપયોગ પ્રેમાનન્દ કરે છે.

**કાવ્ય સંપત્તિ**—કવિનાં દરેક વર્ષનાં કાવ્યોની સરેરાશ બેથી ત્રણ આખ્યાનની આવે છે; આખ્યાનનું વસ્તુ—એટલે વાર્તાનું ખોખું તૈયાર હોવાથી, રસરૂપી જીવ વિનાનાં એ હાડપિંજરમાં પ્રેમાનન્દને તો પ્રાણ મૂકવો બાકી રહેતો. ચમત્કૃતિ વગરનાં, સાદાં અને કેવળ કથાભાગ કહી જનારાંએ કાવ્યોને પ્રાસાદિક કરી પ્રેમાનન્દ ત્હેમને લોકપ્રિય બનાવતા.

આલંકારિકો કહે છે તેમ ઇતિવૃત્તના આધારવાળી કથાને પ્રેમાનન્દ પસંદ કરતા અને ત્હેમાં રસનિષ્પત્તિ કરી કલાવિધાન દાખવતા. પ્રેમાનન્દે, એકલે હાથે જીવનભર સંચેલી કાવ્યસંપત્તિ બીજો કોઇ ગુજરાતી લેખક હાલમાં બતાવી શકે એમ લાગતું નથી

પ્રેમાનન્દની દેવકથાનાં મૂળ ખોળીયે તો-એમનો વાર્તાવિસ્તાર સોળમા શતકના વછરાજ અને તુલસીનાં આખ્યાનોમાંથી થયો છે; નવરસની ખીલાવટમાં નરસિંહનાં બીજનો વિકાસ છેઃ અલંકારઆલેખનમાં સંસ્કૃત કવિઓના ધ્વનિ, અને દેવકથામાં માનુષ હૃદયનાં રસસ્થાનની પ્રતિષ્ઠા સાથે પ્રાકૃત હૃદયના ઉચ્ચ અને સ્થાયી વિકારોનું યથાસ્થિત નિરૂપણ—પોતાની જાત શક્તિના વિકાસને લઇને છે. મહેતાના વર્ષાકાળ પછી અને વછરાજના શરદ્કાલ બાદ વસંતાગમ તો પ્રેમાનન્દથીજ થયો છે.

**નાટકો-સંભવાસંભવ:**-પ્રેમાનન્દનાં ત્રણે નાટકો ( સત્યભામારોષદર્શિકા, પાંચાલીપ્રસન્નાખ્યાન અને તપત્યાખ્યાન ) નું વસ્તુ પ્રસિદ્ધ મહાભારતમાંથી છે. નાટકોની ભાષા જોતાં, તથા કવિના સમયમાં ગદ્યગ્રંથોનો તથા નાટ્યરચનાનો અભાવ, છંદ તથા વૃત્તોનો ઉપયોગ, એમાં વાપરેલાં કેટલાક વાક્યો-કહેવતો, મરાઠી અને અંગ્રેજીનો સંપર્ક, ફારસી શબ્દો-તે ઉપરાંત શૈલીનાં અંતરંગ પ્રમાણોથી દોરાઇને કેટલાક એને આધુનિક ગણી તે તરફ અનાસ્થાથી જોઇ રહે છે; અને એમજ માની બેઠા છે કે એ નાટકો પ્રેમાનન્દને નામે કોઇકે રચીને ચડવ્યાં હશે. બીજી તરફ, એ આખ્યાનોને પ્રકાશમાં લાવનાર વર્ગને માથે '**स्थितस्य समर्थनीयम् ।**' કરવાનું હોય છે તે પ્રમાણે—આખ્યાનની શૈલી, કવિના પહેલાં છંદ તથા વૃત્તોનો ઉપયોગ, પ્રેમાનન્દનાંજ બીજાં સર્વમાન્ય કાવ્યોમાંથી આંતર પ્રમાણ જેવાં વાક્યોનું અસ્તિત્વ-વગેરે બતાવી પૂર્વપક્ષ સ્થપાનો જાય છે; છતાં હજી કર્તૃત્વનો ચોક્કસ નિર્ણય આવી શક્યો નથી.

**સામળભટ્ટ સમકાલીન ખરા ?**—સામળભટ્ટ પ્રેમાનન્દપુત્ર વલ્લભના સમકાલીન હોવા જોઇએ અને પ્રેમાનન્દથી એ ઘણાં વર્ષ ન્હાના

હશે એમ સામળભટ્ટના કેટલાક ગ્રંથોની રચના સાલ ઉપરથી સ્પષ્ટ જણાય છે. સામળનો કવનકાળ કવિની ઉત્તર વયમાં અને વલ્લભના સમયમાં હોવાનું હવે સૌ સ્વીકારતા થયા છે. સામળનાં કાવ્યો અને વાર્તાઓની સ્પર્ધામાં પ્રેમાનન્દનાં તથા હેમના શિષ્યોનાં આખ્યાનો રચાયલાં કહેવાતાં તે 'ઝઘડો' હવે નિરાધાર ઠર્યો છે.

કવિનાં પાત્રો—સામાન્ય રીતે બોલીયે તો કવિનું પાત્રાલેખન ઉંચા પ્રકારનું છે. કવિએ ઘણે ભાગે માત્ર વ્યાસ વાલ્મીકિનાં પાત્રો લઇ તે ઉપર પોતાના સમયના જનસ્વભાવનું તથા તે સમયની સૃષ્ટિરચનાનું એકીકરણ કરી, વાંચનારની આંખ આગળ સંસાર-ચિત્રપટ ધર્યો છે. આમ કવિએ પુરાણકાળની સૃષ્ટિનાં પાત્રોમાં પોતાની ભાવનાસૃષ્ટિમાં ઘૂમતા વિચારો વણી લીધા છે. કવિનાં પાત્રો, એમની વાર્તાઓનું વાતાવરણ, એમના રસદેશનાં હવાપાણી, એમની ભાવમયતા અને વિચાર-પ્રણાલિકા, એમનો કાવ્યપ્રવાહ—સૌ ગુજરાતી જ છે. એમના કાવ્યોમાં ગુજરાત, ગુજરાતીઓ અને ગુજરાતણો ઉભરાય છે.

હૃદયના સ્વયંભૂ પ્રેમથી આકર્ષાયલાં ઉષા અને અનિરૂદ્ધ, નળ અને દમયંતી, મદાલસા અને ઋતુધ્વજ—જેવાં નાયકનાયિકાઓનાં ચિત્રો આલેખી કવિએ દમ્પ સંસાર અને બાહ્ય રૂઢિઓનો નિર્મલ પ્રભાવ લોકોના હૃદય ઉપર પાડયો છે. પુત્રઘેલાં નંદ યશોદા અને વસુદેવ દેવકી જેવાં પ્રૌઢ પાત્રો તથા સાસુવહુ અને ન્યાતના પ્રાકૃત લોકો—એ બધાંનો પરિચય કરાવવો પણ કવિ ચૂકયા નથી. આમ કવિનાં ઘણાં ચિત્રો અભિશુદ્ધ અને જીવન્ત છે. 'હુંડી'નો દોશી વાણીયો, 'મામેરા'માંની નરસિંહની વહેલ, 'દ્રૌપદીસ્વયંવર'માંની સુંદઉપસુંદને લલચાવતી મોહિની, 'નળાખ્યાન'માં હંસને પકડવા જતી દમયંતી, 'માંધાતાઆખ્યાન'માંનો પ્રસવપ્રસંગ, 'સુભદ્રાહરણ'માં અર્જુનનો જોગીવેષ, 'અભિમન્યુઆખ્યાન'માં કૃષ્ણે ધરેલો શુક્રાચાર્યનો કપટવેષ, 'સુદામાચરિત્ર'માં દ્વારકાપ્રયાણ કરતી વખતનો સુદામાનો ભક્તવેષ, 'રણયજ્ઞ'માં કુંભકર્ણનો વિકરાલવેષ-આદિ ચિત્રો એવાં આબેહૂબ અને આંખ આગળ તરવરી રહે એવાં છે કે ગુજરાતી ભાષા જ્યાં સુધી વંચાશે અને બોલાશે ત્યાં સુધી એ ચિત્રો કદિ ભૂલાશે નહિ.

શૈલી–કવિની વર્ણન કરવાની છટા, અલંકાર ગોઠવવાની કળા, શ્રોતાઓને એકતાન કરવાનું કવિત્ત અને કથા વિસ્તારવાની ખૂબી–એ બધું એટલું તો સરસ છે કે ગુજરાતી કવિઓમાં તે સર્વોપરી પદને પાત્ર ઠરીજ ચૂકયા છે. એમનાં જનસ્વભાવનાં વર્ણનો એવાં તો તલસ્પર્શી અને ઝીણવટથી ઘટાવેલાં છે કે કવિ માનુષસ્વભાવના એક ઉંડા અને કુશલ અભ્યાસી છે એમ લાગ્યા વગર રહેતું નથી. કવિની કવિતા જેમ પ્રાસાદિક છે તેમ જ ઓજસ્વતી છે. શૃંગાર, વીર, કરુણ અને હાસ્ય–એ રસ તો પ્રેમાનન્દનાજ. એમને રસના એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં ઉતરી પડતાં જરા પણ વિલંબ કે રસભંગ થતો નથી ( સરખાવો, ઇંદ્રજીત સાથેના યુદ્ધપ્રસંગમાં વાનરચેષ્ટાનું હાસ્યરસયુકત વર્ણન ). કાવ્યમાં કયો પ્રસંગ કેટલો વિસ્તારવો એ વિવેકશકિત ત્હેમનામાં અસાધારણ છે. કવિનાં વર્ણનો ઘણે ભાગે, તાલમેલીયાં કે માત્ર વસ્તુઓની ગણત્રી કરનારાં કે ત્હેમની ફક્ત સહજ સ્થિતિ વર્ણવનારાં નથી; પરંતુ જડ સૃષ્ટિમાં ચેતના નિરખ્યાથી કવિ એમાં ચમત્કાર ઉમેરે છે, જેથી એ વર્ણનો હૃદયંગમ અને રસીલાં બને છે. લુખ્ખા તૂટક પ્રસંગો કવિનો હાથ અડકતાં રસથી ઓતપ્રોત થઇ જાય છે. નવલરામભાઇના શબ્દોમાં લખીયે તો "રસની બાબતમાં કોઇ પણ ગુજરાતી કવિ એના પેંગડામાં પગ ઘાલે એવો નથી. તાકયું તીર મારનાર તો પ્રેમાનન્દજ."

---

( ૩ )

## રામાયણનું રહસ્ય. *

'રણયજ્ઞ'માં યુદ્ધકાંડનો પ્રસંગ ગવાયો છે; અને યુદ્ધકાંડ એ આદિ કવિ વાલ્મીકિના રચેલા રામાયણનો છઠ્ઠો કાંડ છે. તેથી 'રામાયણ શું છે?' એ વિષયનું કંઇક રહસ્ય અહીં સ્હમજાવવું અપ્રસ્તુત નથી.

---

* ભાવનગરમાં મળેલી સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ વખતે રજૂ કરેલા નિબંધમાંથી.

મહાભારતની જેમ રામાયણ એ કેવલ આર્યોની લોકકથા કે લોકગીત નથી; એ તો સમગ્ર માનવકથાનું મહાકાવ્ય છે. એમાં સદાચારનું મહા સંગીત ગુંજે છે: સન્ત જનોનો સદ્‌બોધ એમાં ભરેલો છે. તેથીજ એ કથામાં મનુષ્ય જાતનું મહા આકર્ષણ છે મહાકવિઓની પ્રેરણા છે, અખંડ કાવ્યરસનું ઉદ્દીપન છે.

રામાયણ એકલું કાવ્ય નથી; ઇતિહાસ પણ છે. ભારત વર્ષનો ચિરકાલનો ઇતિહાસ એમાં બોલે છે. આમાં આર્યોની સાધના આરાધના અને સંકલ્પના ઇતિહાસ આલેખાયા છે. ઇતિહાસ-મૂર્તિ સમું આ કાવ્ય હિન્દનું મ્હોટું કાવ્યધન છે. પ્રાચીન આર્યાવર્તની સંસ્કૃતિ અને બુદ્ધિવિકાસ, સામાજિક અને રાજકીય જીવન, ધર્મ અને તત્ત્વજ્ઞાન-એ બધાનાં ભાવનાભર્યાં પ્રતિબિંબો એ 'ઇતિહાસની આરશી'માં પડેલાં જોઇ શકાય છે. હાસ ખેંચનારથી માંડી. કેળવણી લેનાર ઉંચી વર્ણો સુધી એકસરખી અસર કરનાર આ મહાકાવ્યમાં આર્યસંસ્કૃતિનાં સનાતન સત્યોનો ઇતિહાસ કોતરાઇ રહ્યો છે. તેથી જ સૈકા ઉપર સૈકા જાય છે છતાં રામાયણની કથાનો સ્રોત ભારતમાં લેશમાત્ર પણ ક્ષીણ થતો નથી

રામાયણનો કવિ—રામાયણકાવ્યના આદિકવિ વાલ્મીકિ છે. રામના એ સમકાલીન હશે કે કેમ એ પ્રશ્ન પંડિતો પાસે ઉભો છે જો બાલકાંડના ઉપોદ્‌ઘાત જેવા પહેલા ચાર સર્ગમાં આપેલી હકીકત માનીયે તો રામની કથા એમણે શ્રુતિપરંપરાથી સાંભળી હોવી જોઇએ: કારણકે નારદને ઋષિ પ્રશ્ન પૂછે છે એટલે ઉત્તમશ્લોક રામની કથા નારદ સંભળાવે છે; પરંતુ જો લવકુશ કને રામસભામાં પોતાનું રામાયણ ગવરાવ્યાનો બીજો પ્રસંગ માનીયે તો વાલ્મીકિ સમકાલીન ઠરે ખરા. ગમે તેમ માનીયે તોપણ વાલ્મીકિ એમના વખતમાં પ્રસિદ્ધ હશે. મહાભારતકાર વ્યાસ પણ એક પૂજ્ય ઋષિ તરીકે એમને સંભારે છે; અને એમણે રામાયણમાંથી કેટલાક શ્લોક સાંગોપાંગ પોતાના કાવ્યમાં ઉતારેલા છે. વાલ્મીકિ રામના રાજ્યકાળમાં હતા અને તે ત્રિકાલજ્ઞાની હતા; એટલે રામચરિત ત્હેમણે રામના જન્મપૂર્વેજ રચ્યું હતું એમ પણ

કર્ણુપરંપરા છે. આમ રામાયણ રામ અને વાલ્મીકિ એ ત્રણે એકજ સમયમાં હોય એમ સ્થાપવા પ્રયત્ન થાય છે.

કાલિદાસ જેવો મહાકવિ વાલ્મીકિના વહેતા નિર્મલ કાવ્ય-ઝરણમાંથી પ્રેરણાજલ પી તૃપ્તિ પામ્યો નથી. ભવભૂતિની સરસ્વતી પણ એમાંથીજ ઉદ્ભવી છે. રામાયણી કથાનો રસ ઝીલનાર બીજા અસંખ્ય સંસ્કૃત કવિઓ અને નાટકકારો છે; અને પ્રાકૃત કવિયો તો અનેક છે. તેથી જ આદિ કવિને બધા આવુંજ કંઇ વંદન કરે છે કે
' इदं कविभ्यः पूर्वभ्यो नमोवाकं प्रशास्महे । '

કાવ્યના કરુણ પ્રસંગોમાં સાક્ષાત્ કવિએ પણ ભાગ ભજવેલો છે; તેથી કવિએ પોતાના સમયનોજ ઇતિહાસ આલેખ્યો છે એજ વાલ્મીકિ, રામે ત્યજેલાં જાનકીને આશ્રય આપે છે, અને પછી લવકુશને ઉછેરે છે, તે પછી કુમારોના પૂર્વ ઇતિહાસનું એક કાવ્ય એ રચે છે અને ત્હેમને તે ગાતાં શીખવે છે. એક યજ્ઞ વખતે રામ વાલ્મીકિને' બોલાવે છે ત્યારે રામ સમક્ષ પેલા કુમારો રામાયણ ગાય છે: અને આ ગાયનની અસર તથા આ પ્રસંગનું એકંદર પરિણામ બહુ દુઃખદ અને શોકપૂર્ણ આવે છે—ધ્રૂજતી અને બિચારી નિરાશામાં ડૂબેલી સીતા આગળ આવે છે અને પ્રતિજ્ઞા લે છે—'જો હું સાચેસાચી પવિત્ર હોઉં તો ઓ ધરતી માતા, ત્હારા ઉદરમાં મને માગ આપ !' ઉગ્ર પ્રતિજ્ઞાથી પૃથ્વી ફાટે છે: પૃથ્વીમાતા સિંહાસન ઉપર બેઠેલાં ભૂમિમાંથી એકદમ નિકળે છે, અને પોતાની વ્હાલી પુત્રીને એકદમ ઉચકીને બેસાડે છે ને પાછાં સમાઇ જાય છે રામ આ નાટકથી આભા બને છે ને વ્હેબાકળા થાય છે. પછી પોતાનો રાજદંડ લઇ નીચે ઉતરી પૃથ્વીમાં સમાવા જાય છે. ઋષિઓ વારે છે. આખર બન્ને પુત્રોનો રામ સ્વીકાર કરે છે, અને પોતાના અવશિષ્ઠ દુઃખી જીવનમાં એ દ્વારા કંઇક દિલાસો ખોળે છે. આવી રીતે કાવ્યની ઉત્પત્તિનો ઇતિહાસ છે.

કાવ્યની ઉત્પત્તિ—બીજો આવોજ એક પ્રસંગ કાવ્યની શરૂઆતમાં કાવ્યની રચના સંબંધી આપેલો છે. વાલ્મીકિ ફરતા હોય છે ત્યાં તમસા નદીને કંઠે કોઇ પારધીને ક્રૌંચના જોડામાંથી એકને મારતાં

ત્હેમણે જોયા. પક્ષીની મરતા વખતની ચીસ અને ખીજ, ઝુરતા રહેલાનું આક્રંદ સાંભળી ઋષિને લાગણી થઇ એ લાગણીના આવેશમાં જે ઉદ્ગાર નિકળ્યા તે શ્લોકબદ્ધ નિકળ્યા—'शोकः श्लोकत्वमागतः।' એમ ઋષિને થયું. એ સાચું કથન છે કે કવિતાનો ઉદ્ભવ ચિત્તક્ષોભથી છે. જેમ વેદની ઋચાઓમાં સૃષ્ટિના દેખાવ જોઇ ચિત્તમાં ઉઠેલી ઊર્મિઓનો આવિર્ભાવ છે, તેમ ચિત્તક્ષોભ થવાથી શોકાર્દ્રહૃદય કવિની વાણી નીકળી કે—

मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौञ्चमिथुनादेकमवधीः काममोहितम् ॥*

'પારધી! ક્રૌંચ પક્ષીના જોડામાંથી કામથી મોહિત થયેલા એકને ત્હેં માર્યું તો તું કોઇ પણ કાળે પ્રતિષ્ઠા ન પામતો!' સંસ્કૃત ભાષામાં આ સૌથી પહેલો જ શ્લોક કહેવાય છે. આ શ્લોકમાં જાણે કવિતાના સત્ર વિષયોનો ઉલ્લેખ થયો છે. પ્રથમ તો શોકની લાગણી એ આ કવિતાનું મૂળ છે; વળી કીર્તિ ( प्रतिष्ठा ); અનન્તતા ( शाश्वतीः ) કાલ ( समाः ); પક્ષી, ત્હેનું જોડું, મૃત્યુ ( अवधीः ), કામ અને મોહ-અંતર્ભાવની પ્રેરણાથી થયેલી કવિતામાંની ઘણીખરી કવિતા આ વિષયો ઉપર જ રચાઇ છે. ઋષિ શ્લોકથી પ્રસન્ન થયા, અને સાથે સાથે ત્હેમના જ સમયમાં થયેલો સીતાહરણનો પ્રસંગ ત્હેમને સાંભરી આવ્યો. એટલે એમણે રામાયણનો પ્રસંગ

---

* આ આદિ શ્લોકમાં કાવ્યનું બીજ છે, એમ શ્લોકના વાચ્યાર્થ ઉપરાંત બીજા બે અર્થ કેટલાક ટીકાકારો કરી બતાવે છે:—

(૧) હે લક્ષ્મીપતિ ( રામચંદ્ર )! રાવણમંદોદરીરૂપી ક્રૌંચમિથુનમાંથી ( સીતા ઉપર ) કામમોહિત થયેલા એક ( રાવણ ) ને મારવાથી ત્હમારી અનંતકાલ સુધી કીર્તિ રહો!

(૨) હે રાક્ષસપતિ રાવણ! શ્રેષ્ઠ નરપતિના જોડામાંથી એક ( સીતા ) ને ત્હેં અત્યંત દુઃખ આપ્યું છે, માટે ત્હારું કોઇ દિવસ સારું ન થાઓ!

અને રામનાં પરાક્રમ એજ અનુષ્ટુપ્ શ્લોકની ધાટી ઉપર સંકલ્પ કર્યો.

**કાવ્યનો રસ**—રામાયણમાં ભક્તિ, નિષ્ઠા, સ્નેહ અને વ એ લાગણીઓનું પૂર પ્રસંગે પ્રસંગે ઉછળી રહ્યું છે ખરું; પરંતુ ર સમગ્ર જીવનમાં એ લાગણીઓને ઢાંકી દેનાર તો કરુણ રસની રે તેથીજ ભવભૂતિએ કહ્યું છે કે ' एको रसः करुण एव । ' બીજા રસ તો એ જ રસના વિવર્ત જેવા છે. જો કે રામાયણમાં વ્યાપાર પુષ્કળ છે, રામનું બાહુબલ સામાન્ય નથી; તથાપિ રામાય જે રસને સર્વના કરતાં પ્રાધાન્ય મળ્યું છે તે વીરરસ નથી. યુદ્ધપ્ર અને બાહુબળના ગૌરવનો ઘોષ–એ ત્હેના મુખ્ય વર્ણનના વિષય વીરરસ કાવ્ય તરીકે મહાભારતને વિશેષ ઉંચી કોટિએ મૂકાય છે; હમેશના સામાન્ય વ્યવહારમાં અનુભવાતી કોમળ લાગણીઓનું વર્ણવનારી રામાયણ કથાના મહાવડની વડવાઇઓ તો કરોડો ! ઓનાં હૃદયતલમાં મૂળ ઘાલી બેઠેલી છે.

**ગૃહસ્થાશ્રમનું કાવ્ય**—રામાયણ એટલે વીરરસકથા નહિ ગૃહકથા. કવિએ એક ગૃહકથાને બૃહત્ બનાવી છે; પિતા પ્રત્યે આજ્ઞાપાલકતા, ભાઇ માટે ભાઇનો આત્મત્યાગ, પતિ પત્ની અન્યોન્યની નિષ્ઠા અને પ્રજા પ્રત્યે રાજાનું કર્તવ્ય કેટલે સુધી જા છે તે રામાયણે દર્શાવ્યું છે. કૈકેયી મન્થરાના કૂડકપટના કાઠન અ અયોધ્યાના રાજગૃહને વિછિન્ન કર્યાં છતાં પણ ગૃહધર્મની દુર્ભેદ્ય રામાયણે પૂકારીને બતાવી છે. ઉપર કહ્યું તેમ, રામાયણનો મ રામયુદ્ધને અવલંબેલો નથી, એ યુદ્ધઘટના તો રામ અને સ દામ્પત્યપ્રીતિને જ ઉજ્જવલ કરી દેખાડવાનું નિમિત્તમાત્ર છે. બાહુ નહિ, જિગીષાને નહિ, રાષ્ટ્રગૌરવને નહિ, પણ શાન્તરસાસ્પદ ધર્મનેજ રામાયણે કરુણાનાં આંસુથી સીંચીને ત્હેમાં કાવ્ય–( પ્રતિષ્ઠા કરી છે.

**રામાયણનો ઉપદેશ**—રામાયણમાં ગૃહધર્મ અને રાજ ઉત્તમ ઉપદેશ છે. ઘરમાં સો કુટુમ્બીઓએ પરસ્પર કેવા સ્નેહથી જોઇયે એ જૂદાં જૂદાં દૃષ્ટાન્તોથી બતાવ્યું છે. પિતાના વચનની

પુત્ર રામે વનવાસ સ્વીકાર્યો, પત્નીએ પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી થવું જોઇયે-તેથી સીતાજી રામ સાથે વનવાસમાં ગયાં, ભાઇ લક્ષ્મણે રામના વનવાસમાં તેમજ રાવણ સ્હામે યુદ્ધમાં રામની સેવા કરી. બીજા ભાઇ ભરતે મ્હોટા ભાઇનો હક્ક વિચારી સ્હામી આવતી લક્ષ્મીને ઠોકર મારી, ન્હાના ભાઇ તરીકે પોતાની ફરજ હતી તેજ બજાવી. રામ અધર્મને ઉત્તેજન આપે છે એવી એક દુષ્ટ પ્રજાજનને શંકા થઇ, એ શંકાને પણ અવકાશ રહેવો ન જોઇએ તેટલા માટે રામે ઉગ્ર રાજધર્મ પાળ્યો અને સીતાનો ત્યાગ કર્યો. છતાં પતિ તરીકે એમનો એના ઉપર અવિચલ પ્રેમ હતો એ અશ્વમેધ યજ્ઞ વખતે ફરી ન પરણતાં સીતાજીની સોનાની મૂર્તિ પાસે રાખીને પોતે ચલાવી લીધું—એટલાથી જ જણાઇ આવ્યું. રામની પિતૃભક્તિ અને રાજધર્મ, એમની કર્તવ્યનિષ્ઠા અને એકપત્નીવ્રત—હિન્દુધર્મના ઇતિહાસમાંથી કદિ ભૂલાવાનાં નથી.

કાવ્યમાં વીરરસના પ્રસંગો—રામાયણ સાથે સરખાવી શકાય એવું મહાકાવ્ય તો વ્યાસ કવિનું રચેલું મહાભારત છે. મહાભારતમાં, રાજકીય જીવનને અંગે વીર્ય, પરાક્રમ, મહત્ત્વાકાંક્ષા અને ઉચ્ચ ક્ષાત્રતેજના પ્રસંગોનાં જે વર્ણનો છે તેવાં વર્ણનો રામાયણમાં નથી. દ્રૌપદીસ્વયંવરમાં રાજાઓનો ઉત્સાહ, 'પણ' પૂરું કરવાની સ્પર્ધા અને કસોટી, અને યોદ્ધાઓની વર થવાની હોંસ-તે બધું સીતાસ્વયંવરમાં નથી. વીરરસમાં સીતાસ્વયંવરનું વર્ણન છેક સાદું અને સાધારણ છે. રામ અને રાવણ, લક્ષ્મણ અને ઇંદ્રજીત-એ દ્વંદ્વોને અર્જુન અને કર્ણ, ભીમ અને દુર્યોધન-જેવાં જીવનભરના વેરમાત્ર અને અદેખાઇવાળાં દ્વંદ્વો સાથે સરખાવતાં છેક મોળાં પડે છે. રાવણ જ્યારે સીતાને હરી જાય છે તે વખતનો સીતાનો વિલાપ, આક્રંદ અને તિરસ્કાર,-સભાની વચમાં અપમાન પામતી દ્રૌપદીના ઉગ્ર સ્વરૂપ અને જોસભર્યા વિલાપ સાથે સરખાવતાં ગુસ્સામાં અને ભાવમાં ઉતરતાં છે.

રાવણ યુદ્ધ માટે જે મંત્રસભા ( council of war ) ભરે છે તે, મત્સ્યરાજ યુધિષ્ઠિરે ભરેલી મંત્રસભાની સરખામણીમાં એટલી બધી પ્રભાવશાળી કે ઓજસ્વી નથી; યુદ્ધનો નિશ્ચય થતાં પહેલાં અંગદનું

સલાહનું કહેણ, અને તે પછી વિભીષણે કરેલી રાવણને છેલ્લી આજીજી, રાવણે કરેલો હેનો અનાદર અને તિરસ્કાર–તે પ્રસંગ સાથે અંધ કુરુપતિ ધૃતરાષ્ટ્રને ઘોર યુદ્ધમાંથી બચાવવા શ્રીકૃષ્ણે યુક્તિપુરઃસર કરેલી વિષ્ટિ, અને દુર્યોધને જાહેર કરેલો પોતાનો અડગ દુરાગ્રહ કે 'પાંચ ગામ તો શું, પણ એક સોયના અગ્ર જેટલી પૃથ્વી પણ હું પાંડવોને આપનાર નથી'—એ બધા પ્રદેશોમાં બન્ને કાવ્યો એક સરખા પ્રસંગો છડે છે; છતાં ઉછળતો વીરરસ તો મહાભારતનો જ. કર્ણ અને અર્જુન, ભીમ અને દુર્યોધન જેવાં પાત્રોમાં જે ઉગ્ર નિશ્ચય અને પ્રતિસ્પર્ધી માટે ઉંડાં વેર રહેલાં છે—હેવું એકકે પાત્ર આખા રામાયણમાં નથી. આખો યે યુદ્ધકાંડ રામરાવણના અદ્વિતીય યુદ્ધ નિમિત્તે રોકાયલો છે; છતાં મહાભારતના ચક્રવ્યૂહમાં થયેલો અભિમન્યુવધ, અર્જુને કરેલો જયદ્રથ વધ, અર્જુન-કર્ણનું છેવટનું દ્વંદ્વયુદ્ધ તથા ભીમ-દુર્યોધનનું ગદાયુદ્ધ—હેના જેવા ઉત્તેજક, અને આવેશપૂર્ણ પ્રસંગો રામરાવણનાં યુદ્ધોમાં ક્વચિત્ જ દેખા દે છે.

સાંપ્રત રામાયણ—મૂલ વાલ્મીકિ રામાયણ ઇ. સ. પૂર્વે એક હજાર વર્ષ ઉપર રચાયું હશે એમ પંડિતો ઠરાવે છે. એનું પૂર ૨૪૦૦૦ શ્લોકનું છે અને એના સાત કાંડ છે. હમણાં ઉપલબ્ધ છે તે રામાયણ બૌદ્ધોની અસર મોળી થયા પછીનું એટલે નિદાન ઇ.સ. પૂર્વે ૧૦૦ વર્ષ ઉપરનું હોવું જોઇએ. રામાયણની પ્રથમ આવૃત્તિ તે વાલ્મીકિપ્રણીત લવકુશે રામસભામાં ગાયેલી, પ્રથમના ઉપોદ્ઘાતના ચાર સર્ગ સાથેની તે બીજી, ઋતુ વગેરેનાં વર્ણનના વિસ્તારવાળી તે–ત્રીજી, અને છેલ્લી ઉત્તરકાંડ સાથેની અને સર્ગબદ્ધ તે–ચોથી: આમ સાંપ્રત રામાયણ એ ચોથી આવૃત્તિ છે. મહાભારતના વનપર્વમાં રામકથાને 'રામોપાખ્યાન' તરીકે દાખલ કરાઇ છે; અને પદ્મપુરાણે તો રામની અવતાર તરીકે ચરિત્રકથા વર્ણવી છે. આમ રામકથાનાં અસંખ્ય વર્ણનો થવાથી ધીમે ધીમે હેમાં ચમત્કારનું તત્વ ભેળવાતું ગયું. હેમાંયે યુગે યુગે જૂના ચમત્કારોના રંગ ફટકી ગયાથી નવા નવા ચમત્કારોના રંગ એમાં પૂરાતા ગયા. આવા ચમત્કારો દરેક અવતારી પુરૂષના જીવનમાં ભળેલા હોય છે; અને તે ભક્તહૃદયની ભક્તિને સિદ્ધ કરનાર–સજ્જડ કરનાર છે.

ચમત્કારનું તત્ત્વ—રામના ચરિત્રમાં આવા દિવ્ય અંશ તરીકે ગણાવીએ તો—રામે કિશોર વયમાં શિવકોદંડ ભાંગ્યું; નક્ષત્રિ પૃથ્વી કરનાર ભાર્ગવ પરશુરામનો તેજોવધ કર્યો; સુગ્રીવ સાથે પ્રસંગ પાડતાં એકજ બાણે ઘાડું વન ભેદ્યું ને સુગ્રીવને ચકિત કર્યો; શલ્યાની અહલ્યા કરી; શૂદ્ર શંબૂકને વર્ણાશ્રમનો ભંગ કરતો અટકાવી બ્રાહ્મણના મૃતપુત્રને સજીવન કર્યો, સમુદ્રને બાળી નાખવા બાણ સાંધતાં સમુદ્રને શરણે આણ્યો; પથ્થર તરાવી સેતુ બાંધ્યો; લોકરાવણ—અરે દેવોને પણ રડાવનાર એવા દશકંધર રાવણને હણ્યો—એ બધા અંશોમાં ચમત્કારને વિસ્તારવાનો કવિઓને પુષ્કળ અવકાશ મળ્યો છે. આ ચમત્કારનું પહેલું વર્ણન કાલિદાસના સમયના કવિઓનું છે; બીજો વર્ણન-વિસ્તાર પદ્મપુરાણ અને અધ્યાત્મ રામાયણના કાળના પુરાણોમાં અંતર્ગત છે; અને ત્રીજો છેવટના ચમત્કારનો પૂરો વિકાસ જેવો વિસ્તાર પ્રાકૃત કવિઓ તુલસીદાસ જેવાના 'રામચરિતમાનસ'માં જોઇ શકાય છે.

રામ અવતાર તરીકે—રામનું લોકોત્તર ચરિત્ર દૈવી ચમત્કારોથી ઓતપ્રોત થયું; અને એવા ચમત્કારો સામાન્ય મનુષ્યના જીવનમાં થવા અશક્ય છે; તેથી રામ, પુરુષોત્તમનું પૂર્ણસ્વરૂપ મનાયા અને પ્રભુના અવતાર તરીકે આદરમાન પામ્યા. પરંતુ રામાયણ, દેવતાની અવતારલીલા ગાવાને રચાયું છે એમ નથી. કવિ આગળ રામ અવતાર હતાજ નહિ. રામચરિત્ર મનુષ્યચરિત્ર છે માટે જ તે મહિમાપૂર્ણ છે; કારણ કે એમાં એક મનુષ્ય જ પોતાના ગુણે કરીને દેવતા થયો છે. રામને પ્રાકૃત મનુષ્યની પેઠે જ દુઃખ, હર્ષ, શોક વગેરે થતું હતું, અને પોતાના મન ઉપર વિજય મેળવવા તેમને પણ બીજા માણસની મદદ લેવી પડી છે. તે ઉપરથી જ જણાય છે કે રામને પરમેશ્વર ગણવાનો વાલ્મીકિનો વિચાર નથી.

ધાર્મિક અસર—રામચરિત્રમાં અવતારકલ્પનાનું માધુર્ય ભળ્યું એટલે વિશુદ્ધ જીવનમાં દેવભાવનાનો રમ્ય સંયોગ થયો. તેથી જ રામકથા ધાર્મિક સુધારકો અને આચાર્યોને પણ પ્રેરણા આપી રહી છે. એ અવતારકથાનાં રહસ્યનો આધાર લઇ દક્ષિણમાં આચાર્ય રામાનુજે ઇ. સ. ના બારમા સૈકામાં વિશિષ્ટાદ્વૈતને નામે ઓળખાતો એકેશ્વરવાદ

ગયો. તેરમા સૈકામાં મધ્વાચાર્યે રામની ઇશ્વર તરીકે ખાંસ પૂ
સ્થાપન તેરમા અને ચૌદમા શતકમાં રામાનન્દે એજ એકેશ્વરવાદનો પ્ર
ઉત્તરમાં પાડયો. ત્હેના અનુયાયી કબીરે હિન્દુમુસલમાનને એકે
વાદમાં આણ્યા, અને રામ-રહેમાનની એકતા ઉપદેશી. સોળમા સૈ
બંગાળામાં ગૌરાંગ પ્રભુ ચૈતન્યે, અને ગુજરાતમાં આચાર્ય વ
એજ ઉચ્ચ એકેશ્વરવાદ શુદ્ધાદ્વૈતરૂપે પ્રજાને શીખવાડયો. ગુ
નાનકે આજ અરસામાં પંજાબમાં એ રામ-કૃષ્ણના બ્રહ્મવાદની ઘો
કરી. ઉત્તર હિન્દુસ્તાનમાં તુલસીદાસે રામાયણનાં પુણ્યસ્મરણ
કર્યાં; અને દક્ષિણમાં રામદાસ સ્વામીને લીધે સત્તરમા સૈકામાં ર
પૂજા શરૂ થઇ.

રાષ્ટ્ર કાવ્ય તરીકે—રાષ્ટ્રકાવ્યોની સીદ્ધી અસર સમા
થાય છે એમ વખતે કોઇ નહિ સ્વીકારે; પરંતુ ત્હેનું અસ્તિત્વ સમ
ઉપકારક થાય છે એ તો ઇતિહાસમાંથી જ સિદ્ધ થઇ ચૂકે
રામાયણ હિન્દુઓનું એક રાષ્ટ્ર કાવ્ય છે. હોમરનાં વીરપ
બુદ્ધિપૂર્વક અનુકરણ કરીને એલેક્ઝેન્ડર વિશ્વવિજેતા થયો, અને
સંસ્કૃતિને એશીયામાં વિસ્તારી. બંકીમચંદ્રના એક ' વન્દેમાતરમ
કાવ્યે હિન્દુસ્થાનને એકતાન કર્યું અને સ્વદેશીનો મહામંત્ર પઢા
તેમ શિવાજી અને રાજપૂતો રામાયણ અને મહાભારતની કથાના
ઉપર ઉછરી દેશનું સ્વાતંત્ર્ય રક્ષી તથા ઉદ્ધરી શકયા. આમ રામ
ણની રાષ્ટ્રકાવ્ય તરીકેની અસરનો ઇતિહાસ છે.

શતકોટિ રામાયણ—વાલ્મીકિના આદિકાવ્યના રચાયા
સંસ્કૃતમાં એના આધારે અનેક રામકથાઓ રચાઇ છે. દરેક પુ
અને ઉપપુરાણમાં એ કથાને માટે સ્થાન હોય છે જ. એ રીતે કંઇ
તો ૮૬ રામાયણ સંસ્કૃતમાં રચાયાં છે. મહાભારતના વનપ
આપેલા ' રામોપાખ્યાન'નો ઉલ્લેખ અમે કરી ગયા. આ મૂળ કા
પ્રસંગોને ફરીથી કહેતાં કેટલોક ફેરફાર જાણી જોઇને અને કેટલોક અ
ણતાં થતો ગયો છે. બૌદ્ધોની પાલી ભાષામાં લખાયલી જાતકમાં
'દશરથ જાતક'માં રામાયણની_કથા ટૂંકામાં કહી છે; પણ બૌદ્ધ
ઓએ પોતાના ધર્મને અનુસરવી ઘણી હકીકત એમાં દાખલ કરી

ખાસ વિરોધ જેવી વાત એ છે કે હેમાં સીતાને રામલક્ષ્મણની બ્હેન કહી છે, અને તે વનવાસમાં સાથે જાય છે. જૈનોએ પણ વેદધર્મીઓનાં કથાનકોનો ઉપયોગ, પોતાના જીન ધર્મની પ્રતિષ્ઠા લોકોમાં થાય તે હેતુથી પુષ્કળ કર્યો છે. મહાવીર સં. ૫૩૦ ( વિક્રમ સં. ૬૦ ) માં ત્હેમના એક સાધુ વિમલસૂરિએ **पउमचरियम्** નામનું રામચરિત્ર પ્રાકૃત દસ હજાર ગાથામાં રચ્યું છે. રામનું જૈનનામ ' પદ્મ ' છે. એ પ્રાકૃત ઉપરથી સંવત્ ૭૯૫ માં રવિસેનાચાર્યે **पद्मपुराण** સંસ્કૃતમાં લખ્યું. અને સિદ્ધ હેમચંદ્રે સં. ૧૧૯૮ માં **त्रिषष्टीशलाकापुरुष-चरित्र** સંસ્કૃતમાં લખ્યું. ત્હેના સાતમા પર્વમાં રામકથા આપી છે.

સંસ્કૃત કાવ્ય નાટકો—આમ રામકથાનો સ્રોત ભારતવર્ષમાં શત શાખાએ વિસ્તર્યો છે. વાલ્મીકિની રામકથાનું મહાઋણ સંસ્કૃત તેમજ પ્રાકૃત કવિઓને માથે ખડું છે. સંસ્કૃત કવિઓએ રામાયણની કથાના પ્રસંગો લઇ ત્હેમાંથી કાવ્યો અને નાટકો ઉપજાવી કાઢયાં છે. મહાકવિ કાલિદાસનું **रघुवंश**નું મહાકાવ્ય પાંચમા સૈકામાં રચાયું છે. અને **सेतुबंध** અથવા **रावणवध** નામનું પ્રાકૃત કાવ્ય પણ આ જ કવિએ રચેલું કહેવાય છે. કાલિદાસ પછી કુમારદાસે **जानकीहरण** કાવ્ય રચ્યું છે. ગુજરાતમાં થયેલા પંડિત ભટ્ટીએ સાતમા શતકમાં **रावणवध** અથવા **भट्टीकाव्य**ના નામથી ઓળખાતા મહાકાવ્યની રચના કરી છે. આ કાવ્યમાં એક પક્ષે વ્યાકરણનાં સૂત્રોનો ઉપયોગ બતાવ્યો છે, અને બીજે પક્ષે રામકથા ગૂંથી છે. નવમા સૈકાની શરૂઆતમાં કવિરાજ નામના કવિએ **राघवपांडवीय** નામનું દ્વિઅર્થી કાવ્ય રચ્યું છે. ક્ષેમેન્દ્રે **रामायणकथामंजरी** અગીઆરમા શતકમાં રચી; અને એજ સૈકામાં ભોજ કવિએ **रामायणचंपू** રચ્યો છે.

કાવ્ય ઉપરાંત પાંચમા સૈકામાં ભાસ કવિએ **प्रतिमादशरथम्** અને **रामाभिषेक** નાટક રચ્યાં છે. ભવભૂતિએ છઠ્ઠા સૈકામા **महावीरचरित** નાટકમાં રામના અભિષેક સુધીની કથા લીધી છે;

અને પ્રસિદ્ધ **उत्तररामचरित**માં છેવટનો ભાગ ઘટાવ્યો છે. દ
શતકમાં રાજશેખરે **बालरामायण** નાટક રચ્યું; અગીઆરમામાં દા
દરમિશ્રે **हनुमन्नाटक** અથવા **महानाटक** રચ્યું છે. જૈન લેખ
પણ સંસ્કૃત નાટકો રચ્યાં છે; જેમાં જિનહર્ષગણીએ ચોદમા શત
રચેલું **अनर्घ्यराघव** અથવા **मुरारिराघव** ખાસ ધ્યાન ખેંચે
એક જયદેવ કવિએ **प्रसन्नराघव** નાટક રચ્યું છે. હેમચંદ્રસૂરિના શિ
રામચંદ્રસૂરિએ **रघुविलास** અને **राघवाभ्युदय** નામનાં બે ના
રચ્યાં છે. એક સુભટકવિએ **दूताङ्गद** નામનું છાયા નાટક મહારાજાધિ
શ્રીત્રિભુવનપાલદેવની સભા આગળ કુમારપાલેશ્વરની યાત્રામાં દે
પર્વણીને સમયે વસંતઋતુના ઉત્સવને પ્રસંગે ભજવવા માટે રચ્યું હ

**પ્રાકૃત ભાષામાં રામાયણ**—સંસ્કૃત કવિઓએ જ ફક્ત રામા
કથાના રસસાગરમાં ચાંચ બોળી છે એમ નહિ. પ્રાન્ત પ્રાન્તના પ્ર
કવિઓ પણ પોતાની કાવ્યપ્રેરણા આ રામાયણની વીરરસકથામાંથી પા
છે. ઇસ્વી સનના નવમા અને દસમા સૈકામાં જ્યારે હાલમાં બોલાતી
ષાઓ સંસ્કૃત અને પ્રાકૃતમાંથી અવતાર પામી ત્યારે પ્રાકૃત કવિ
કાવ્ય–જાહ્નવીઓ રામાયણના ગંગોત્રીમાંથી વહેવા માંડી હતી. દક્ષિણે
બાબતમાં પહેલ કરી, અને તામીલ ભાષામાં રામાયણનું પ્રથમ અવ
સં. ૧૧૫૬ માં થયું; આને કેટલાક દ્રાવિડી રામાયણ કહે છે. પંદ
સૈકામાં બંગાળી કવિ કૃત્તિવાસે રામાયણને સરળ બંગાળી પદ્યમાં ઉત
સ્વામી તુલસીદાસે ‘રામચરિતમાનસ’ નો ગ્રંથ સોળમા સૈકામાં હિ
રચ્યો. શ્રીધરે આજ અરસામાં મરાઠીમાં ‘રામવિજય’નો ગ્રંથ બના
ગુજરાતીમાં સં. ૧૫૨૫ માં કર્મણમંત્રીએ ‘ સીતાહરણ ’ રચ્યું; ન
વિષ્ણુદાસ, ઉદ્ધવ, અને એક અપ્રસિદ્ધ કવિ કહાને લગભગ સો
સત્તરમા સૈકામાં રામાયણના આખા અનુવાદો રચ્યા છે. ગિર
લોકપ્રિય ‘રામાયણ’ ( સં. ૧૮૯૩ ) આટલું પ્રાચીન નજ કહેવાય.

**રામાયણની મહત્તા**—રામના સમગ્ર ચરિત્રમાં–એક વચન,
પત્ની, એક બાણ–પ્રજાપ્રેમ, નીતિસંરક્ષણ, આજ્ઞાપાલકતા–એજ ગુણો
તરવરી રહે છે. રામાયણનો હેતુ શુદ્ધ ચારિત્રના પાયારૂપ આત

શોનો આદર્શ આપવામાં સમાયલો છે; અને ત્હેમાં જ કાવ્યની મહત્તા છે. રામ એ સાક્ષાત્ ધર્મમૂર્તિ છે; ત્હેની ભાર્યા આત્મશ્રદ્ધા છે; બન્ધુ સત્ય વેણુ છે: સહોદર એકવચન છે: માતા ત્યાગબુદ્ધિ છે: અને મંત્રી વેદોક્તવચનાનુસાર વર્તન છે. રામબાણ, રામરાજ્ય, એક-પત્નીવ્રત, એક વચન, એક બાણ (रामो द्विर्नाभिसंधत्ते रामो द्विर्नाभिभाषते।) —એ સર્વ ભગવાન્ રામચંદ્રના ઇતિહાસ સાથે સંકળાયલાં નામો, આર્ય-પ્રજામાં સેંકડો વર્ષ થયાં ઘરગથ્થુ શબ્દો થઇ પડયાં છે.

---

( ૪ )

## ગુજરાતીમાં રામાયણી કથા.

મ્હોટે ભાગે પ્રાચીન ગુજરાતી કવિઓનો કાવ્યસ્રોત રામાયણ, મહાભારત, ભાગવત, હરિવંશ અને બીજાં પુરાણોમાંથી વહેતો થયો છે.* કોઈએ કહ્યું છે તેમ, જો આર્યાવર્તમાં રામ અને કૃષ્ણ ન થયા હોત તો આર્ય પ્રજાના કવિઓ અને ઋષિઓ માટે કાવ્યશાસ્ત્ર અને ધર્મરહસ્યના ગ્રંથો ગૂંથવાને બીજો કોઇ ઉત્તમ નાયક નહોતો. આ લેખમાં તો ફક્ત રામાયણી કથાના રસસાગરમાંથી અંજલી ભરી ભરી પીનાર ગુજરાતી કવિવૃન્દનો જ પરિચય કરાવવો પ્રાપ્ત થાય છે.

વાલ્મીકિ રામાયણનું ગુજરાતી ભાષામાં પહેલું અવતરણ પંદરમા સૈકા પછીનું છે. કારણ કે ગુજરાતમાં રાજકીય ઉથલપાથલનાં વાવાઝોડાં તે પહેલાં દેશભરમાં ફુંકાતાં હતાં; અને પ્રથમ અણહીલવાડ પછી પાટણ અને પછી અમદાવાદ એમ લગભગ સૈકે સૈકે ગુજરાતનાં પાટનગર બદલાવાથી સાહિત્યને અનુકુળ શાન્ત વાતાવરણ દેશમાં જામી શક્યું નહોતું. ફક્ત જૈન સાધુઓએ પોતાના ઉપાશ્રયોમાં સાહિત્ય જીવનનો

---

* સરખાવો પ્રેમાનન્દ રણયજ્ઞ કડવું ૧-૧૦ " અષ્ટાદશ પુરાણે અનન્ત કથા છે, કવિવાણીનો વિસ્તાર: શ્રી ભાગવત ને રામકથા બે સકલ શાસ્ત્રનું સાર. "

કંઈક પ્રકાશ ટકાવી રાખ્યો હતો. તેથી જ આ પહેલાંનું બ્રાહ્મણુસાહિત્ય અસ્તિત્વમાં હોવાનું જાણમાં નથી.

જૈન ધર્મીઓએ બ્રાહ્મણ ધર્મમાંથી પોતાના સિદ્ધાન્તને અનુકૂળ પડયાં તેટલાં કથાનકો લીધાં છે. જૈનોનું મહાભારત છે તેમ पद्मपुराण અને त्रिषष्ठीशलाकापुरुषचरित्रમાં જૈન રામાયણ હોવાનો ઉલ્લેખ અમે કરી ગયા છીયે. વળી સં. ૧૩૬૧ માં મેરુતુંગે રચેલા 'પ્રબંધચિંતામણિ' માંના 'મુંજરાજપ્રબંધ'માં દૃષ્ટાંત પણ રામકથામાંથી જ આપ્યાં છે—" અહૂતરસુ બુદ્ધડી, રાવણ તણઇ કપાલિ, એક્કુ બુદ્ધિ ન સાંપડી, લંકા ભંજણ કાલિ "; અને મુંજને દિલાસો અપાવે છે ત્યાં પણ "સાયરુ ખાઇ, લંક ગઢ, ગઢવઇ રાવણ રાઉ: ભગ્ગ કરવઇ સવિ ભંજિ મુંજ મ ઝૂરઉ વિસાઉ—"એમ રામાયણનું જ દૃષ્ટાંત ધરવામાં આવ્યું છે. રામાયણી કથાના રસિક પ્રસંગો અથવા તો સમગ્ર કથાભાગ લઇને ગુજરાતી કવિઓએ સેંકે સેંકે જે કાવ્યોની રચના કરી છે ત્હેનું દિગ્દર્શન હવે કરાવીયે છીયે.

સં. ૧૫૦૮—૧૬૦૦—પંદરમા સૈકા પછી સોળમાની શરૂઆતમાં, પદ્મનાભના 'કાન્હડદે પ્રબંધ' પછી ચૌદ વર્ષે રામાયણ સંબંધી પહેલો કાવ્યગ્રંથ કર્મણ મંત્રીકૃત 'સીતાહરણ'નો છે. આ અપ્રસિદ્ધ ગ્રંથ સં.૧૫૨૯ માં રચાયલો છે. એની ધૂલ ( ધોળ ), ચુપૈ, દુહા અને પવાડુ વગેરેમાં રચેલી ૫૦૦ ટૂંકોમાં લગભગ આખું રામાયણ આપેલું છે. એની ભાષામાંથી જૂના પ્રત્યયો ખરી પડયા નથી; અને તેથી ભાષાની દૃષ્ટિએ એ કાવ્યની કિંમત વિશેષ રહેશે. વાનગી તરીકે નીચે બે ઉદાહરણો ટાંકીએ છીએ:—અશોક વનમાં સીતાની સંભાળ રાખનાર ત્રિજટાને સ્વપ્ન આવે છે તે ' સપનગીત' સીતાને કહી સંભળાવે છે:—

" એકજ અચરજ સહી ! મા ભણું', બોલઇ ત્રિજટા બહિન;
'રામ લક્ષ્મણ્ જાણું લંકા આવ્યાં વાનર સૈન્ય;
મઇ લાધૂં સપનૂં સખી !–ધ્રુવપદ.
માતા સીતા ! જાણું વાનરા ત્રિગઢિ ગઢિ ચઢિયા;
સવા લાખ સુત, રાવણ રાણુ, કુંભકર્ણ રણિ પડિયા—મઇ૦ ૧૮૯

બાંધી પાજ નીર તિહાં નિશ્ચલ; સાથિ હનમંત ભીરુ;
વિકટ રૂપ દીસઇ વાનરા, રૌદ્ર ઘણા મંહિ રીંછ—૧૯૦
જાણું લંક વિભીષણ દીધી, અમર કોડિ તિહાં મિલિયા;
મ ત્રી કર્મ કૃત્યુ સ્વામિ અયોધ્યા, રામસીત લેઇ વલિયા—૧૯૧"

રામસૈન્યનો પહેલો હલ્લો કવિ આમ વર્ણવે છેઃ-રામચંદ્ર પોતાના નાયકો વચ્ચે બેઠા છે ત્યાંઃ—

" કરી ફલગલી હનમંત ઊઠિઉ, ત્રિકૂટ કોટ હૂં પાડૂં
કુંભકર્ણ હું સાહૂં જીવતુ, પેટ અસાઉલી ફાડૂં"—૨૪૧
ઊઠઇ વીર અનઇ અણિયાલા, પાયક બીડાં માગઇ,
છપ્પન કોડિ ભડ ઊઠયા હારી, રામ તણુઇ પાઇ લગાઇ-૨૪૨
સુગ્રીવ જઇ સીખામણ માગઇ, વાનરિ લંકા છાહી;
ગૂખ ગવાખ માલિયા પાડઇ, ખંભ અમૂલઇ સાડી-૨૪૩
માંડી ફોજિ અનથે ડાહરી (વ્યૂહ) પોલિઇ કટક પઇઠક;
' અહંકારી ! અન્યાય કરીનઇ ગૂખિ ચડી કાં બઇઠક ?
સુરનર પન્નગ સેવ કરાવ્યા હવઇ રહિક કાં હારી ?
માટી છઈ તુ ઉતરિ, રાવણ, સૂનઇ લીધી નારી ? "—૨૪૫

તે પછી સં. ૧૫૪૧ માં રચાયલી ભીમકવિની 'હરિલીલા ષોડશ-કલા'ની દશમી કલામાં રામચરિત્ર આપેલું છે; ત્યાં કથા સંક્ષિપ્તમાં આપેલી છે છતાં ત્હેમાં રસ જળવાઇ રહ્યો છે એમ નીચેના ઉદાહરણ ઉપરથી જણાશેઃ—

' બાંધવ લક્ષ્મણ રામ, સતી સંઘાતિ સીતા
ગુરુ આદેશિઇ ચિત્રકૂટિ રામ વેગિઇ પુહુત ;
લક્ષ્મણ આણુઇ ચેહ, તેહ રામનઇ સુપઇ,
વનફલ કરઇ નિત આહાર, સત્ય સાહસ નવિ મૂકઇ;
તિહાં મારીચિ મૃગ થૈ આવીઉ, માયારૂપ ધરી કરી,
શ્રીરામ વેગિઇ મારીઉ, રાવણ ગઉ સીતા હરી—"

—આ એક છપ્પામાં સીતાહરણ સુધીની કથા સૂત્રભાષામાં કવિએ આપી દીધી છે. ભીમકૃત 'રામલીલા' સં. ૧૫૫૭ માં રચાયલી છે. 'વિ-

બન્ધ' ના કર્તા મુનિ લાવણ્યસમયે "રાવણ મંદોદરી સંવાદ" (અપ્રસિદ્ધ) ૫૯ ચુપૈમાં રચ્યો છે ત્હેની છેલ્લી ટૂંકો નીચે આપીએ છીયે :—

" રાઇ બભીષણ થાપીઉ, આપ્યઉ રાવણ પાટરે;
રામનઇ લક્ષમણ ગૃહ ગયા, વાળી ન્યાયની વાટ રે. ૫૬
લંક લહી, રાવણ હણી, વાળો સીત શ્રીરામિ રે;
મુનિ લાવનસમય ઇમ ભણઇ, આવ્યા આપણ ઠામિ રે. ૫૭
શીલિ જલિ પરથર તરઇ, શીલિ નવિ ડસઇ નાગ રે;
શીલિ અગનિ તે સીયલિ, શીલિ જસ શો ભાગ રે. ૫૮
રામ અયોધ્યા આવીઆ, સોહઇ સીત અરધાંગે રે;
મુનિ લાવનસમય ઇમ ભણઇ, બઇઠા રાજનઇ રંગિ રે " ૫૯

જૂનાગઢના એક શ્રીધરે સં. ૧૫૬૫ માં 'રાવણમંદોદરી સંવાદ' રચ્યો છે. તગાળાના વૈષ્ણવ કવિ મીઠાકૃત 'રામપ્રબંધ' છે; પરંતુ તે અમને ઉપલબ્ધ નથી; તેમજ સં. ૧૫૨૧ માં સ્વયંભૂદેવનું રચેલું 'રામાયણપુરાણ' ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટીટ્યુટમાં છે.

ભાલણનાં 'રામબાળલીલા' નાં પદ લોકપ્રિય છે. "કૃષ્ણની બાળલીલા કરતાં રામબાળલીલામાં સ્વાભાવિકપણું વધારે રહેલું છે; કારણ કે શ્રીકૃષ્ણ તો બાળ છતે મ્હોટા હતા; ત્હેમનાં પરાક્રમ સામાન્ય બાળક કરે ત્હેવાં નથી તેથીજ રામનાં બાલચરિત્ર વર્ણવવામાં ભાલણે સારી કુશળતા દાખવી છે " એનો 'રામવિવાહ' હજી સુધી અપ્રકટ છે.

સં. ૧૬૦૦-૧૭૦૦—આ સૈકામાં પ્રથમ વૈશ્યકવિ નાકરકૃત અપ્રસિદ્ધ 'રામાયણ' ની નોંધ લેવી જોઇયે; ત્હેની રચ્યા સંવત્ ૧૬૨૪ છે. આ કવિનું રચેલું 'લવકુશ આખ્યાન' પ્રસિદ્ધ છે. કહાન કવિએ સં. ૧૬૨૭ માં રામાયણના ૭ કાંડ રચ્યા છે; ત્હેની પ્રત વડોદરા સેંટ્રલ લાયબ્રેરીના સંગ્રહમાં છે. ભાલણના પુત્રો ઉદ્ધવ અને વિષ્ણુદાસે ૭ કાંડનું રચેલું 'રામાયણ' રા. બ. હરગોવિન્દદાસે છપાવેલું છે. સ્તંભતીર્થના વિષ્ણુદાસે સં. ૧૬૪૫ થી ૧૬૬૦ સુધીમાં રામાયણના સાતે કાંડ રચ્યા છે; ત્હેમાં ૪૭ કડવાંનો 'યુદ્ધકાંડ' સં. ૧૬૫૬ માં પૂરો કર્યો જણાય છે. ભાલણના

પુત્રોએ મુખ્યત્વે કરીને વાલ્મીકિનો આધાર લીધો છે; વિષ્ણુદાસે કાલિદાસના રઘુવંશનો તથા લોકકથાનો ઉપયોગ કર્યો છે. વિષ્ણુદાસે રામાયણ ઉપરાંત 'અંગદવિષ્ટિ' અને 'લવકુશ આખ્યાન' નાં ન્હાનાં કાવ્યો રચ્યાં છે. તુલસીસુત વૈકુંઠે સં. ૧૬૫૦ માં 'રામવિવાહ' રચ્યો છે. બંધારા જાતિના કાશીસુત શેધજીએ ૧૮ કડવાંનું 'હનુમંત ચરિત્ર' સં. ૧૬૪૭ માં રચેલું અપ્રસિધ્ધ છે. ધ્રુવાખ્યાનવાળા તુલસીએ સં. ૧૬૬૪ માં 'સીતાજીનો સોહલો' રચ્યો છે. વિષ્ણુદાસના ગુરુભાઇ શિવદાસે સં. ૧૬૬૮ માં 'પરશુરામનું આખ્યાન' રચ્યું છે. રાણાસુતે સં. ૧૬૮૭ માં 'અંગદ નાટક'ના આધારે 'મેહેરાવણનું આખ્યાન' લખ્યું છે, તે અપ્રકટ છે. હરિરામે સં. ૧૬૯૩ માં સીતાસ્વયંવર રચ્યો છે. બૃહત કાવ્ય દોહન ભા. ૪ થામાં પ્રસિધ્ધ થયેલા 'સીતાના સંદેશા'નાં બાવન પદ લખનાર વજીયો આ સૈકાના ઉત્તરાર્ધમાં થયો હોવો જોઇયે એમ માનવા કારણ છે. એનો રચેલો 'રણુજંગ' સં. ૧૭૪૦ ની પ્રત ઉપરથી આ પુસ્તકમાં છાપ્યો છે. એની 'સીતાવેલ' ની (અથવા ફાર્બસ સભાની પ્રતમાં છે તેમ 'સીયરામંડપ' ની) પ્રતની લખ્યા સં. ૧૭૧૪ ની છે; તે ઉપરથી એ કવિનો કવનકાળ સત્તરમા શતકના ઉત્તરાર્ધમાં હોવો જોઇએ. સ્વયંવર મંડપમાં આવતી જાનકીનું વર્ણન વજીયો અલંકારયુક્ત વાણીમાં આપે છે:—

" નારી ભમ્મર ગોફણ રાજે, જાણે સેજ રચી શેષ નાગે;
નારી નિલવટ નિરમળ રેખા, જાણે પુનમચંદ્ર આલેખ્યા. ૧
રાખડી રતનાવલી સોહે, એને તેજે ત્રિભેવન મોહે;
અંજન મીન મધૂપ મૃગનયની, નાસા દિર છે ચંપકવર્ણી. ૨
પગની તલીએ અંબોળાં રાતાં, કરપાણ પ્રગટ હુવા પરભાતા;
મુખપંકજ, રાગ કોકિલા, ગ્રીવા જાણે રચી ધનમોરા. ૩
મુખ આડો તે પાલવ સાહ્યો, જાણે ચંદ્ર વાદળે છાયો;
ગજગતે ચાલે રાઘવધરણી, એની પાહાની તે કુંકમવર્ણી." ૪

" અપ્રસિધ્ધ ગુજરાતી પુસ્તક ' ના છાપનાર પટેલ ચતુરભાઈ શંકરભાઇએ સં. ૧૧૭૩ માં લખાયલી એક પ્રતમાંથી રામાયણનું ગદ્ય

ભાષાંતર બાલકાંડના ૩૬ અધ્યાય સુધી છાપેલું છે ત્હેમાંથી સત્ત
સૈકામાં લહીયાઓ લખતા ત્હેવા ગદ્યનો નમૂનો અંહી આપીએ છીએ:

"એક વાર વાલ્મીકનિ આશ્રમિ નારદ આવ્યા છિ । વાલ્
ઘણી પૂજા કરીનિ પૂછ્યું । આજ અહો કૃતાર્થ હિવા । હે સ્વ
અહ્માનિ કહોનિ એહવો ત્રૈલોક્યમાંહિ માનુભાવ પુરુષ કો છિ ।....
તમસાનિ તિરનિ વિષિ વાલ્મીકિ વિદ્યાર્થી સહિત તિહાં આવ્યા ।
ઉત્તમ તીર્થ દીઠું । તિહાં વિદ્યાર્થી સાથિ ખિરિયુ વલ્કલ આણાવ્યું
તીર્થમાંહિ રહ્યા ।...એહવો શબ્દ મુખમાંહિથી નીસર્યું । ત્યાર પ
પૃથિવીમાંહાં શ્લોક છંદ વાણી કાંઇ નથી । તે માટે વાલ્મીક તથા વિદ
વિચારવા લાગ્યા જે એ મહાવાક્ય શબ્દ હતું તે શું હતું । કાંઇ
પદબંધ દીસિછિ । ઇમ વિચારતાં થિકાં તીર્થાવિગાહન કરી પોતાનિ
શ્રમિ આવ્યા । આસનિ બિઠા ધ્યાન કરવા લાગ્યા । "

મંડણ કૃત ' સીતાનો સંદેશો ' પ્રાપ્ત થયેલો છે. પ્રભાચંદ્ર
'રાવણ મંદોદરી સંવાદ ' પ્રાચીનકાવ્ય ત્રિમાસિકમાં છપાયલો છે.
લેખકોમાં દેવવિજયગણિ કૃત ' રામચરિત્ર ' ગદ્યમાં સં. ૧૬૫૨
રચેલું છે. પંડિત ચંદ્રમણિએ સં. ૧૬૨૯ માં ' રામરાસ ' લખ્યો
ગુણશીલે ( ખરતર ) સં. ૧૬૬૨ માં ' અંજનાસુંદરીપ્રબંધ ' રચ્યો
બાલ કવિએ સં. ૧૬૮૫ માં ' સીતારાસ ' લખ્યો છે; વળી એક
સુંદરે ' અંગદ વિષ્ટિ ' રચી છે. સમયસુંદરે ' રામસીતાપ્રબ
ની ચઉપાઇ લખી છે, જૈનોની રચેલી રામાયણ કથામાં પંડિત કેશ
જીનો સં. ૧૬૮૩ માં રચેલો " રામયશોરસાયન રાસ " ( આ
કાવ્ય મહોદધિ-મૌક્તિક રજું ) વધારે પ્રસિદ્ધ છે. લખવાની જરૂર
કે જૈનોનાં કાવ્યોમાં હિન્દુ કથાને આઘાત પહોંચે એવાં વચનો
કૃત્રિમ કથાના ક્ષેપક ભાગો ઘણા ઉમેરેલા નજર પડે છે; ફક્ત
બ્રાહ્મણ ધર્મની કથાનો ઉપયોગ પોતાના સિદ્ધાંતની પુષ્ટિ અર્થે
હોય છે તેટલું બતાવવા પૂરતીજ એ કાવ્યોની નોંધ અહીં લીધી છે

<u>સં. ૧૭૦૦-૧૮૦૦</u>—આ અઢારમા શતકની શરૂઆતમાં ગિર
હરિરામે સં. ૧૭૦૩ માં 'સીતા સ્વયંવર' રચ્યો છે પ્રેમાનન્દશિષ્ય

કહિદાસે સં. ૧૭૨૨ માં 'સીતાવિરહ'નો ગ્રંથ રચ્યો છે. મહાકવિ પ્રેમાનન્દે સં. ૧૭૨૯ માં 'ઋષ્યશૃંગ આખ્યાન' લખ્યું છે. એમનો ૧૭૪૧ માં રચાયેલો 'રણયજ્ઞ' યુદ્ધકાંડના પ્રસંગો રસભરી વાણીમાં વર્ણવે છે. સં. ૧૭૩૬ માં ભગવાન ભક્તે 'ઓ રાણાજી રામજી સંઘાતે રાડ ન કીજીયે' થી શરૂ થતો 'રાવણ મંદોદરી સંવાદ' સાત પદમાં રચ્યો છે. શેઘજીએ 'હનુમાન ગરબી' લખી છે. સં. ૧૭૭૭ માં મહીચંદ્રશિષ્ય જયસાગર-કૃત 'સીતાહરણ' ભાવનગર જૈનદિગંબરસંઘના સંગ્રહમાં છે. સં. ૧૭૮૭ માં રામભક્તે યોગવાસિષ્ઠના ૨૧ સર્ગ રચ્યા છે. સં. ૧૭૮૮ માં ગરબા લખનાર વલ્લભભટ મેવાડાનાં રચેલાં રામચંદ્રજીનાં પદ મળી આવે છે.

<u>સં. ૧૮૦૦-૧૯૦૦:</u>—આ સૈકાના પ્રારંભમાં જ સામળભટે 'રાવણ મંદોદરી સંવાદ' અને 'અંગદવિષ્ટિ' નાં કાવ્યો રચ્યાં છે. પ્રહ્લાદાખ્યાનવાળા વસાવડના કાલિદાસે સં. ૧૮૩૨ માં 'સીતા-સ્વયંવર' રચ્યો છે. આ સૈકામાં સ્ત્રી કવિઓએ રચેલાં કાવ્યોની નોંધ લેવાનું સુભાગ્ય સાહિત્યને પ્રાપ્ત થયું છે. ઉમરેઠની સ્ત્રી કવિ પુરીબાઇએ સ્ત્રીઓમાં ગવાતા ૭ કડવાંના 'સીતામંગલ'માં રામનો વિવાહપ્રસંગ ગાયો છે. ડભોઇની દીવાળીબાઇએ લગભગ સં. ૧૮૧૭ માં રામચંદ્રનો જન્મ, બાળલીલા, વિવાહ અને રાજ્યાભિષેક વગેરે પ્રસંગોને લગભગ પાંચસેં છૂટક પદમાં ગાયા છે. વડનગરની નાગર સ્ત્રી કૃષ્ણાબાઇએ 'હો રમતાં રઢ લાગી રાણીને'—એ ધ્રુવપદવાળો 'સીતા-જીની કાંચળી'નો પ્રસંગ ગાયો છે; આ સ્ત્રીકવિએ 'સીતા વિવાહ' પણ રચ્યો છે એમ એ પોતેજ ઉપરના કાવ્યના છેવટમાં આપે છે; પરંતુ તે હજી કોઇ ઠેકાણે પ્રાપ્ત નથી. કેટલાક ન્હાના કવિઓએ રામા-યણનાં છૂટક પદો લખેલાં છે. 'રઘુનાથ વન કેમ સંચરશો, કહે છે કૌસલ્યા માત' એ લીટીથી શરૂ થતી ૧૧ પદની 'રામ કથા' રાજારામે લખી છે તે બૃ. કા. દો ભાગ ૮ માં પ્રસિદ્ધ છે. વલ્લવે રચેલી રામ-વિવાહના વરઘોડાની ત્રણ કાફીઓ પણ બૃ. કા. દો. ભાગ ૮ માં છપા-યલી છે. રણછોડ ભક્તે 'વનચર વીરા વધામણી, કહેને ક્યાં થકી આવ્યો; આરે મુદ્રિકા શ્રી રામની, કહેને ક્યાં થકી લાવ્યો'—થી શરૂ થતાં

લોકપ્રિય ૧૧ પદમાં સીતાસંદેશથી માંડી રાવણવધ પછી ર
અયોધ્યાપ્રયાણ સુધીનું રામચરિત્ર આપ્યું છે. રામૈયાએ ર
'સીતાજીના બારમાસ'ના પરિચીત ઢાળથી સ્ત્રીઓ અજાણી નથી.
વિદ્યાચંદ્ર નામના જૈન લેખકે ' રાવણને મંદોદરીએ આપેલા ઉપ
સઝઝાય ' લખી છે. વૈષ્ણવ કવિ દયારામભાઇએ 'હનુમાન ગરૂડ સ
નો રસિક વાણીવિલાસ રચ્યો છે અને ત્હેમાં રામ અને કૃષ્ણનાં
ત્રનું રમ્ય પૃથક્કરણ કર્યું છે આ યુગના અંતમાં સં ૧૮૯૩ માં
વધારે વંચાતું રામાયણ લખનાર ગિરધર થઇ ગયો છે. વડો
માસર ગામના આ વણિક્ કવિએ વાલ્મીકિ ઉપરાંત હનુમ
પદ્મપુરાણ તથા અગ્નિપુરાણનો કથાસંબંધ મેળવી પોતાનું '
યણ ' વલ્લભ સંપ્રદાયી ગુરુ ગોસ્વામી પુરૂષોત્તમમહારાજની આ
રચ્યું છે.

સં. ૧૯૦૦-૧૯૭૯—આ અર્વાચીન યુગમાં પણ રામ
મોહિની જરા પણ ઓછી થઇ છે એમ નથી. જૂના અને નવા
વચ્ચેના પૂલ જેવા કવિ દલપતરામે 'શ્રવણ પિતૃભક્તિ નાટક' રચ્
એમનું ' રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં, સતી સીતાને આવતાં
કહે રઘુનાથ, પધારો પીયર ભણી-' થી શરૂ થતું સીતાજીનું સુપ્ર
ઘોળ ઘણું લોકપ્રિય થયું છે. સમયમૂર્તિ કવિ નર્મદે ' રામાય
સાર ' સં. ૧૯૨૬ માં ગદ્યમાં લખ્યો છે; અને વળી ' રામજા
દર્શન ' નામનું નાટક પણ એમણે રચ્યું છે. નારાયણ હેમચંદ્રે '
વનવાસ ' નાટક બંગાળી ઉપરથી લખ્યું છે રા. બ. હરગોવિન્દદા
' સીતાના કાગળ ' ની હોરીઓએ ત્હેમના વખતમાં ઠીક ધ્યાન
હતું. મણિલાલ નભુભાઇએ ' ઉત્તરરામચરિત ' નો સુન્દર અનુવાદ
છે; અને રાજશેખરના ' બાલરામાયણ ' નો અનુવાદ પણ પ્રક
મૂક્યો છે. છોટાલાલ નરભેરામ ભટ્ટે વસિષ્ઠવિશ્વામિત્રના વિ
' ચંડકોશિક ' નાટક લખેલું તે ભજવાતું હતું. સંસ્કૃત મહાકા
ધાટી ઉપર દોલતરામ પંડયાએ ' ઇંદ્રજીતવધ કાવ્ય ' સં. ૧૯૪
પ્રસિદ્ધ કર્યું હતું. લલીતનું ' સીતાવનવાસ ' સં. ૧૯૫૮ માં ભજ
હતું. સૂરતની નાગર કવિ હરિસુખગૌરીએ ' ઋષ્યશૃંગ ' નાટક રચ્યું

અને 'જ્ઞાનવાટિકા' નામનો કાવ્યસંગ્રહ રચ્યો છે હેમાં 'રામચરિત્ર' અને 'રાજા દશરથનું શ્રાદ્ધ' નાં કાવ્યો આવી જાય છે. દેશાઈ મણિભાઈ નારણજીએ 'રામવિયોગ' નાટક લખ્યું છે; તે સિવાય 'સંગીત રામરાવણ નાટક' પણ દીઠામાં આવે છે શિવલાલ ધનેશ્વરે તુલસી રામાયણનો ગુજરાતી કવિતામાં અનુવાદ કર્યો છે; આતંકનિગ્રહ ગોળીવાળા મણિશંકર ગોવિંદજીએ 'રામ–રાવણ' નું પુસ્તક લખ્યું છે. ગુજરાતી પ્રેસના 'વાલ્મીકિ રામાયણ–ભાષાંતર' ને પણ અંહી ગણાવવું જોઈએ. આ પછી મીસીસ બીસેન્ટનાં રામાયણ ઉપરનાં વ્યાખ્યાનોનો તરજુમો 'રામચંદ્ર' ના નામથી વિદ્યાર્થીઓને જાણીતો છે. હાલાભાઈ રામચંદ્રે બંગાળી ઉપરથી 'સીતા દેવી' નું પુસ્તક ગયે વર્ષે છપાવ્યું છે. આ યુગની નોંધમાં છેવટે હાલ સાથેજ છપાયલું ચંદ્રશંકર શુક્લનું બાલકની ભાષામાં લખાયલું 'સીતાહરણ'–રામચરિત્રનો પૂર્વાર્દ્ધ આપે છે.*

આટલા દિગ્દર્શનથી જણાશે કે સૈકા ઉપર સૈકા જાય છે છતાં રામાયણી કથાનો સ્રોત ગુજરાતમાં લેશમાત્ર પણ ક્ષીણ થતો નથી અને થશે પણ નહિ. કારણ કે આ રામાયણકથામૃત તો યુગયુગનું બાલક માતાના દૂધની સાથે પીએ છે; અને વખતે માતાના દૂધની સાથે તે નથી મળતું તો પિતાની સાથે હેના ખોળામાં બેસી બાલક જ્યારથી વાતો સાંભળવાનું રસીયું થાય છે ત્યારથી હેના સામાન્ય શિક્ષણનો મંગલ આરંભ આ પુણ્યકથાથી થાય છે.

શિક્ષિતવર્ગ માટે ઉપર જણાવેલી કાવ્યસામગ્રી કામ લાગે હેવી છે; પરંતુ ગુજરાતના અભણ (ફક્ત વ્યવહાર પૂરતું ભણેલા) વર્ગ માટે તો લોકભોગ્ય એવી રામાયણી કથાનો કહેનારો પુરાણીવર્ગ તથા માણભટ-વર્ગ જ એ કથાની મોહિની લગાડતો અને હેમની રસવૃત્તિ કેળવતો–તે વર્ગ હાલ લુપ્ત થતો જાય છે એ ખેદની વાત છે.

---

* હમણાંજ પ્રસિદ્ધ થયેલા 'કાન્ત સ્મારક' માળાના ગદ્ય-પદ્ય સંગ્રહમાં આવેલું રા. જયન્તીલાલભટ્ટ કૃત 'રામરાજ્યાભિષેક અને વનવાસનું કાવ્ય' તથા સૌ. દીકબા દેસાઈનું 'રાજા દશરથની અંતઘડી' નું કાવ્ય ગણાવી સં. ૧૯૮૦ ની નોંધ અમે પૂરી કરીએ છીએ.

## રણયજ્ઞનું વિવરણ.

**કાવ્યનો વિષય**—પ્રસ્તુત કાવ્યમાં વાલ્મીકિ યુદ્ધકાંડનો મુખ
આધાર લેવાયો છે; છતાં કવિનો હેતુ મુખ્યત્વે કરીને આ કાંડના રસમ
પ્રસંગોનેજ વર્ણવવાનો છે. તેથીજ યુદ્ધનાં ઝીણાં વર્ણન કે પૃથક્કરણ
કવિ ઉતર્યા નથી. કાવ્યના પ્રારંભમાંજ કવિ પ્રતિજ્ઞા કરે છે કે ' શતકો
રામાયણલીલા માંહાંથી સાર ગ્રહ્યું છે થોડું; જુધકાંડ માંહાંથી સંખે
રણજગ જુગતે જોડું. ' તેથીજ એ વખતોવખત કહે છે કે ' છે રા
ચરિત્ર અપાર, પણ સાર લઇ પદબંધ કરું ', ' ઘણું જુધ કી
શ્રીહરિ, પદબંધ કરૂં સંખેપે કરી ' ' જુધ થોડામાં વર્ણવું ' ' વિસ્ત
તેહેનો છે ઘણો, સંખેપે કરૂં પદબંધ; કહું કથા થોડામાં ઘણી, ના સમા
ઘટમાં સંધ '–વગેરે. કવિનું કાવ્યપ્રયોજન આમ યથાવત્ યુદ્ધવર્ણન આ
વાનું નથી; પરંતુ પોતાના કાવ્યના ઉત્કર્ષને માટે જેટલી હકીકત એમ
રસપૂર્ણ લાગી તેટલીજ એમાં એ વર્ણવે છે. કાવ્યનો હેતુ શ્રોતાર
આનંદ આપવાનો છે; અને યુદ્ધનાં ઔપચારિક અને લૂખાં વર્ણ
આપવાથી એ આનન્દની ક્ષતિ થાય છે તેથીજ કવિએ બન્યા તેટ
યુદ્ધપ્રસંગો ટૂંકાવ્યા છે. પરંતુ એ યુદ્ધવર્ણનમાં પણ કવિને એક
રસબીજ હાથ લાગી જાય છે તો તે ઉપર કલ્પના અને ભાવાલેખન
સિંચન કરી ત્હેમાંથી સુંદર કાવ્યવૃક્ષ ઉગાડી દેવાનું એ ચૂકયા નથી.

**કાવ્યનું નામ**—યજ્ઞકાર્યમાં જે જે સાહિત્ય જોઇએ ત્હે
સંભાવના રામાયણના યુદ્ધમાં કરી, કવિએ ' રણયજ્ઞ ' રચ્યો છે. ન
પૂર્ણ રૂપકની કલ્પના બહુ સુન્દર છે. ( સંપૂર્ણ વિવરણ માટે જૂ
ટીકા પૃ ૮૧ ). યજ્ઞસામગ્રીનાં જેમ અંગઉપાંગ હોય છે તેમ અં
યુદ્ધપક્ષે કથાનાં પાત્રોનો અંગાંગીભાવ કલ્પી કવિએ પૂર્ણ રૂપક ગોઠ
છે. રણને યજ્ઞ સાથે સરખાવવાની આ કલ્પના પહેલવહેલી નથી. આઠ
સૈકાના પ્રારંભમાં થઇ ગયેલા કવિ ભટ્ટનારાયણના ' વેણીસંહ
નાટક ' માંનો પહેલા અંકનો ૨૫ મો શ્લોક અંહી સંભારવા જે
છે. ત્યાં ' રણયજ્ઞ ' ની ચમત્કારી કલ્પના કવિએ કરી છે. ૬
પ્રેમાનન્દ સંસ્કૃત કાવ્ય, નાટક તથા અલંકારશાસ્ત્રના સારા અભ્યા

હતા, તેથી ત્હેમને વખતે કાવ્યનું નામ આ નાટકના નામ ઉપરથી સૂચવ્યું હોય એમ અનુમાનને અવકાશ રહે છે.* વળી આ પુસ્તકમાં પ્રેમાનન્દના પુરોગામી કવિ વજીયાકૃત ‘ રણુજંગ ’ નું કાવ્ય છાપેલું છે, તે નામ પણુ ‘ રણુયજ્ઞ ’ નું સૂચક હોઇ શકે.

યુદ્ધકાંડ અને રણુયજ્ઞ—રણુયજ્ઞનું વસ્તુ ઇતિહાસપ્રસિદ્ધ વાલ્મીકિ રામાયણુમાંથી છે. યુદ્ધકાંડના જૂદા જૂદા સર્ગમાંથી પ્રેમાનન્દે જે જે પ્રસંગોની પસંદગી કરી છે તેટલી મૂલકથા અંહી સંક્ષિપ્તમાં આપીયે છીયે; રણુયજ્ઞમાં યુદ્ધકાંડ સુધીના પ્રસંગોનું સિંહાવલોકન કવિએ શોડીક કડીઓમાં કર્યું છે. વિભીષણુ રામપક્ષમાં આવ્યો હોય છે; રામે ‘ સાયરપાજ ’ બાંધી સેના પાર ઉતારી છે; અને યુદ્ધ કરવા સેના ‘ ટમટમી ’ રહી છે—આટલેથી કાવ્યનો ઉઠોઠ થાય છે.

યુદ્ધકાંડ સર્ગ ૧૧ માં રાવણુ પોતાની સેનાનો ‘ મુજરો ’ ( કડવું ૪–૩ ) લે છે; અને સભામાં બેસી પ્રધાન પ્રહસ્તને ચતુરંગી સેનાથી લંકાનું રક્ષણુ કરવા કહે છે. પછી કુંભકર્ણુના સંબંધમાં કહે છે કે ‘ એ

---

* “ યુદ્ધનાં દુન્દુભીનો અવાજ સંભળતાં દ્રૌપદી ભીમસનને પૂછે છે—‘ આ ઘોર ધ્વનિ ઘડી ઘડી શેનો સંભળાય છે ? ’ ભીમ—‘ દેવી, બીજું શું ? એ તો યજ્ઞ શરૂ થયો છે. ’ ‘ દ્રૌપદી—(સવિસ્મય) એવો વળી કયો યજ્ઞ ? ’ ભીમ—‘ રણુયજ્ઞ ’; જૂઓને :—

चत्वारो वयमृत्विजः स भगवान् कर्मोपदेष्टा हरिः
संग्रामाध्वरदीक्षितो नरपतिः पत्नी गृहीतव्रताः।
कौरव्याः पशवः प्रियापरिभवक्लेशोपशान्तिः फलं
राजन्योपनिमन्त्रणाय रसति स्फीतं यशोदुन्दुभिः ॥”

( સમશ્લોકી )

“ ઋત્વિક્ ચાર અમે, સમગ્ર ગુણુવાન્ આચાર્ય તે શ્રી હરિ,
રાજા સંગરયજ્ઞદીક્ષિત, અને પત્ની વ્રતો લેઇ રહી;
કૌરવ્યો પશુ ને પ્રિયાપરિભવ–ક્લેશો મટે એ ફલ,
ભૂમીપાલ નિમંત્રવા ગડગડે આ દુંદુભિ તાડિત ”.

સૂતેલો છે એટલે મ્હેં ત્હેને શી વાત છે તે કહેલી નથી. એ હમણાં છ માસની નિદ્રા લઇ જાગ્યો છે એટલે હું ત્હેને સર્વ વાત જણાવું છું.' પ્રેમાનન્દ એને ઠેકાણે કુંભકર્ણને જગાડવાના સંબંધમાં હાસ્યરસથી ઉછળતો સુંદર પ્રસંગ ગોઠવે છે ( જૂઓ કડવું ૧૦ ) અને તેથી કાવ્યની ખૂબીમાં વધારો થાય છે.

કુંભકર્ણ રાવણની હકીકત સાંભળી કોપે ચઢે છે ( સર્ગ ૧૨ ) અને રાવણને ઠપકો દે છે; છેવટે રાવણને કહે છે, 'મ્હેં બહુ ખોટું કર્યું; પણ હવે જા, હું ત્હને સહાય કરીશ–' આ પ્રસંગને આપણો ગુજરાતી કવિ એવો પલટો દે છે કે પહેલાં તો ન્યાયી કુંભકર્ણ રાવણને હાડોહાડ લાગે ત્હેવા બોલ સંભળાવે છે ( કડવું ૧૧ ); પણ પછી કહે છે કે 'હું મરણ થકી બીહીતો નથી, મને દાઝે તારૂં હેત રે'; આ તો 'તરૂં મન જોયું મેં ભાઇ રે'—આમ કુંભકર્ણની ન્યાયવૃત્તિ ભાઇના હેત આગળ નમ્યું આપે છે.

સર્ગ ૧૩ માં રાવણ સીતા ઉપર બલાત્કાર કરતો નથી તે બાબત એમ કથા છે કે રાવણને બ્રહ્માએ શાપ દીધેલો છે કે 'કોઇ સ્ત્રી ઉપર બલાત્કાર કરીશ તો ત્હારૂં મસ્તક પડશે '—આ શાપની બ્હીકથીજ રાવણ સીતા ઉપર બળાત્કાર કરતાં ખંચાતો હતો. રણયજ્ઞમાં કુંભકર્ણ જ્યારે રાવણને કહે છે કે 'જો વાડીમાં બેસાડી જાનકી, તો લાવ્યો કોણ કામરે'—ત્યારે પ્રેમાનન્દ રાવણના મુખમાં આ શબ્દો મૂકે છે—'જ્યારે દેખું હું સતી જાનકી જાણું હોય એ આપણી માત'. બળાત્કાર ન કરવાનું આ કારણ ખરેખર જૂદી જ અસર કરે છે.

સર્ગ ૨૩-૨૪ માં વાનર સૈન્યની વ્યૂહરચના વર્ણવી છે. ગોઠવાઈ રહેલી સેનાને રાવણનો છાનો દૂત શુક જોવા આવે છે; તે પકડાતાં રામ ત્હેને છોડી મૂકે છે. તે દૂત રાવણને રામસેનાનું વર્ણન કરી સીતાને પાછી આપવા વિનવે છે. સર્ગ ૩૨ માં રામનું માયાવી મસ્તક લઇને વિદ્યુજ્જિહ્વ રાક્ષસ અશોકવનમાં સીતા પાસે આવે છે, અને સીતાને તેથી મૂર્ચ્છા આવે છે. રાક્ષસી સરમા સીતાનું સમાધાન કરે છે. આ પ્રસંગ રણયજ્ઞમાં લીધો નથી.

સર્ગ ૩૭ માં લંકા ઉપર હલ્લાની તૈયારીનું વર્ણન આવે છે. ત્યાં

શ્લોક ૩૨ માં રામ કહે છે–'આ સંગ્રામમાં કોઇપણ વાનરે મનુષ્ય-સ્વરૂપ ધારણ કરવું નહિ; કારણ કે વાનરસેના એ આપણી સંજ્ઞા છે;' (न चैवं मानुषं रूपं कार्यं हरिभिराहवे । एषा भवतु संज्ञा नो युद्धेऽस्मिन्वानरे बले । वानरा एव नश्चिह्नं स्वजनेऽस्मिन्भविष्यति ॥ ) અને આ સંકેત પ્રમાણે રામ, લક્ષ્મણ અને ચાર મંત્રીઓ સહિત રાજા વિભીષણ—એટલા સાત જ મનુષ્યસ્વરૂપમાં ફરતા હતા. આ શ્લોક ઉપરથી જણાય છે કે '' વાનર ' એ દક્ષિણની અર્ધસંસ્કૃત પ્રજા માટે જ સંજ્ઞા જેવો શબ્દ હશે; વાસ્તવિક રીતે એ મનુષ્ય જ હતા.

સર્ગ ૪૧ માં વાલીપુત્ર અંગદ વિષ્ટિ માટે જઇ આવે છે; પછી સર્ગ ૪૨ થી યુદ્ધની ખરી તૈયારી થાય છે ( કડવું ૩ ) સર્ગ ૪૩ માં દ્વંદ્વયુદ્ધ-વર્ણન છે ( ' સમાન જોધા લીધા છે વરી '–કડવું ૧૫–૧૫ ); અંહી સો સોની જોડ ખોળી લે છે અને દ્વંદ્વયુદ્ધ જામે છે. બન્ને વર્ણનોનો વિષય સરખો છે પણ હકીકતમાં કેટલોક ભેદ છે. વાલ્મીકિમાં ઇંદ્રજીત સ્હામે અંગદ લડે છે, પ્રેમાનન્દમાં ' ઇંદ્રજીતને જોધો લક્ષ્મણ ' એમ આપ્યું છે; સુષેણ વૈદ્ય સાથે વિદ્યુન્માલી લડે છે, રઘુયજ્ઞમાં સ્હામો વિરૂપાક્ષ કહ્યો છે

સર્ગ ૪૪ માં રાત્રિના અંધકારમાં થયેલા ઘોર યુદ્ધનું વર્ણન છે ( કડવું ૧૫ ). સર્ગ ૪૫ માં અંગદના પરાક્રમથી હારી ગયેલો ઇંદ્રજીત ક્રોધાવિષ્ટ થઇ નાગપાશબંધ યોજે છે; અને રામ લક્ષ્મણને બાણથી વીંધે છે. એમનાં વીંધાયલાં શરીરમાંથી લોહી ઝરવા લાગ્યું એટલે જેમ પુષ્પિત થયેલાં બે ખાખરાનાં વૃક્ષ હોય એમ તે જણાતા હતા—આ વીંધાયાની વાત રઘુયજ્ઞમાં લીધી નથી. સર્ગ ૪૭ માં ઇંદ્રજીતે રામ લક્ષ્મણને નાગપાશમા બાંધ્યા એટલે રાવણે સીતાનું રક્ષણ કરનારી રાક્ષસીઓને પાસે બોલાવી; અને કહ્યું કે "ઇંદ્રજીતે રામ લક્ષ્મણને મારી નાખ્યા છે ' એ વાત તમે સીતાને જઇને કહો, અને સીતાને પુષ્પક વિમાનમાં બેસાડી રામ લક્ષ્મણ જ્યાં રણમાં પડયા છે તે દેખાડો" ( કડવું ૧૫, કડી ૩૮ થી ૪૩ ). સીતાને પુષ્પકમાં બેસાડી ત્રિજટા

રણભૂમિ ઉપર ત્હેને લઇ આવી; સીતાએ વાનરસૈન્ય પડેલું જોયું અને અસંખ્ય બાણથી વીંધાયલા રામ–લક્ષ્મણ જાણે બાણના ભાથા જ ન હોય એમ જોઇને સીતાએ શોક કરવા માંડયો.

પછીના સર્ગમાં ત્રિજટા સીતાનું સમાશ્વાસન અને સમાધાન કરે છે તે કથા આવે છે. સમાધાનના પ્રકાર વાલ્મીકિ અને પ્રેમાનન્દમાં જૂદા જૂદા છે સીતાને રણભૂમિ ઉપર લાવવામાં આવી છે. એવી ખબર મોહ-પાશમાં પડેલા રામને પડતી નથી; પણ પ્રેમાનન્દે આ સ્થળે ' વાંહાં નિવારવા સીતાનું દુઃખ, રામે હસતું કીધું નિજ મુખ'-(કડવું ૧૫-૪૨) એમ લીંટી મૂકી પ્રસંગમાં સુંદરતા આણી છે.

સર્ગ ૫૦માં રામલક્ષ્મણને મૂર્છા પામેલા જોઇ ચિંતાતુર થયેલા સુષેણ વૈદ્ય સંજીવની ઔષધી લેવા હનુમાનને જવા કહે છે. એટલામાં એકાએક વાયુ ફૂંકાવા લાગ્યો અને ત્હોટા ગરુડને પોતાની મેળે આવતા દીઠા એટલે શરરૂપ થઇ શરીરને વીંટાયલા સર્પો ન્હાશી ગયા. આ અદ્ભુત પ્રસંગને પ્રેમાનન્દે બીજી રીતે વર્ણવ્યો છે ( જૂવો કડવું ૧૬, ટૂંક ૪૪ થી ૪૭ ) ઇંદ્રાદિક દેવને ચિંતા થઇ એટલે પુરાણકથાઓના સૂત્રધાર અને દરેક કથામાં આવશ્યક ગણાતા સર્વવ્યાપક નારદજીને તેઓ રામ કને મોકલે છે. નારદ રામને સ્તુતિથી જગાડે છે. એટલે રામ ( વિષ્ણુના અવતાર હોવાથી ) પોતાના વાહનનું સ્મરણ કરે છે. વાલ્મીકિમાં રામ પડેલાં તો ગરુડને ઓળખતાજ નથી; પછી એમને પૂછતાં ગરુડ ઓળખાણ આપે છે–આનો સૂક્ષ્મ ભેદ બન્નેમાં છે.

રામસેના જાગ્રત થઇ ત્યારે રાવણને ત્હેમની ચીચીયારીથી ચિંતા થઇ ( સર્ગ ૫૧ ); પછી અકંપન, પ્રહસ્ત વગેરેનો વધ થતાં રાવણનો પહેલો પરાજય થાય છે. સર્ગ ૬૦ માં રાવણ પરાભવ પામવાથી પોતાના ભાઇ કુંભકર્ણને જગાડવા માણસો મોકલે છે. કુંભકર્ણ લડાઇ શરૂ થઇ તે પહેલાં નવ માસ થયાં સૂતો હતો. ( મૂળમાં 'मंत्रयित्वा प्रसुप्तोऽयमितस्तु नवमेऽहनि।' 'નવ દિવસ થયાં' એમ શબ્દ છે, પણ ટીકાકાર ગોવિન્દરાજ अहन् નો અર્થ ' માસ ' કરે છે ) આ કુંભકર્ણને જગાડવાના સંબંધમાં આદિકવિ વાલ્મીકિ અતિશયોક્તિ કરવામાં પાછા પડતા નથી.

' કુંભકર્ણને સૂવાની ગુફા એક યોજન પહોળી હતી. એ ચત્તોપાટ સૂતો હતો; એના નિશ્વાસ-પવનથી ગુફામાં પ્રવેશ કરતાં માણસો પાછાં પડી જતાં હતાં. પાતાળ જેવું એનું મુખવિવર હતું. રાક્ષસોએ પાસે અન્નના ઢગલા કર્યા અને પછી કેટલાક રુધિર અને મેદથી ભરેલા ઘડા અને માંસનો જમાવ ત્યાં કર્યો. જગાડવાને પ્રથમ ચંદનનો લેપ કરી ધૂપ કર્યો; પછી સ્તુતિ કરી, શંખ વગાડયા, કોલાહલ કર્યો, તોફાન કર્યું, ખભા ઠોકયા અને એના શરીરને રગદોળ્યું. એ અવાજથી આકાશમાં ઉડતાં પક્ષીઓ પણ બ્હીી જવાથી નીચે પડયાં-પણ કુંભકર્ણની ઉંઘ ઉડી નહિ. પછી મુષ્ટિના પ્રહાર કરવા માંડયા; પણ એના નિશ્વાસવાયુથી કોઇ ત્યાં ઉભું રહી શક્યું નહિ. કોલાહલથી એ જાગ્યો નહિ એટલે જાણે શબ હોય તેમ ત્હેના ઉપર હાથી, ઘોડા, ઉંટ અને ખચ્ચરને ત્હેના શરીર ઉપર ચલાવ્યાં-પણ બ્રહ્માના શાપથી ઉંઘતો કુંભકર્ણ જાગ્યો નહિ; એટલે રાક્ષસો ચિડાયા. કોઇએ એના કેશ ખેંચ્યા, કોઇએ કાનમાં આંગળાં ઘાલ્યાં, કોઇએ બચકાં ભર્યાં, કોઇએ પાણીના ઘડા રેડયા. પછીથી હજાર હાથી એના શરીર ઉપર દોડાવ્યાઃ ત્યારે ત્હેમના ભારથી ડુંગર જેવો કુંભકર્ણ કંઇક સળવળ્યો અને જાગ્રત થવાનાં ચિહ્નૂ જણાયાં. પહેલું એણે મ્હોં ફાડી બગાસાં ખાધાં, અને ઉન્હો પવન કાઢયો; પછી બધો આહાર કર્યો. આમ સ્વસ્થ થયા પછી કુંભકર્ણ પૂછવા લાગ્યો, " હે રાક્ષસો, મ્હને ત્હમે ઘણા આદરથી કેમ જગાડયો છે ? સર્વ ક્ષેમકુશલ તો છે ને ? "

આ વર્ણન સાથે ઉભું રહી શકે એવું રણયજ્ઞના દશમા કડવા જેવું હાસ્યરસયુક્ત વર્ણન છે. અંહી વાલ્મીકિમાં રાવણ જાતે કુંભકર્ણને જગાડવા જતો નથી, પરંતુ માણસો મોકલે છે. તે ઠેકાણે પ્રેમાનન્દે કરેલો ફેરફાર વધારે સુઘટિત છે. યુદ્ધમાં પહેલોજ પરાભવ પામેલો રાવણ, અણીની વેળાએ જાતેજ જઇને કુંભકર્ણને જગાડે ને કહે કે ' જાગો જાગો રે ભાઇ ભીડ પડી છે ' તે વિશેષ શોભે છે. વળી રણયજ્ઞમાં કુંભકર્ણની પત્ની કહે છે કે ' કષ્ટ કીધે મ્હારો કંથ ન જાગે, એને વ્હાલા શ્રી ભગવાન '; તેથી ગોવિન્દચરિત્ર સાંભળતાં કુંભકર્ણ જાગે છે એ હકીકત કુંભકર્ણના રાક્ષસપણામાંથી ઘટાડો કરી ત્હેને માટે આમંત્રણ ઉપજાવે છે.

સર્ગ ૬૧ માં ' કુંભકર્ણ કોણ ? ' એમ રામ વિભીષણને પૂ
એટલે એ કહે છે ” ઇંદ્ર અને યમને હરાવનાર એ મ્હારો ભા
અમારા પ્રપિતામહ બ્રહ્માનો એને શાપ થયો છે કે ' જા, ત્હારી
પામેલાના જેવી ઘોર નિદ્રા થશે; ' રાવણની પ્રાર્થનાથી બ્રહ્માએ
" છ માસ નિદ્રા પછી એક દિવસ એ જાગશે અને ભૂખ્યો થશે
શાપની પ્રાકૃત રામાયણોમાં બીજી કથા થયેલી છે. કુંભકર્ણે તપ
ઇંદ્રાસન માગ્યું પણ વર માગતી વખતે, દેવોના કહેવાથી ત્હેની
સરસ્વતી બેઠી અને ઇંદ્રાસનને બદલે નિદ્રાસન મગાવ્યું—આ
વાલ્મીકિમાં આધાર નથી. કુંભકર્ણ રણ ઉપર આવે છે ત્યારે
વિકરાલ સ્વરૂપ વેગળેથી જોઇને વાનરસૈન્યમાં નાસભાગ થઇ ને
પડ્યું; ત્યારે વિભીષણે કહ્યું કે બ્હી ગયેલા વાનરાને એમ કહો !
કુંભકર્ણ નથી પણ એક મ્હોટું યંત્ર છે. '

સર્ગ ૬૩ માં કુંભકર્ણ રાવણને બોધ કરે છે; અને પહેલાં વિ
અને મંદોદરીએ દીધેલો બોધ ત્હેને સંભારે છે. મંદોદરીએ રાવણને
શિખામણ યુદ્ધકાંડના પૂર્વ સર્ગોમાં મળી આવતી નથી. પ્રેમાનન્દે
કડવામાં રાક્ષસસેના સજ્જ થઇ તે વખતે રાવણને વિનવણી
રસિક પ્રસંગ આપ્યો છે; તથા બારમા કડવામાં ફરીથી ' કહે મં
માગીને માન, હોરે હઠીલા રાણા ' જેવાં લાગણીભર્યાં વચને
સ્નેહાળ, પતિપરાયણા અને વ્હાલસોઇ પત્નીના મુખમાં મૂ
તે માર્મિક પ્રસંગ યુદ્ધકાંડમાં નથી. કુંભકર્ણ રાવણને અર્થ
નીતિશાસ્ત્રવાળો જે ઠપકો આવે છે ત્હેની સાથે પ્રેમાનન્દે કુંભ
મુખમાં મૂકેલા તીખા અને સચોટ શબ્દો ( કડવું ૧૧ મું ) સાર
સરખાવી શકાય એમ છે. પ્રેમાનન્દ પણ સમર્થ કવિ છે એમ
લાગ્યા વગર રહેતું નથી.

સર્ગ ૬૫-૬૬ માં કુંભકર્ણ રણસંગ્રામ ઉપર આવી
એટલે વાનરોમાં ભંગાણ પડે છે ( કડવું ૧૫-૫૧ ' ભયાનક ભા
વિકરાળ, શું અરાડ યમનો આવ્યો કાળ ! ' ); ત્યારે કુંભકર્ણનો
' હે વાનરો ! સાધારણ વાનરોની પેઠે ભય પામી હવી પૂંછડીએ
છો ? ત્હમે બધા અનાર્ય છો ? ' ( સર્ગ ૬૫ શ્લો. ૨૧ )—

કોણું હતા તે વિષય ઉપર સારું અજવાળું પાડે છે. સર્ગ ૬૭ માં કુંભકર્ણ અદ્દભુત પરાક્રમ દાખવે છે ત્હેનું વર્ણન છે. કેટલાક વાનરો ત્હેના શરીર ઉપર ચઢી જાય છે ત્હેમને કુંભકર્ણ મ્હોંમાં મૂકે છે; તે વાનરા બીજી તરફથી ત્હેના નાક તથા કાન વાટે બહાર નીકળી જાય છે: प्रक्षिप्ताः कुंभकर्णेन वक्त्रे पातालसंनिभे । नासापुटाभ्यां निर्जग्मुः कर्णाभ्यां चैव वानराः ॥ શ્લોક ૩૬. ( સરખાવો રણયજ્ઞ-'ઘણા કપિ મૂકયા મુખમાંય, તે કાન નાકથી નીસરી જાય ' ). સુગ્રીવે કુંભકર્ણનાં કર્ણ અને નાક કરડી ખાધાં એટલે ત્હેમાંથી રુધિર વહેવા માંડ્યું-અંહી ' રુધિર ધારા ખળકે અતિ, જાણે ધાતુ ઝરતો ગિરિપતિ ' ( ૧૫-૭૧ )-આ લીટીમાં પ્રેમાનન્દે જાણે યુદ્ધકાંડ સર્ગ ૬૭ શ્લો. ૯૦ નો જ ભાવાર્થ મૂકી દીધો છે-' कर्णनासाविहीनस्तु कुंभकर्णो महाबलः । रराज शोणितैः सिक्तो गिरिः प्रस्रवणैरिव ॥ '. કાલિદાસ પણ સર્ગ ૧૨ શ્લો. ૮૦ માં ' कुंभकर्णः कपीन्द्रेण तुल्यावस्थः स्वसुः कृतः । -નાક કાન વગરનો થયેલો કુંભકર્ણ ત્હેની બ્હેન શૂર્પણખા જેવો થયો હતો, એમ કહી, આવીજ ઉત્પ્રેક્ષા કરે છે—' रुरोध रामं शृङ्गीव टङ्कच्छिन्नमनःशिलः । '

આ યુદ્ધમાં લક્ષ્મણના પરાક્રમથી કુંભકર્ણ પ્રસન્ન થાય છે અને એક વેરી છતાં મુક્તકંઠે ત્હેના પૌરુષની સ્તુતિ કરે છે—એ ઉદાત્ત ગુણ કુંભકર્ણમાં છે. સર્ગ ૬૭ શ્લો. ૧૦૧ માં લક્ષ્મણને એ કહે છે, ' મ્હારે તો રામ સાથે લડવું છે તેથી રામને સ્હામે આવવા દે ' - પછી રામના બાણથી કુંભકર્ણનો વધ થાય છે. આ યુદ્ધવર્ણન પ્રેમાનન્દે ટૂંકાવ્યું છે. તે પછીનું સંકીર્ણ યુદ્ધ પણ રણયજ્ઞમાં નથી.

સર્ગ ૮૦ માં ઇંદ્રજીતનું યુદ્ધમયાણ અને ત્હેનું અંતરીક્ષ યુદ્ધ આવે છે. ( ઇંદ્રજીતે ' અનંત માયા પ્રગટ કીધી, આવ્યું અંધકાર '- ૧૬-૨ ) ઇંદ્રજીતે વાનર સૈન્યને બહુ ત્રાસ આપ્યો. પછી સર્ગ ૮૧ માં માયાવી સીતાના વધનો પ્રસંગ આવે છે. ત્યાં મારવી સીતાનો

વિલાપ+ સાંભળી ( કડવું ૧૬-૫ ) હનુમાનને ઘણો ખેદ થયો પોતે જાતેજ સમય પર અશોકવનમાં સીતાને જોયેલી હોવાથી આ ખરેખર સીતાજ છે એમ એને થયું. આ પ્રસંગે રામલક્ષ્મણ તો લંકાના પશ્ચિમ દરવાજે હોય છે; ત્યાં ઇંદ્રજીત સ્હામો આવે છે ત્હેને જોઇ વાનર સૈન્ય સ્હામું ધસ્યું; અને હનુમાને ઇંદ્રજીતનો કેડો લીધો. ત્યાં ક્રૂર માયાવી સીતાનો વધ ઇંદ્રજીત કરે છે. આ હકીકતથી રામલક્ષ્મણ તદ્દન અજાણ્યા હોય છે; છતાં પ્રેમાનન્દે સ્હેજ લૂલી કથા અંહી આપી છે. રણયજ્ઞમાં માયાવી સીતાવધ રામ સમક્ષ થાય છે–' હનુમાનને મુરછા થઇ મોહ પામ્યા જાનકીશ.' વાલ્મીકિ પ્રમાણે, હનુમાન જાતે રણમાંથી આવી રામને હકીકત કહે છે એટલે રામ પૃથ્વી પર પડે છે. સર્ગ ૮૪ માં વિભીષણ સર્વ ભેદ ખોલે છે, ને રામનું સાંત્વન થાય છે.

સર્ગ ૮૫ માં ઇંદ્રજીતયજ્ઞવર્ણન અને ૮૬ માં 'યજ્ઞભંગ' નું વર્ણન છે ( કડવું ૧૯ ). જે દેવીની ,, આરાધના ઇંદ્રજીત કરે છે ત્હેનું નામ નિકુંભિલા ( રણયજ્ઞમાં 'નિકુંબના' ) છે, વિભીષણ સર્વ ભેદ રામને કહી દે છે એટલે લક્ષ્મણને હાથે યજ્ઞનો ભંગ થાય છે. પ્રેમાનન્દમાં

---

+ અંહી એક પ્રતમાં કોઇ કથાભટના ચળવળતા હાથે કેટલીક અધમ લીટીઓ ઉમેરી છે; 'વળી' શબ્દથીજ ક્ષેપક ભાગ તરત પકડાઈ જાય છે:—

" વળી માયાવી તે કેકાણે, બોલી મુખ વચન;
હું દશાનનને ઘેર રહીશ, તું નહી માહારો સ્વામીન—૧
હું તારી નારી નહી, વરી રાવણ જેવો નાથ;
મુને સરવથી ઉંચી કરી, નહી આવું તુજ સંગાથ—૨
ભંડારની કુંચી સુંપી છે, બીજી રાણીઓ પાણી ભરે;
તને ભીખારીને શું કરૂં, શીદ આશા માહારી કરે—૩
તારી કેડે શું સુખ પામી, કાળ સાથરે સુવું તુજ સાથ;
વનફળ ખાધે પેટ બળી ગયું, તું નહી માહારો નાથ—૪
તું કહે તો છેડો ફાડી આપું, માહારો કેડો મેહેલ અંહીયાંથ;
હાવી સીતા કહીયે નહોતી, સુણી રામ ભિસ્મે થાય—૫ "

'કુંડથી રથ માતાએ કાઢયો, અડધો નીસર્યો વાનરે ગાડયો' (૧૯-૨૦) એમ ઉલ્લેખ છે—આ હકીકત વાલ્મીકિ સર્ગ ૮૬ માં નથી. જો એ રથ બહાર નિકળ્યો હોત તો ઇંદ્રજીત જીતાત નહિ એમ પુરાણાન્તર્ગત રામચરિત્રોમાં કથા આપેલી છે; ત્હેને આધારે પ્રેમાનન્દ પોતાનું વર્ણન કરે છે. વાલ્મીકિ પ્રમાણે તો ઇંદ્રજીતને બ્રહ્માએ વરદાન આપ્યું હતું કે 'જો નિકુંભિલા દેવી સમક્ષ હોમ કર્યા પહેલાં યુદ્ધ કરવા જઇશ તો ત્હારો વધ થશે.' તેથીજ ઇંદ્રજીત વાનરો યજ્ઞભંગ ન કરે તેટલા સારૂ સીતાના કૃત્રિમ મસ્તકવધથી વાનરોને મોહ પમાડી આ હોમ કરવામાં રોકાયો હતો. આ યજ્ઞભંગ વર્ણવતાં પ્રેમાનન્દને વાનરચેષ્ટા-રૂપી હાસ્યરસનું બીજ હાથ લાગ્યું છે, અને ત્યાં પોતાની કલમને ત્હેમણે યથેચ્છ રમવા દીધી છે. આવો ઉછળતો હાસ્યરસ વાલ્મીકિમાં નથી. સર્ગ ૯૦ માં ઇંદ્રજીતલક્ષ્મણનું શસ્ત્રાસ્ત્રયુદ્ધ વર્ણવ્યું છે ( કડવું ૧૯ ).

રામ વિભીષણને મેઘનાદવધ ઉપાય પૂછે છે; અને પછી ત્હેનો કઠણ ઉપાય જે બતાવાયો છે ત્હેને અનુસરતી લક્ષ્મણની પાત્રતા, વનવાસ દરમ્યાન થયેલી વ્રતચર્યાને લીધે સિદ્ધ થયેલી તે અનાયાસે કામ લાગી જાય છે—તે હકીકત આપનારાં રણયજ્ઞ કડવાં ૧૭-૧૮ ની કથા વાલ્મીકિમાં નથી. પદ્મપુરાણ વગેરે બીજાં રામાયણોમાં એ કથા પહેલીવાર દેખા દે છે. ત્યાં લક્ષ્મણને શેષાવતાર કહ્યાથી અને શેષનાગ વાયુ ભક્ષીને રહેનાર હોવાથી લક્ષ્મણ બાર વર્ષનો ઉપવાસ કરી શક્યો છે એમ સમાધાન કર્યું છે. આમ બન્ધુ પ્રત્યેની અદ્ભુત ભક્તિ બતાવનારો આ પ્રસંગ મૂળમાં નથી.

ઇંદ્રજીતનો વધ થતાં ત્હેનું મસ્તક રણભૂમિ પર પડ્યું. રણયજ્ઞ પ્રમાણે 'જેહેવું ઇંદ્રજીતનું છેદ્યું શીશ, જઇ ઉડ્યું જ્યાંહાં લંકાધીશ'. પરંતુ બીજાં રામાયણોમાં વળી એવો લેખ છે કે ઇંદ્રજીતનું મસ્તક રણમાં પડ્યું પણ એનો એક હાથ સુલોચના સતીના મહેલમાં જઇ પડ્યો. ઇંદ્રજીતવધ પછી અહિરાવણ મહિરાવણનો જે અદ્ભુત પ્રસંગ કેટલાંક સંસ્કૃત પ્રાકૃત રામાયણોમાં દષ્ટિએ પડે છે, તે વાલ્મીકિમાં નથી: હનુમાન નાટક તથા તુલસી રામાયણમાંની આ કથા રણયજ્ઞની

એક ૩૦ કડવાંની છતાં અધૂરી—એવી મળેલી પ્રતમાં 'પાતાલખંડ' આ કથા કહી છે એમ ઉલ્લેખ કર્યો છે; પણ તે ક્ષેપક લાગે છે.

રણયજ્ઞમાંનો ઇંદ્રજીતના વધથી દુઃખિત થયેલી મંદોદરીનો વિલાપ (કડવું ૨૦) હૃદય પીગળાવી નાખે ત્હેવો છે. સર્ગ ૯૫ માં રાવણ યુદ્ધે ચઢે છે. સર્ગ ૯૯ થી ૧૦૮ સુધીમાં રામરાવણનું આખરનું યુદ્ધ વર્ણવાયું છે, અને સર્ગ ૧૦૭ શ્લો. ૫૨ માં (જૂવો ટીકા પૃ. ૧૨૮) વાલ્મીકિએ આ યુદ્ધની અનુપમતા જણાવી છે. આ પછીના પ્રસંગોમાં ખાસ નોંધવા જેવા ફેરફારો નથી. પ્રેમાનન્દે ૨૨ મા કડવામાં જે 'ત્રિવાલા છંદ' માં યુદ્ધવર્ણન કર્યું છે ત્હેની વિશિષ્ટતા અંહી ખાસ જણાવવા જેવી છે.

સર્ગ ૧૦૦-૧ માં રામરાવણ યુદ્ધ વખતે લક્ષ્મણને રાવણની સાંગ વાગતાં મૂર્છા આવે છે ત્યારે રામ પથ્થર પણ પીગળી જાય ત્હેવું આક્રંદ કરે છે (કડવું ૨૦, ટૂંક ૨૯ થી ૪૯). અહીં 'જેમ બીલમાંહે પેસે સાપણી, તેમ કાળજામાં પેંઠી પાપણી' (૨૦-૨૪)-ને મળતી ઉપમા વાલ્મીકિમાં (શ્લોક ૩૫) પણ છે. આ પ્રસંગે રામનો મનુષ્ય-સ્વભાવ બન્ને કવિઓએ આબેહૂબ વર્ણવ્યો છે. રામચરિત્ર એ મનુષ્ય-ચરિત્ર જ છે એમ અહીં વાંચતાં આનન્દ થાય છે. ખરેખર રામાયણનાં પાત્રો સર્વગુણસંપન્ન નથી; અને તે હેતુપૂર્વક છે. સંસારનું વાસ્તવિક ચિત્ર દોરવાના આશયથી, તથા પૃથ્વી ઉપરના માનવીને નીસરણીનું એક ઉપલું પગથીઉં બતાવવું એ ત્હેની હીમ્મત હરાવવા જેવું હોવાથી—કવિએ પોતાની કથાનાં મનુષ્યો સંપૂર્ણતાયુક્ત કે ઉત્કૃષ્ટતમ નથી કર્યાં; પરંતુ માનુષ નિર્બળતા તથા માનુષ વિકારોને ઉચિત સ્થાન કવિએ આપ્યું છે; અને ત્હેમાં કવિતાની સાર્થકતા છે.

લક્ષ્મણને રાવણે મૂકેલી વાસવી સાંગ વાગવાથી તે મૂર્છા પામ્યો (સર્ગ ૧૦૧; કડવું ૨૦) તે વખતે હનુમાન મૃતસંજીવની લાવે છે. તે પહેલાં ઇંદ્રજીતના મોહાસ્ત્રથી વાનર સૈન્ય મૂર્છા પામે છે (સર્ગ ૭૪; કડવું ૧૬) ત્યારે પણ હનુમાન જ ઓષધી લાવે છે. વાલ્મીકિ આ પહેલો પ્રસંગ વિસ્તારથી આપે છે અને ઓષધીનાં ત્યાં ચાર નામ ગણાવે છે—મૃતસંજીવની, વિશલ્યકરણી, સુવર્ણકરણી તથા સંધાની—પ્રેમાનન્દ

પહેલો પ્રસંગ સહજ છેડીને રહેવા છે; કારણ કે એમના કાવ્યનો એ ગૌણ ભાગ છે. અને તેથી કાવ્યના નાયક તથા ઉપનાયકને ઉપકારક થાય એવો બીજો પ્રસંગ એ લંબાણથી વર્ણવે છે. દ્રોણાચળ લઈને આવતી વખત હનુમાનને અહંકાર થાય છે કે 'હું સરખો નહિ કો બળવંત'. અને પછી અયોધ્યા આગળથી જતાં ભરતનું બાણ ત્હેને વાગે છે—વગેરે તુલસી રામાયણમાંનો બોધક પ્રસંગ રણયજ્ઞમાં છે તે વાલ્મીકિમાં નથી. અંહી કવિ ભરતની ભ્રાતૃભક્તિ તથા રામના બળમાં અચળ શ્રદ્ધા વ્યક્ત કરનારૂં બિન્દુ ઉમેરે છે. ભરતને બાણ માર્યા પછી ખબર પડે છે કે લક્ષ્મણને સાંગ વાગી છે; એટલે રામનું સ્મરણ કરી એ રામનામના બળથી જ હનુમાનને પર્વત સહિત બાણથી લંકામાં ઉરાડે છે.

સર્ગ ૧૨૦ માં રાવણવધથી પ્રસન્ન થયેલો દેવોનો રાજા ઇન્દ્ર રામને વર માગવા કહે છે: ત્યારે રામ, પોતાની મહાનુભાવતાને છાજે ત્હેવી માગણી કરે છે કે 'મ્હારે માટે લડતાં મરેલા વાનરો સજીવન કરો'. એટલે ઇંદ્રે અમૃતવૃષ્ટિ કરી. રણયજ્ઞમાં આ ઠેકાણે (કડવું ૨૫-કડી ૩૭ થી ૪૩) 'અમૃતવૃષ્ટિ થતાં વાનરો ઉઠીને બેઠા થયા ત્યારે રાક્ષસો કેમ જીવતા ન થયા ?'—એમ ભરદ્વાજને સંદેહ થાય છે. પ્રેમાનન્દે આ સ્વાભાવિક સન્દેહનું સમાધાન આપ્યાનો પ્રસંગ ઉમેર્યો છે તેથી કાવ્યમાં ખરેખર રમણીયતા આવી છે.

અયોધ્યાપ્રયાણ વખતે રામ સાથે બધા વાનર, રીંછ તથા રાક્ષસો સહિત વિભીષણ પણ વિમાનમાં બેસી અયોધ્યા જાય છે. પ્રેમાનન્દ ત્હેને બદલે 'અગીઆર સહસ વાનર સંગાથે' એમ કેમ આપે છે તે જાણવા સાધન નથી. રણયજ્ઞના ૨૬ મા કડવામાં સર્ગ ૧૨૩ ની કથા આવી જાય છે. અયોધ્યાપ્રયાણ વખતે પુષ્પક વિમાનમાંથી રામ સીતાને જે વનવાસની ચિરપરિચીત જગાઓ બતાવે છે તે વર્ણન સુન્દર છે. છેવટ નગરપ્રવેશ અને રામરાજ્યારોહણના ઉત્તરકાંડના પ્રસંગો સંક્ષિપ્તમાં છેડી કવિ કાવ્ય પૂરૂં કરે છે.

વણિયાકૃત રણજંગ—આ ન્હાના કાવ્યમાં યુદ્ધનો વિષય જ મુખ્ય છે; છતાં કવિએ પ્રસ્તાવના તરીકે કેટલીક પૂર્વકથા આપી છે.

આ ન્હાના કાવ્યનાં કેટલાંક કડવાંનો વર્ણનવિસ્તાર પ્રેમાનન્દના રણયજ્ઞને કંઇક મળતો આવે છે તેટલા પૂરતીજ આ પુરોગામી કવિના કાવ્યની ઉપયોગિતા છે. ખાસ ધ્યાન ખેંચનારા ત્હેમાંના કથાભાગ અહીં બતાવીયે છીયે.

લડાઇની શરૂઆતમાં ( રણજંગ કડવું ૧૦ ) રાવણ પોતાના મસાણીને બોલાવે છે; અને હાથી ઘોડા કેટલા છે ત્હેની હાર બનાવી જૂવે છે; અહીં ઘોડાનું વિસ્તારી વર્ણન આપ્યું છે; પરંતુ એકંદર કડવાંની લંબાઇ (૫ ટૂંક) જોતાં તે ક્ષેપક લાગે છે. પછી સગાં સંબંધીઓને તે વહેંચી આપવા રાવણ આજ્ઞા આપે છે. રાવણ કોઇનું કહ્યું માનતો નથી અને યુદ્ધની તૈયારી કરે છે; એટલે મંદોદરી ત્હેને યુદ્ધ કરતાં વારે છે, કારણ કે ' રામજી વાંકોને આપણ પાધાર્યા રે, વાંકો સાથે લક્ષ્મણ વીર, સુણ હો રાણા રે '. અંહી રણયજ્ઞ કડવું ૮ મું સરખાવવા જેવું છે. આ કડવામાંના શબ્દો ' વાંકો તે વાંકો સુગ્રીવ રાજીયો રે, વાંકી રઘુનાથજીની મૂછઃ ' અને ' વાંકે સાગર બાંધી પાજ '–પ્રેમાનન્દમાં બીજા અર્થમાં વપરાયલા મળી આવે છે. અગીઆરમા કડવામાં મંદોદરી રાવણને કહે છે ' હઠ છાંડો આણીવાર હઠીલા રાણા રે '–ત્હેવાજ, ધ્રુવપદવાળું રણયજ્ઞનું 'કહે મંદોદરી માગીને માન, હો રે હઠીલા રાણા' વાળું કડવું ખાસ સરખાવવા જેવું છે. રાવણ મંદોદરીને જે જવાબ આપે છે ' કયમ નમું હું નરવાનરને (રણયજ્ઞ–કડવું ૯ ) ' અને જેમ પોતાનો વૈભવ ગણાવી જાય છે ત્હેવીજ રીતનો જવાબ ૧૧ મા કડવામાં રાવણ કને વજીયો અપાવે છે. છતાં મંદોદરી, કંથને વિનવે છે કે મ્હને દુઃસ્વપ્ન આવ્યું છે, અને અપશુકન થાય છે–' આજ દહાડો ધૂંધળો, સુણ પીયુડા મોરી વાત '–એ લીંટીમાંના શબ્દો રણયજ્ઞ કડવું ૮–૫ માં મળી આવે છે. રણજંગમાંનું યુદ્ધવર્ણનનું ૧૪ મું કડવું રણયજ્ઞના ત્રિતાલવાળા ૨૨ મા કડવા સાથે સામ્ય ધરાવે છે. છતાં યુદ્ધનો વિષય એમાં નહિ જેવો આપ્યો છે. કવિએ ફક્ત અડધા ચરણમાં જ ટૂંકું તો પતાવી દીધું છે. ૧૬ મા કડવામાં રણજંગનો ઉપસંહાર છે; ત્યાં રામનો અયોધ્યામાં નગરપ્રવેશ ગાયો છે. છેલ્લું કડવું તો એક સુન્દર ભજન છે.

આમ ' રણુજંગ ' નું સામ્ય જે કંઇ દેખાય છે એ મૂળ એકજ કથાપ્રસંગના વર્ણનને લીધે હોય એમ લાગે છે. પ્રેમાનન્દને કોઇપણ રીતે ઉપકારક થયું હોય એવું એમાં બહુજ થોડું છે. રણુજંગની ભાષામાં અશુધ્ધ હિન્દીનું ઘણું મિશ્રણ છે. આ ન્હાનું કાવ્ય લખનાર વજીઆએ રામકથામાંથી ' સીતાવેલ ' અને ' સીતા-સન્દેશો ' ના પ્રસંગો ગાયા છે. આ કવિ સંબંધી કે ત્હેમનાં કાવ્યોની રચ્યા સંવત સંબંધી કંઇ માહિતી પ્રાપ્ત થઇ નથી. ફક્ત ત્હેની લખ્યા સંવત ઉપર આપણે આધાર રાખવો પડે છે. 'સીતાવેલ' ( અપ્રસિધ્ધ ) ની સં. ૧૭૨૪માં લખાયલી પ્રત ગુજરાત ફાર્બસ સભાના સંગ્રહમાં છે. તે ઉપરથી અનુમાન કરી શકાય કે સત્તરમા સૈકાના ઉત્તરાર્ધમાં આ કવિ થયો હોવો જોઇએ.

વિષ્ણુદાસકૃત યુદ્ધકાંડ—સં. ૧૬૫૬ માં રચાયલો અપ્રસિદ્ધ છે. ત્હેમાંથી કેટલીક હકીકતો ' રણયજ્ઞ ' સ્હમજવામાં ઉપયોગી થઇ પડે ત્હેવી છે; પરંતુ એ ૪૭ કડવાંના અપ્રકટ ગ્રંથમાંથી અવતરણો આપ્યા વગર સરખામણી કરવી નકામી છે; અને તેમ કરવા જતાં લંબાણ થાય તે આ આવૃત્તિને અપ્રસ્તુત હોવાથી તેમ કરવું રહેવા દીધું છે. એક દર કાવ્યની સં. ૧૭૩૬ ની પ્રત વાંચતાં અમને જણાયું છે કે વિષ્ણુદાસે અસલ વાલ્મીકિનું સંસ્કૃત પાસે રાખીનેજ પોતાનું કાવ્ય રચ્યું છે. દરેકે દરેક પ્રસંગમાં આ કવિ વાલ્મીકિને ઝીણવટથી વળગી રહે છે. રણયજ્ઞમાં પ્રેમાનન્દ જે પુરાણાન્તર્ગત તથા પ્રાકૃત રામાયણમાંની વાતોનો આશ્રય લેઇ રામચરિત્રને બદલાવે છે ત્હેવો ફેરફાર કરવાનું વિષ્ણુદાસને રુચ્યું નથી. છતાં પદ્મપુરાણના વખતની અવતાર કલ્પના કે— રામ પરબ્રહ્મ છે, સીતા માયા છે, વાનરો દેવ છે વગેરે—હકીકતનું અવલંબન તો તે કરે જ છે. લક્ષ્મણની વ્રતચર્યા, દ્રોણાચળ લાવ્યાનો તથા હનુમાનને અહંકાર થયાનો પ્રસંગ, ઇંદ્રજીતના યજ્ઞમાંથી અડધો રથ નિકળ્યાનો પ્રસંગ—વગેરે હકીકતો એમાં નથી. છતાં મંદોદરીનો રાવણને બોધ, તથા નાગપાશમાં બંધાયલા રામને નારદની સ્તુતિથી જગાડયાની વાત તથા વાહન ગરુડનું સ્મરણ—એ હકીકતો તો વિષ્ણુદાસે કાવ્યમાં ગૂંથી છે ખરી. વિષ્ણુદાસમાં કુંભકર્ણને હાથી ઉંઘમાંથી જગાડયાનો અતિશયોક્તિવાળો પ્રસંગ વાલ્મીકિના ૬૦ મા સર્ગના ૪૯ાકે શ્લોકનો ભાવાર્થ આપે

છે. લક્ષ્મણને રાવણની સાંગ વાગતાં મૂર્છા આવે છે તે વખતે રામ જે વિલાપ કરે છે તે કવિની વાનગી તરીકે નીચે આપીયે છીયેઃ—

" પિહિલાં રાજ્ય ગયૂં પોતાતણૂં, પછિ વનિ વશ્યા વેગિ કરી;
ત્યાંહાં સ્થકો દુષ્ટ દશાનન, જાનકીનિ હ્યાવ્યો હરી, ૧૮
સુંદરીનિ પછિ સોધતા, અનેક વનમાં રડવડયા;
પછિ ત્રિકૂટ ગિરિ પામ્યા સહી, આપિ વશ આવી પડયા. ૧૯
દૈવ યોગિ દુષ્ટ સાથિ, વિર કીધૂં અતિ ઘણૂં;
અંહી યુદ્ધ કરતાં શ્યૂં છિ, હવાં અલ્પ સેન આપણૂં. ૨૦
લઘુ ભ્રાત કેરા દુઃખની, તિ વાત નવિ જાયિ કહી;
નવિ જાણિએ હવિ જીવશિ, કિ પ્રાણ તે ત્યજશિ સહી. ૨૧
કડવું ૬૬."

અખંડલહરી કાવ્ય તરીકે રણયજ્ઞ—નવલરામભાઇ કાવ્યના બે પ્રકાર કહે છે; ખંડલહરી અને અખંડલહરી. સામાન્ય કવિની કવિતામાં અને એની બાનીમાં પ્રૌઢી હોતી નથી; એ વાંચતાં લહરીખંડન ડગલે ડગલે થાય છે. કવિતાના જૂદા જૂદા કકડા હોય ત્હેમાં રસની લહેર ખરી; પણ ત્હેમાં એક બીજાની સાથે રસલહેરની સળંગતા હોતી નથી. તેથી એવી તૂટક કથાઓને ખંડલહરી કાવ્ય કહ્યાં છેઃ સામળભટની વાર્તાઓ આ પ્રકારની છે. અખંડલહરી કાવ્યમાં તો રસનું અખંડિત વહેવું થાય છે; 'રણયજ્ઞ' એવું કાવ્ય છે. "એમાં એક વિચારમાંથી બીજો, અને બીજામાંથી ત્રીજો-એ પ્રમાણે સ્ફુરણ થયાંજ કરે છે. મૂળ લગાડીને ધીમે ધીમે ઝાડ નવપલ્લવ થઇ જતું પ્રત્યક્ષ દેખાય છે; અને ધીમે ધીમે એમજ મ્હોટું થતું જાય છે. આખો ગ્રંથ એવા સ્વાભાવિક રીતે સદા વૃદ્ધિ પામતા ઝાડના જેવો છે. છતાં એમાં unity—સળંગતા પરિપૂર્ણ છે-નખશિખ છે—સાંધે સાંધામાં છે."

---

મહાકવિ પ્રેમાનન્દ કૃત.

# રણયજ્ઞ.

---

## કડવું ૧ લું.

( રાગ કેદારો. )

મંગલા શ્રી ગણપતિને શિર નામી રે, સમરૂં સીતાનો સ્વામી રે;
ચરણુ: રઘુનંદન બહુનામી રે, નિરમળ વાણી આપીએ રે— ૧

[1]આશ મુને મનમાં ઘણી રે, નારાયણ-ગુણ ગાવા તણી રે;
શાસ્ત્ર મધ્યે ભણી રે, લીલા રઘુપતિની વરણવું રે— ૨

( ઢાળ. )

વરણવું લીલા રઘુપતિની, વિમળ વાલ્મિક-વાણી;
ભણે સુણે જે ભાવશું, ધન્ય ધન્ય તે પ્રાણી— ૩

હરિકથારસ પ્રેમે ન પીધો, દેહ ધર્યો શું કરવા;
[2]એળે જનમ ખોયો અપરાધી, આવ્યો[3] જનુનીનું જોબન હરવા. ૪

રામનામનો મોહોટો મહિમા, શંકર સમ્યક્ જાણે;
[4]દુઃખમાત્ર ટાળે, ભવસાગર તારે, મહિમા વેદ વખાણે— ૫

તપ તીરથ વ્રત જગન ફલ લે, સ્નાન દાન જે સાધે;
સકલ પદારથ શ્રી રામનામનો, જે દશરથતન આરાધે— ૬

---

(૧) આ ટૂંક બે જૂની પ્રતમાં મળવાથી દાખલ કરી છે. (૨) 'આળે' પ્રા. કા. (૩) 'માતાનું વિત' પ્રા. કા. (૪) 'તારક મંત્ર તારે ભવસિંધુ' પ્રા. કા.

નવધા ભગતી કહી વેદ પુરાણે ધ્યાવા વૈકુંઠરાય;
શ્રવણ તેહેમાં શ્રવણ-ભગતી સરવ શિરોમણ, લાભ ઘણેરો થાય— ૭
ભક્તિ ભરદ્વાજ સનકાદિક શંકર, [૫]ઋખી પરીક્ષિત રાય;
મહિમા: જનમેજે આદે રસ પીધો, [૬]શ્રવણ-ભગતી સુખદાય— ૮

કળજુગ મધ્યે સાધન [૭]સકલ એ, ભગતી કરે જે ભાવે;
જે જન જાનકીનાથ [૮]આરાધે, તે જનુનીજઠર નવ આવે— ૯

અષ્ટાદશ પુરાણે અનંત કથા છે, કવિવાણીનો વિસ્તાર;
શ્રી ભાગવત ને રામકથા, એ [૯]સકલ શાસ્ત્રનું સાર— ૧૦

( વલણ. )

સાર સકલ શાસ્ત્ર પુરાણનું, શ્રી ભાગવત રામચરિત્ર રે;
પ્રેમાનન્દપ્રભુ રામનામે, થાયે દેહ પવિત્ર રે— ૧૧

---

## કડવું ૨ જું.

( રાગ-વેરાડી. )

રામ- શતક્રોટિરામાયણ-લીલા, માંહાંથી સાર ગ્રહ્યું છે થોડું;
લીલા જુધકાંડ માંહાંથી સંખેપે, રણ-જગન જુગતે જોડું— ૧
સાર: માતપિતાનું વચન પાળવા, રાજ્ય તજ્યું રઘુનાથે;
જટા વધારી વન સધાર્યાં, લક્ષ્મણ સીતા સાથે— ૨

ગોદાવરીત્રટ પંચવટીમાં, રહ્યા વાસો અશરણ-શરણ;
લંકાપતિ રાવણે કીધું, સીતાજીનું હરણ— ૩

---

(૫) 'શેષ' પ્રા હા. 'શુક' પ્ર ૪, ૫, ૬, (૬) 'ભગતી' પ્રા. હા. (૭) 'સદાફળ થાયે' પ્રા. હા. (૮) 'ને ધાએ' પ્રા. હા. (૯) 'સર્વનું' પ્રા. હા.

સુગ્રીવ સાથે મૈત્રિ કીધી, મળ્યા વાનર પદ્મ અઢાર,
[1]શ્રી રામચંદ્રે મનમાં વિમાસ્યું, કરવા દૈતસંધાર— ૪

અન્યોઅન્યે સજ્જ થયાને, મોહોટા કપિ અપાર;
[2]સમુદ્રપાજ બાંધી શ્રીરામે, સેના ઉતારી પાર— ૫

અંગદ મોકલ્યો વિષ્ટિ કરવા, [3]મળવાની વાત ના બાંધી;
રામ કને કપિ ફરીને આવ્યો, [4]વિરોધ-વારતા વાધી— ૬

રણથંભ નિધિત્રઠ માંહાં રોપ્યો, કરવા દેવનું કરજ;
કાવ્યનું રણભોમીની વેદિ [6]કલ્પી, રામ થયા આચારજ— ૭

નામ– વિભીક્ષણને દીક્ષા આપી, હનુમાન લાવ્યો ઉપહાર;
કરણ: બાણરૂપી સરુવે હોમ્યો, રાક્ષસનો પરિવાર— ૮

બેતાલીસ કોટિ મંત્રી હોમ્યા, કંદમૂલને ઠામ;
બાણુ લાખ દિકરા હોમ્યા, તલ જવનું લઇ નામ— ૯

મોહોટા મહિખને ઠામે હોમ્યો, કુંભકર્ણ જે ભાઇ;
અજને થાનક લઇને હોમ્યો, રાજપુત્ર અતિકાય— ૧૦

બત્રીસ લખણો પુત્ર હોમ્યો, ઇંદ્રજીત મહાભાગ;
રાવણ શ્રીફળ પુરણાહુતિમાં, એણીપેરે કીધો જાગ— ૧૧

ક્રોધ અગ્નિ જાનકી જ્વાળા, [7]પવન લક્ષમણ વીર;
રણજગન શ્રીરામે કીધો, સમુદ્ર પેલે તીર— ૧૨

( વલણ. )

સમુદ્ર પેલે તીર જઇ, જુધ કીધું જે શ્રીરામ રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, રણજગન ધરીયું નામરે— ૧૩

---

(૧) આ બે કડીઓ છાપેલી પ્રતમા નથી (૨) 'સમુદ્ર બાંધ્યો' પ્રા. કા. (૩) 'મળ્યાની' પ્રા. કા. (૪) 'કલેશ' પ્રા. કા. (૫) 'શ્રીરામે' પ્રા. કા. (૬) 'કીધી' પ્રા. કા. (૭) 'મંત્ર' પ્રા. કા.

## કડવું ૩ જું.

( રાગ-સારંગ. )

**રામ** સેના ઉતારી સાગરપાર, વાનર જોદ્ધા પદ્મ અઢાર;
**સેનાની** સેનાપતિ કીધો નીલ કપિ, ક્રોધે વીર રહ્યો છે તપી. ૧
**તૈયારીઃ** બોલ્યા વાનર કરી વિનતિ, જુધ-આજ્ઞા દીજે રઘુપતિ;
નલ, નીલ, અગંદ, સુગ્રીવ શૂર; કરવા સંગ્રામ ઘણા આતુર. ૨

લક્ષ્મણ કહે સુણો શ્રીરંગ, લોહસાંકળે બાંધ્યા માતંગ;
તેમ તમારી મરજાદાસાંકળે, કપિ-કુંજર બાંધ્યા છે બળે. ૩

છૂટયા હસ્તિ વન ભાંજે જેમ, છૂટયા વાનર લંકા લેશે તેમ;
જુધ-આજ્ઞા દીજે રઘુરાય, વિજોગ સીતાજીનો [2]જાય. ૪

સાંભળી લક્ષ્મણનો પ્રતિબોધ, શ્રીરામને ચઢીયો ક્રોધ;
કીધો ધનુષ્ય તણો ટંકાર, તે શબ્દે [3]ધ્રૂજ્યો સંસાર. ૫

ડોલ્યા દિગ્ગજ, કાંપ્યા દિક્પાલ, ખળભળીયાં સાતે પાતાળ;
રાવણનું ડોલ્યું સંઘાસન, ધજા છત્ર થયાં પતન. ૬

રાક્ષસીના થયા ગ્રભપાત, [4]દારુણ રુધિર તણો વરસાત;
માતશુકન લંકામાં થાય, રોષે ભરાયા શ્રી રઘુરાય. ૭

**પહેલો** [5]પ્લવંગ પ્રત્યે બોલ્યા શ્રીરામ, ચોહોપાસે ઘેરો લંકા ગામ;
**હલ્લોઃ** વચન રાઘવનાં સાંભળી, ઉતપત્યા વાનર હૂકલી. ૮

ચારે પોળ ઘેરી વાનરે, ચઢી બેઠા કોટને કાંગરે;
સેના રાઘવજીની [6]કોપી, ઉઠાડી રાવણની ચોકી. ૯

---

(૧) 'શરીર' પ્રા. કા; 'રીસ' પ્ર. ૪ (૨) 'ન સહેવાય.' પ્ર. ૪. (૩) 'ઉધડકયો' પ્રા. કા. (૪) 'વાયુ રૂધિર વરસાત' પ્રા. કા. (૫) 'પંન્નગ પ્રા. કા. (૬) 'ઓકી' પ્રા. કા.

પાડ્યા કાંગરા કનકનો કોટ, કૂદે વાનરા મૂકે દોટ;
પછાડે પૂંછ ને વજાડે ગાલ, રુવે રાક્ષસીઓનાં બાળ. ૧૦
જે હાથે ચઢે તેહેને ત્રાડે, છજાં ઝરુખા તોડીને પાડે;
તરુવર બહુ નાખે પાષાણ, લંકા માંહે પડ્યું ભંગાણ. ૧૧
નાહાસે લોક કરે બૂંબાણ, થયું સભામાં રાવણને જાણ;
ઉઠ્યો મંત્રી જોડી બે હસ્ત, રાવણ પ્રત્યે બોલ્યો પ્રહસ્ત. ૧૨
સ્વામી ! કપિ આવ્યા સમગ્ર, ચોહોપાસે ઘેર્યું લંકા નગ્ર;
સિંહના ઘર પર આવે શિયાળ, ત્યમ વાનર આવ્યા ભૂપાળ. ૧૩
સાંભળી મંત્રી તણાં વચન, ક્રોધ કરી બોલ્યો રાજન;
કરો સેના માહારી સાવધાન, ઉતારૂં માનવનું અભિમાન—૧૪

( વલણ. )

અભિમાન ઉતારૂં માનવ તણું, વાળું વાનરનો ધાણ રે;
દશકંધર કોપે ચઢ્યો, ને ગડગડીયાં નિશાનરે— ૧૫

---

## કડવું ૪ થું.

( રાગ-સામેરી. )

રાય રાવણે કવચ પેહેર્યું, શિર ધર્યા દશ ટોપ રે;
રાવણ કરી [1]વીસે લોચન રાતડાં, હૃદે આણી દારુણ કોપ રે— ૧
સેનાની જાવા ન પામે જીવતા, ભાઇ વાનર માનવ કોય રે;
તૈયારી: બહુ ઢોલ દદામા ગડગડે, તાંહાં શબ્દ [2]કુલાહલ હોયરે— ૨

---

(૭) ' રૂવે રાક્ષસી બાહે બાળ ' પ્રા. કા. (૮) 'દશસ્કંદ' પ્રા. દા.
(૧) ' વીસે ' પ્ર. ૪ (૨) ' કુતોહલ ' પ્રા. કા.

જે જે સુભટ લંકા વિષે, મુખ આગળ નીસરે આજરે;
રાણીજાયા રાક્ષસવીરનો, [3]મજરો લે માહારાજરે— ૩

કો ગજ ચડયા, કો રથ ચડયા, કો ઉંટ ઉપર અસવાર રે;
કો મહિખ ઉપર, કો ગર્ધવ ઉપર, સજી બેઠા હથીયાર રે— ૪

કો ઘોડા ઉપર ઘુમતા, કરે ઝૂમતા વારુણી પાન રે;
છે ભ્રગુટિ ઉપર મોળીયાં, કો ગૈર ભીને વાન રે— ૫

નવમણિકુંડળ લળકતાં, ઝળકતા મોતીહાર રે;
માદળીયાં તોરા [4]અવનવા, થાય કલગીના ઝાતકાર રે— ૬

બાજુબંધ પોંચી ને વીંટીઓ, દુગદુગી સાંકળી સાર રે;
કભાય પટકા પાયજામા, ઉપરણી મૂલ અપાર રે— ૭

જરકશી જામા ઝળહળે, શોભે અર્ક-કીરણ સમાન રે;
કેશરીયા વાગા શોભતા, છે જોબનનાં અભિમાન રે— ૮

અંગ ધનુષ ભાથા ભીડીયા, કટિ કટારી તલવાર રે;
સાંગ ભાલા ત્રિશૂળ ફરશી, પરિઘ વાંકી ધાર રે— ૯

ગદા ગુરજ ને મૂશળ મુગદળ, ભોગળ ને ભિંડમાળ રે;
નાગપાશ ને વરુણપાશ, ધર્યાં ચક્ર મહાવિકરાળ રે— ૧૦

પાખર બખતર ટોપ ટાટર, સેના કરે સુરાપાન રે;
અંગરખીને જીવરખી એ, શોભે પરમનિધાન રે— ૧૧

[5]કો કમલનયના શુદ્ધવરણા, કર્યાં ભાલ ભસ્મત્રિપુંડ રે;
શિવ સન્મુખ સંપુટ કરતા, અભંગ રણના ધીર રે— ૧૨

કો અસવાર બેઠા ડચકાર કરતા, ફરે ફૂદડી સાર રે;
મુગટ સુંદર શોભતા, ઝળકે માળ રવિઆકાર રે— ૧૩

(૩) 'મોહોલો' પ્રા. કા. (૪) 'નવઘરાં' પ્રા. કા. (૫) ટૂંક ૧૨ અને ૧૩ છાપેલી પ્રતમાં નથી.

સુરસેનાને લજાવે એહેવા, સ્વરૂપ-સાગર શૂર રે;
એ રૂપવંત વખાણીયા, હવે કહું રાક્ષસ ક્રૂર રે— ૧૪

**રાક્ષસ** મહિખ મેંઢા ઉંટ ઉપર, થયા છે અશ્વવાર રે;
**યોદ્ધાનાં** છે [૬]કાળરૂપ બીહામણા, લોહદંડનાં હથીઆર રે.— ૧૫
**સ્વરૂપ** શ્વાનમુખા કો ખરમુખા, પિશાચમુખા પાપિષ્ટ રે;
**વર્ણન:** લંબગ્રીવા લંબકર્ણા, જેહેને દીઠે ઉપજે રીસ રે— ૧૬

લંબઅધરા દીર્ઘદંતા, નિસર્યા બત્રીસા બળવંત રે;
શ્યામવર્ણા કો રક્તવર્ણા, [૮]બહુ ઉંચા અનંત રે— ૧૭
બિડાલા કો [૯]પિંગલા, [૧૦]ધૂમ્રવર્ણાનો નહિ પાર રે;
યૂપાક્ષને વિરૂપાક્ષ રાક્ષસ, કોહોનાં નેત્ર બઝ્ઝાકારરે— ૧૮
કો ભૂર ભયાનક શબ્દ બોલે, ભ્રષ્ટ ભૂંડા ભોવન-ભાર રે;
કોણે હાથ માહે શબ ગ્રહ્યાં છે, ચાલે કરતા આહાર રે— ૧૯
રુધિર ગળતાં ચર્મ ઓઢયાં, કંઠ આંતરડાંની માળ રે;
જીભ સળકે સરપ સરખી, વદન છે વિકરાળ રે— ૨૦
અધકોસના કો કોસના છે, ઉંચા જોજનપ્રમાણુ રે;
કૃપાણુ ગુપ્તિ શૂલ ફરસી, વજ્ર ધર્યાં સરાણુ રે— ૨૧
શત કોટિ રાક્ષસ ભયાનક, જુધે તતપર થાય રે;
મુખ આગળ સેના શોભતી, જોઇ રીઝયો રાવણુરાય રે— ૨૨

( વલણ. )

રીઝયો રાવણ-રાય જોઇ, કટક જે પોતા તણું રે;
કોણુ કોણુ સુભટ રાયને નમે, નામ હવે તેહેનાં ભણું રે— ૨૩

---

(૬) 'કાળા ક્રૂર' પ્રા. કા. (૭) 'રિષ્ટ' પ્રા. કા. (૮) 'બાહુક' પ્રા. કા.
(૯) 'બીડાલા' પ્રા. કા. (૧૦) 'અધર્મનો' પ્રા. કા.

## કડવું ૫ મું.

( રાગ–મેવાડો. )

**રાવણ** કોણ કોણ સેનાના નાયક, નમે રાયને પાયજી;
**સેનાના** નામ તે સરવે રાજકુંવરના, પ્રહસ્ત કહેતો જાયજી— ૧
**નાયકો:** આ દેવ તણો જીતનાર જોધો, દેવાંતક એહેવું નામજી;
નરાંતક બાંધવ સંઘાતે, કરે છે દંડ પ્રણામ–રાણાજી— ૨
સકળ શાસ્ત્ર વિદ્યાના પાઠી, શુક સારણ એહેવાં નામજી;
ત્રણ કોટિ જોધાના સ્વામી, કરે છે દંડ પ્રણામ–રાણાજી— ૩
જેણે વરુણ બાંધીને આણ્યો, પ્રધસ્વ એહેવું નામજી;
શત કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ–રાણાજી— ૪
સપ્ત સમુદ્ર જીતી વશ કીધા, મહોદર એહેવું નામજી;
ત્રીશ કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ–રાણાજી —૫
જેણે બ્રહ્મલોક જીતી વશ કીધા, બ્રહ્મકપિ એહેવું નામજી;
છત્રીશ કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ–રાણાજી-૬
જેણે નવકુળ નાગ બાંધીને આણ્યા, મણિભદ્ર એહેવું નામજી;
ચોવીસ કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ–રાણાજી. ૭
જેણે તીરથમાત્ર પૃથ્વીનાં ભાંજ્યાં, સર્વદમન એહેવું નામજી;
પચાસ કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ–રાણાજી. ૮
જેણે યજ્ઞભાગ દેવતાના ટાળ્યા, યજ્ઞકોપ એહેવું નામજી;
સાત કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ–રાણાજી. ૯
જેણે ગણપતિ બાંધીને આણ્યા, વિકટાક્ષ એહેવું નામજી;
પચીસ કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ–રાણાજી. ૧૦

---

(૧) ' શાસ્ત્રવિદ્યાનો પાઠી ' પ્રા. કા.

જેણે ગાંધ્રવ જીતી અપછરા આણી, વિદ્યુન્માલી એહેવું નામજી
ત્રણ પદ્મ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ-રાણાજી. ૧૧

જુગ્મ જુગ્મ લોચન છે જેને, યૂપાક્ષ એહેવું નામજી;
પંચાવન કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ-રાણાજી. ૧૨

વાંકી દષ્ટ ભયાનક ભાળે,[૩] વક્રાક્ષ એહેવું નામજી;
એક પદ્મ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાણાજી. ૧૩

કુંભકરણ રાજાના સુત બે, કુંભ નિકુંભ એહેવાં નામજી;
સોળ પદ્મ જોધાના સ્વામી, કરે છે દંડ પ્રણામ-રાણાજી. ૧૪

મંદોદરીસુત કંદ્રપ કોટિ, અતિકાય એહેવું નામજી;
વીસ પદ્મ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ-રાણાજી. ૧૫

સુમાલીના સુત બે શૂરા, કંપન અતિકંપન નામજી;
જમરાજા જેમણે બાંધીને આણ્યો, કરે છે દંડ પ્રણામ-રાણાજી.૧૬

નવગ્રે જેણે જીતીને આણ્યા, મકરાક્ષ એહેવું નામજી;
સોળ પદ્મ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ-રાણાજી. ૧૭

માતુલ બેઉ તમારા સ્વામી, મહાપાશ સુપાશ એહેવાં નામ;
ત્રીસ પદ્મ જોધાના સ્વામી, કરે છે દંડ પ્રણામ-રાણાજી. ૧૮

મકરકેતુ ને ચંદ્રકેતુ, સુલોચન એહેવાં નામજી;
અતિબળ મહાબળ કહીયે, કરે છે દંડ પ્રણામ-રાણાજી. ૧૯

વજ્રનાભ સુનાભ સુદર્શન, એ આદે બલના ધામજી;
બાણુ લાખ જમાઇ તમારા, કરે છે દંડ પ્રણામ-રાણાજી. ૨૦

ઇંદ્રરાજા જેણે રણમાં જીત્યો, ઇંદ્રજીત એહેવું નામજી;
[૩]પાટવી પુત્ર રાય તમારો, કરે છે દંડ પ્રણામ-રાણાજી—૨૧

---

' વક્રરાક્ષસ ' પ્રા. કા. 'વિકટાક્ષ' પ્રા. કા. (૩) 'પાટોધર' પ્રા. કા.

ઇંદ્રજીતની પૂઠે ઉભા છે, રાજકુંવર બહુ નામજી;
શત લાખ પુત્ર તમારા, કરે છે દંડ પ્રણામ-રાણાજી—   ૨૨
લખ કોટિ રાક્ષસી દાસી, કરી જાણે ઘોર સંગ્રામજી;
તે નર વાનર ખાવા તતપર, લીજે તેહેના પ્રણામ-રાણાજી- ૨૩

( વલણ. )

પરણામ લીધા સરવ [૪]સુભટના, રીઝ્યો રાવણરાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, કહું વાહનની શોભાય રે—   ૨૪

---

## કડવું ૬ ઠું.

( રાગ-રામગ્રી. )

પ્રબળ દળ જોઇ રીઝયો રાવજી, ગર્વગેહેલો હરખ ન માયજી;
તેડયો મશાણી મહોદર નામજી, તતખણ આવી કીધો પ્રણામજી—૧

( ઢાળ. )

પ્રણામ કરીને કામ માગ્યું, કંઇ આગના સ્વામીન;
વાહનપતિને કહે રાવણ, વેહેંચી આપો ગજ [૧]વાજિન—૨

**અશ્વ** મહોદરને કહે રાવણ, જઇ જુવો ઘોડાર;
**વર્ણન:** બાંધ્યા ચરે છે અશ્વ માહારા, તે આજ કાઢો બાહાર—   ૩

વચન સાંભળી રાયનાં, તોખાર તતબર થાય;
મુખ આગળ હયની હાર લાગી, રાવણ જોતો જાય—   ૪
ચપલચરણ ને પંચવરણ, હંસ હરણની જાત;
ઉડણ અરબી ને અડાણા, અબલખ પટોળા ભાત—   ૫

---

(૪) ' સુરના ' પ્રા. કા.
(૧) ' વાહન ' પ્રા. કા.

કલંકી કેરંગ ઘણા, કાળા કાબરા ને કુમેદ;
આભઉડણુ ને પંખાળા, ખગને પમાડે ખેદ— ૬

વાનરીયા વૈતાલ વાજિ, વિજળીયા વિકરાળ;
પાખરીયા પન્નગા પોપટા, વરણુ પરમ શોભાળ,— ૭

માતંગા મોતીસરા, માણેક મોઘામૂલ;
જસવત દક્ષિણાવંત વાજિ, વાયુવેગી અતુલ— ૮

પિરોજા પીળા પદારથ, પાણીપંથા જાત પતંગ;
ઉજળા [2]આરબી સોરઠીયા, રંગીત લીલા રંગ— ૯

ગંગાજળીયા ગોરટા, ભૂખરા જુધે અભંગ;
મહિખા ને મુલતાની માંકડા, વાંકડા તરલ તુરંગ— ૧૦

તેજી કચ્છી ઘૂમતા, કંઠે ઘંટ ઘુઘરમાળ;
[3]કેસરીલંકા ચિત્રવંકા, હરણુપે દે ફાળ;— ૧૧

નારંગવર્ણા હેમવર્ણા, [4]કેશી કરમને પાર;
કપોતજાતિ કબૂતરા, હીંડે હારો હાર— ૧૨

મરેઠી તિલંગા તેજી, ગુજરીયા ગુણવંત—
લોચન ચળકે અણીયાળાં, [5]ડુંગરીયા બળવંત— ૧૩

ખંધારના ગાંધારના, સિંધુ દેશના શ્રીકાર;
પંખાળા પંચાળના, મદ્ર દેશના ઝૂંઝાર— ૧૪

રીંછજાતિ વીંછીયા, કો વજ્રદંતા [6]વિક્ષાત;
જાય અરિદળમાં સોંસરા, જેની [7]દેવ પૂરે સાખ— ૧૫

---

(૨) 'આબુ' પ્રા. કા. (૩) 'કેસરીવંકા ચિત્રલંકા' પ્રા. કા.
(૪) 'કેશરી કુમેદ નેપાર' પ્રા. કા. (૫) 'ડુંગર સમા' પ્રા. કા.
(૬) 'વિકાળ' પ્રા. કા. (૭) 'વેદ' પ્રા. કા.

પિશાચમુખા ગર્ધવમુખા, ત્રિનેત્ર અગનીવર્ણ;
ઉચ્ચિશ્રવાની જાત્યના છે, સુંદર ઉભા કર્ણ— ૧૬

મનવેગી પવનવેગી, કો [૮]ગરુડજાતિ જોર;
ચમકતા ચાલે ચક્રવર્તી, હણણ કરતા સોહોર— ૧૭

મોહોરડે મખીયારડામાં, માણેક જડયાં બહુ મૂલ્ય;
[૯]મોતીની ઝાલર પગ લગે, ઓઢી જરકશીની ઝુલ્ય— ૧૮

કેશવાળી ફૂમતે ગૂંથી, હીર દોરા લહેકે;
હાર તોરા ને રત્ન ચમકે, ચુઆ ચંદન બેહેકે— ૧૯

[૧૦]જડાવ કલગી શીર ઉપર, પીંછ ફરહર થાય;
ઝવેરજડીયાં જીન વાંસે, તિમિર તેજે જાય— ૨૦

( વલણ. )

જાયે તિમિર નંગ તેજથી, સજ્યા અશ્વ કોટિ અપાર રે;
પુત્ર ભત્રિજ દોહિત્રને, રાય વેહેંચી આપે તોખાર રે— ૨૧

---

## કડવું ૭ મું.

( રાગ-મેઘમલાર. )

**વાહનની વહેંચણી:** પ્રહસ્ત પ્રત્યે બોલ્યો રાવણ, કરીને મોહોટું મન, મંત્રી;
હું કહું તેહેને આપો વહેંચી, હય હસ્તી વાહન મંત્રી—૧

વજ્ર થકી જે અશ્વ ઉપન્યા, ઇંદ્રે આપ્યા જેહ, મંત્રી;
પાંચસે ઘોડા લખને આપો, ઇંદ્રજીતને તેહ, મંત્રી— ૨

---

(૮) 'ગુણ ફડા જાતિ' પ્રા. કા. (૯) 'મોતીઝાલર લેકયા કરે જરકશી ઉપર ઝુલ' પ્રા. કા. (૧૦) 'ઝિણા' પ્રા. કા. 'પલાણ માંહે' પ્ર. ૪.

મહિખમુખા હય સાતસેં, જે ભેટ કીધા જમરાય, મંત્રી;
તે ઘોડા અતિકાયને આપો, અકાળમૃત્યુ ન થાય, મંત્રી— ૩
ગાંધર્વજાતિ વિશ્વકર્માવાળા સોળ હજાર, મંત્રી;
તે કુંભકરણને ઘેર મોકલો, વહે અયુત મણ ભાર, મંત્રી— ૪
બે કોટિ ઘોડા બળિરાજાના, ચાલે માયાવી ચાલ, મંત્રી;
[1]અંતરગતની વાત જાણે, તે જમાઇઓને આલ, મંત્રી— ૫
પાંચ કોટિ પાણીપંથા, વરુણવાળા જેહ મંત્રી;
તે મોકલી દો દાસ સંગાથે, દોહિત્રને મંદિર મંત્રી— ૬
બાર કોટિ અગ્નિના આપ્યા, ન દાઝે પાવકમાંય મંત્રી;
તે બાણું લાખ પુત્રને વહેંચી આપો, લાડવાયા જુદ્ધે જાય મંત્રી-૭
ચૌદ સહસ્ર જે બીજા આપ્યા, કરે અગ્નિમાંય પ્રવેશ મંત્રી;
તે કુંભકર્ણના સુતને આપો, બોલ્યા રાય લંકેશ મંત્રી— ૮
નવ કોટિ નવ નાગે આપ્યા, [2]મુખે વિખની જ્વાળ, મંત્રી;
તે ભાણેજોને વેહેંચી આપો, જે વાનરદળના કાળ મંત્રી- ૯
સમુદ્રે આપ્યા સાત કોટિ, [3]જળમાં જોતા જાય, મંત્રી;
તે સૌ પુત્રના પુત્રને આપો, લઢવા જુધે જાય, મંત્રી— ૧૦
ત્રણ કોટિ હિમાચળવાળા, મેરુવાળા કોટિ તેર મંત્રી;
એક કોટિ કનક ઝરે છે, કરી ગયો ભેટ કુબેર, મંત્રી— ૧૧
બાર કોટિ મયદાનવવાળા, જે કરે માયા અપાર, મંત્રી;
ત્રીસ કોટિ બ્રહ્માના આપ્યા, જે કરે પવનનો આહાર, મંત્રી-૧૨
[4]પચીસ કોટિ સૂરજના આવ્યા, જે તેજ તણો ભંડાર, મંત્રી
બેતાળીસ કોટિ મંત્રીને આપો, બે બે વહેંચી તોખાર મંત્રી-૧૩

---

(૧) 'અંતરધ્યાનની વિદ્યા' પ્રા. કા. (૨) 'મૂકે' પ્રા. કા. (૩) 'જોતાં ... થાય' પ્રા. દા. 'જોતાંમાં જલ ઝંપલાય' પ્ર ૪ (૪) 'પચાસ' ...ા.

એક લક્ષ ગણપતિના આપ્યા, જે પૂરે મન અભિલાખ, મંત્રી;
દીવીદાર આશા રાખે છે, વહેંચી આપો લાખ, મંત્રી— ૧૪

ચાર સહસ્ર ⁵ચંદ્રમાના વાજિ, પરિતાપ દીઠે જાય, મંત્રી;
માહારા રથને તે જોડાવો, બોલ્યા રાવણરાય મંત્રી— ૧૫

મનુષ્ય રાજા જે પૃથ્વી પરના, જીત્યા રાજકુમાર, મંત્રી
સાત કોટિ જે સપ્ત દ્વીપના, આપો સેવકને તોખાર મંત્રી-૧૬

મહાદેવે પંચ લક્ષ મોકલ્યા, જે નંદી લાવ્યો કાલ, મંત્રી;
તે જોગીના મુને ઘટે નહીં, તે દદામીને આલ મંત્રી— ૧૭

વાયુના આપ્યા વાયુવેગી, જે ઉડી જાણે આકાશ મંત્રી;
તે બ્રાહ્મણને સૌ વેહેંચી આપો, એ છે સહસ્ર પચાસ મંત્રી-૧૮

ત્રણ લાખ જે મનવેગી, ઘડીએ શત જોજન જાય મંત્રી;
તે રાખસીઓને વહેંચી આપો, જે જુધ કરે રણમાંય મંત્રી-૧૯

પ્રાગજ્યોતિક દેશ તણા જે, સોળ સહસ્ર માતંગ, મંત્રી;
**હસ્તિ** મગધ દેશના એક લક્ષ છે, ગિરિવર સરખાં અંગ મંત્રી--૨૦
**વર્ણન**: સિંગલદ્વીપના સાત લક્ષ છે, તેહેને સજાવો શણગાર મંત્રી;
નેજાં નગારાં ઢાલ ચઢાવો, શૂંઢ બાંધો હથીયાર મંત્રી—૨૧

ભદ્ર જાતિના ખાસા હસ્તી, ઐરાવત કુળના જેહ મંત્રી;
વીસ સહસ્ર હારમાં ચલાવો, ઉજ્જવળ જેહેની દેહ મંત્રી—૨૨

દશ લક્ષ રથ વિશ્વકર્માના, અશ્વ જોડાવો સાર મંત્રી;
અંગરખા સેવકને આપો, આયુધ સહિત શણગાર મંત્રી—૨૩

બીજા રથ મહારથીને આપો, અતિરથીને માતંગ મંત્રી;
ધજા કળશ અંકુશ અંબાડી, ધમકે ઘંટા ચંગ મંત્રી-- ૨૪

---

(૫) ' ચંદ્રાવળી ' કા. દો.

( વલણ )

ચંગ મૃદંગ વાજીંત્ર વાજે, બિરાજે રાક્ષસ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, કેમ સેના જુધે જાય રે— ૨૫

---

## કડવું ૮ મું.

( રાગ-શોક મેવાડો. )

રાક્ષસ કટક સૌ સજ થયું, વળ્યા નિશાને [1]ધાય રે;
[2]તાંહાં આવી રાણી મંદોદરી, કરે વિનતિ રાવણરાયરે— ૧

( ઢાળ. )

**મંદોદરીની** આજનો તે દહાડોરે હો,લાગે મુને ધૂંધળો દીસે ઝાંખો દિનકર દેવ
**વિનવણી:** ત્રિભોવન નાથનેરે હો,રાણા ના દૂભીયે,જેની બ્રહ્મા શંકર કરે સેવ
રે હો રાણાજી—૨

દિશા ચારે રે હો, દીસે [3]ધૂમસધૂંધળી, કાંઇ શુકન માઠેરા થાય;
કાંઇ ફાલુ બોલેરે હો, બોલેરે બીહામણું, રુવે વાયસ શ્વાન ને ગાય—૩

આજ ગઇ રાતેરે હો, સપનમેં પામીઉં, દીઠું દારુણ કહ્યું કયમ જાય;
સમુદ્ર સુકાયો રે હો, રુધિરે સરિતા ભરી, કે લંકામાં લાગી દીઠી લ્હાય-૪

લાખ લાખ રાણીરે હો, રુવે રાણા તમતણી, બીજો વહુ બેટીનો સાથ;
કેશવનાની રે હો, દીઠી મસ્તક બોડલાં, દીઠા ચૂડલા વોહોણા હાથ—૫

રાણા તમેરે હો, કાળાં પટ પેહેરીયાં, કંઠ માંહે કરેણનો હાર;
દક્ષિણ દિશાએ રે હો, રાણા તમે સંચર્યાં, ઉંટ ઉપર થઇ અસવાર—૬

રામજી પાધરે રે હો, નવગ્રે પાધરા, રામજી વાંકે વાંકો સંસાર;
પાધરો ત્રિભીક્ષણરે હો, તેતો વાંકો થયો,આજ વંઠી તમારી સહુ વાહાર-૭

---

(૧) 'ધાય' પ્રા. સ. (૨) 'જોઇ બોલ્યા' પ્રા. સ. (૩) 'ધુંધળી'

થયા થયા વાંકારે હો, તેતરીસ કોટિ દેવતા, લીધા તેણે વાનરના અવતાર;
વાંકો તે લક્ષ્મણરે હો, તમપર કોપીયો, છે ધરાધર બળભંડાર—૮
વાંકો વાંકોરે હો, આંહાં રઘુપતિ આવીયો, જેણે તોડ્યું ત્રંબક તરણા સમાન;
ધણું વાંકો રે હો,[5] મારિચ મારીયો, ફરશુરામનું ઉતર્યું માન—૯
[6]એકવારે રે હો, સપ્ત તાડ વેધીયા, માર્યો વાંકો વાનર વાલ;
વાંકો તે સાહેરરે હો, પાષાણે બાંધીયો, [7]તમો સહેજે ન બંધાયે પાળ-૧૦
કે વાંકોરે હો, અંગદ વિષ્ટિ લાવીયો, ક્રોધ બળ બુધનો એ ધામ;
વાંકો વાંકોરે હો, [8]ઢૂકે હનમંત હાથીયો, લટકે લગાડયું લંકા ગામ—૧૧
વાંકુ તે છત્રરે હો, તમારૂં છેદીયું, ધણું વાંકાં છે રામનાં બાણ;
વાંકી તે મૂછોરે હો, રાણા ન મરોડીયે, નવ કીજે પોતાનાં વિખાણ-૧૨
વાંકી તે વેળાએરે હો, વાહાનું કો નથી, [9]સુખ સંગાથી સહુ થાય;
હઠ મૂકીયે રે હો, આપો પિયુ જાનકી, નમો જૈ રામજીને પાય—૧૩

( વલણ )

પાય નમો શ્રીરામજીને, [10]અ્રત આપ્યું ફરી જાય રે;
વચન સુણી સતી નારનું, પછે શું બોલ્યો રાવણ રાય રે—૧૪

---

(૪) 'ગઇ' પ્રા. કા. (૫) 'મરિચિ' પ્રા. કા. (૬) 'વાંકા વાંકા' પ્રા. કા. (૭) 'તમો બાંધો રસ્તા પહેલી પાળ' પ્રા. કા. 'તમો બાંધો સાજે પાળ' પ્ર. ૪. (૮) આ શબ્દ છાપેલી પ્રતમાં નથી. (૯) 'સૌ સુખ સમે સાહાય થાય' પ્રા. કા. 'સૌ સુખ સમે સાર થાય,' પ્ર ૪ (૧૦) 'આપ્યું મૂલ્યુ પાછું જાય રે' પ્રા. કા.

## કડવું ૯ મું.

( રાગ-વસંત. )

રાવણનો પ્રત્યુત્તર: કયમ નમું હું નર વાનરને, લાજે છત્ર મેઘાડંબર;
મેં દેવ દાનવ જખ કિન્નર જીત્યા, તો શું કરશે [1]એ નવાનર ૧

પાવક પાક નિપાવે માહારે, પવન બુહારે દ્વાર;
[2]જળઓનો ગણપતિ લઈ ચાલે, રવિ ચંદ્ર દીવીદાર— ૨

બારે મેઘ ભરે ઘેર પાણી, [3]સ્તવે વેદ બંદી ચાર;
નારદ નટવર નાચે સરસ્વતી, મેં [4]પ્રાજે કીધો સંસાર— ૩

[5]જેષ્ટિકાદાર જમરાજા માહારે, ભણે વિધિ આશીરૂવચન;
વાર તિથિ બ્રેહેસ્પતિ કહી જાયે, કુબેર સાચવે ધન— ૪

ઇંદ્ર સમુદ્ર મહારુદ્ર વશ કીધા, ત્રિભોવનપતિ માહારૂં નામ;
કુંભકરણ સરખો બાંધવ માહારે, કોણમાત્ર લક્ષ્મણ રામ— ૫

એમ કહી રાણી સમજાવી, રાણે વધાર્યો વિરોધ;
[6]ક્ષોણી એક જોધા પડયા રણમાંહાં, થવા માંડયું દારુણ જુધ-૬

પાંચ કોટિ મંત્રી મુઆ, બહુ પુત્ર પામ્યા મરણ;
પછે રાવણને ચંતા થઇ, હવે જગાડું કુંભકરણ— ૭

( વલણ. )

કુંભકરણને જગાડવાનું, ચિતમાં આણ્યું રાય રે;
ભટ પ્રેમાનંદ કેહે કથા, કુંભકરણને શું થાય રે. ૮

---

(૧) 'નર' પ્રા. કા. (૨) 'રાથો' પ્ર. ૪ ૫. (૩) 'સ્તવે બંદી ચાર' પ્રા. કા. (૪) 'જેર' પ્રા. કા. (૫) 'છડીદાર' (૬) 'ઘણા' પ્રા. કા. (૭) પ્રા. કા. ની પ્રતમાં આ વલણ નથી; હા. દો. માં આ પ્રમાણે છે—' કુંભકરણને જગાડવાને, દોડયા રાક્ષસ અનેક રે; રાવણ વિનવે બંધુને, રાખવા કુળ જ ટેક રે !'

## કડવું ૧૦ મું.

( રાગ-કાલેરો. )

રાવણ- જાગો જાગોરે ભાઇ ભીડ પડી છે, કરે વિનતિ રાવણરાય;
કુંભ- નરવાનરે લંકા ગઢ ઘેર્યો, તુને નિદ્રા કયમ સોહાય— ૧

કહ્યુંને તરત સેવક તેડાવ્યા રાયે, કહ્યું જગાડો કુંભકરણ;
જગાડે લક્ષ જોધા વળગી ઢંઢોળે, જાણે શું પામ્યો મરણ— ૨

છેઃ જળ છાંટે નવ જાગે જોધો, તાપણાં કીધાં ચોફેર;
રૂદે ઉપર શલ્યાપડ મેહેલ્યાં, કાનમાં ફૂક્યાં મદન ભેર— ૩

કપાળ ઉપર દુંદભી વાજે, શરણાઇ નફેરી ઢોલ;
[1]કરોડ મેઘ શબ્દે સાદ કરે, પણ રાણો ન આપે બોલ—૪

[2]સુંઠ મરી નાસિકામાં મૂક્યાં, [2અ]અજમો ચલાવ્યો નાસા માંય;
પાછો શ્વાસ મૂક્યો નિદ્રામાંહાં, અજમો આકાશ ઉડયો જાય.—૫

રૂદયા ઉપર અશ્વ દોડાવ્યા, વસાડયા મહિષ માતંગ;
તોએ કુંભકરણ સુતો નવ જાગે, સાણસે ત્રોડાવ્યાં અંગ—૬

અઘોરી- નાનાવિધ ઓસડ અંજન કીધાં, ઉચળી પછાડયો વાર બે ચાર;
ની પણ અઘોરીની ઉંઘ ન ઉડે, કીધા ઘુંટણીયાંના પ્રહાર— ૭

ઉંઘ: વળી નાસિકા માંહે સર્પ ચલાવ્યા, વાયુ [3]રૂંધાવ્યો લંકા રાય;
કપોલ માંહે સર્પ અકળાયા, કાન મારગે નિસરી જાય— ૮

એમ વાજ આપ્યો રાવણ રાજા, ન લાગ્યો એકે ઉપાય;
ત્યારે કુંભકરણની આવી અંગના, નમન કરતી પાય— ૯

---

(૧) ' કો ઘોર ' પ્ર. ૪ (૨) ' સુંઠ મરીનાં શીશાં ચીક્યાં ' પ્ર. ૩ (૨અ) ' અજમોદ ' પ્રા. કા. (૩) ' બંધાવ્યો ' પ્રા. કા.

કષ્ટ દીસે માહારો કંથ ન જાગે, એને વહાલા શ્રી ભગવાન;
[4]જગાડું હું હેલામાત્રમાં, તમો કરાવો સંગીત ગાન— ૧૦

ભક્ષ ભોજન કરાવીને રે રાખો, નહી તો કરશે સરવનો આહાર;
રાવણે મદમાંસ અણાવ્યું, અન્ન તણા કીધા અંબાર— ૧૧

અપછરા પાસે નૃત્ય કરાવ્યું, ગાન તાન વાજે વાજીંત્ર;
કુંભકરણ ડોલ્યો જ્યમ મણિધર, સાંભળતાં ગોવિન્દચરિત્ર—૧૨

ઉઠતાં અન્ન આરોગ્યું સરવે, પછે પૂછ્યો સમાચાર;
હું કાચી નિદ્રાએ શિદ જગાડયો, આ શા વાનરના હોકાર—૧૩

રાવણે વાત કહી વિસ્તારી, જે રીતે દૂભ્યા શ્રી રામ;
[5]એ ગત માટે તુજને ઉઠાડયો, કોણ કરે તું વિણ સંગ્રામ—૧૪

( વલણ )

સંગ્રામ કરવો શ્રી રામ સાથે, કપિ પમાડો મરણ રે;
વચન સાંભળી વીરનાં, પછે શું બોલ્યો કુંભકરણ રે— ૧૫

---

## કડવું ૧૧ સું.

( રાગ-પરજીયો. )

કર ધસી કુંભકરણ બોલ્યો, ધૂણી પોતાનું શીશ રે;
ઘર ઘાલ્યું ભાઇ ઘેલડા, તેં દુભાવ્યા જાુગદીશ—[1]વીરા તુને શું કહું રે—૧

---

(૪) ' જગવી સ્વામી મૂરત માત્રમાં, ભક્તિએ કરાવો સંગીત ગાન ' પ્રા. ક. (૫) ' અગત્યનાં કામ ' પ્રા. દા; ' અગાધ ' પ્ર. ૫; ' આગત ' પ્ર. ૩.

(૧) આ ધ્રુવપદ છાપેલી પ્રતમાં નથી.

[2]બળીયા સાથે બાથ, વીરા તેં કાં દૂભ્યા રઘુનાથ–વીરા તુંને શું કહું રે.
ત્ર્યંબક લેતાં તાહારા રે, ચંપાણા વીશ હાથ રે;
કાઢી મૂક્યો તુનેં રાઘવજીએ, થયો [3]કૃતઘની લંકાનાથ. વીરા— ૨

સાયરજળ જેણે બાંધીયું રે, શલ્યા તારી પુંષ્પ સમાન રે;
મેઘાડંબર સહેજે છેદીયું, તોય તુને ન આવી સાન. વીરા— ૩

લક્ષ ઘરુણી ઘેર તાહરે, જેહનાં દરશન ઇચ્છે દેવ રે;
તો સીતાને શીદ લાવીઓ, થયો વૃદ્ધ ને ન ગઇ કુટેવ. વીરા— ૪

જગત જીતી તેં જોર કીધું, ના જીત્યા ક્રોધ ને કામ રે;
શામ કેશ ઉજ્જવાળ થયા, તોય મન રહ્યું તાહારૂં શ્યામ. વીરા—૫

ચંદ્ર વિના જેવી જામની રે, દીપ વીના જેવું ધામ રે;
ત્યમ વિભીક્ષણ બાંધવ વિના, દીસે ઉજ્જડ લંકા ગામ. વીરા— ૬

પરનારી જેહેવી પાવક જવાળા, [4]સાપણ વિખની વેલ રે;
જીવ લેશે તાહારો કુટુંબ સાથે, જઇ રામચરણે શીશ મેલ. વીરા—૭

હું મરણ થકી બીહીતો નથી, [5]મને દાઝે તાહારૂં હેત રે;
ન માને શીખ માહરી, જાશે જમપુર સ્વજન સમેત. વીરા— ૮

જો વાડીમાં બેસાડી જાનકી, તો લઇ આવ્યો કોણ કામ રે;
તુંથી સીતા નથી જીતાતી, તો કયમ જીતાશે રામ. વીરા—૯

રાવણ કહે કુંભકરણને, ભાઇ સાંભળ દુઃખની વાત રે;
જ્યારે દેખું હું સતી જાનકી, જાણું હોય એ આપણી માત.વીરા—૧૦
[6]જો સતી ત્યાગ કરે સમશાનમાં, તો હું બળું શબને સંગ રે;
હાવે આજ કેમ નમું રિપુ રામને, મુખે લાગે કાળો રંગ રે.વીરા—૧૧

---

(૨) 'બળીયા સાથે બાકરી રે' પ્ર. ૩. (૩) 'કૃત અંધ' પ્ર ૫. (૪) 'વામા તે' પ્ર. ૪ (૫) 'તું વેળાસર ચેત રે' પ્રા. કા. (૬) 'થનાર હતું તે થઇ રહ્યું,

( વલણ. )

[7]લાગે કાલક મુખ વિષે, જો નમું રિપુને પાય રે;
કુંભકરણ કહે ધન્ય તું, તાહારૂં [8]મન જોયું મેં ભાઇ રે—૧૨

---

## કડવું ૧૨ મું.

( રાગ મારુના દુહા. )

છે રામચરિત્ર અપાર, પણ સાર ગ્રહી પદબંધ કરૂં;
ચતુર [1]ગ્રહેજો હરિનું નામ, ના જોશો ખોટું ખરૂં— ૧

કુંભકરણ આગળ પડ્યો, પછે પડ્યો મેઘનાદ રે;
પણ જુધ થોડામાં વરણવું, હો રસીઆ લેજો સ્વાદ રે— ૨

રાજા રાવણ રણ ચડ્યો, વજ્યા નિશાને ધાય રે;
ફરી આવી રાણી મંદોદરી, [2]કંઠ જાચ્યો રાવણરાય રે—૩

( રાગ-મેવાડાની દેશી. )

મંદોદરીની કહે મંદોદરી માગી માન, હોરે હઠીલા રાણા:
પુનઃ આપો એહેવાતનનું દાન, હોરે હઠીલા રાણા—૪

આજીજી: [3]બળીયા સાથે ન ભરીયે બાથ, હોરે હઠીલા રાણા
છે રામજી ત્રિભોવનનાથ. હોરે હઠીલા રાણા— ૫

---

હવે શો બોધ પ્રસંગ રે ' પ્ર. ૪; ' જો ત્યાગ કરૂં ચિતથી સીતાને તો તે બળશે રાવને સંગ ' પ્રા. હા. '; જો ત્યાગ ન કરૂં ચિત સીતાથી તે તો બળશે રાવને સંગ ' પ્ર. ૩ (૭) 'હાણું લાગે મુખ માહારૂં.' પ્ર. ૪ (૮) ' ધીરજ ' પ્ર. ૩.

(૧) ' જોજો ' પ્ર. ૩. (૨) ' હારાં લાગો છો ' પ્ર. ૧. (૩) 'એ તો બળીયા સાથે બાથ ' પ્રા. હા.

એણે ધરીયું નરસિંહરૂપ હોરે: હણ્યો હિરણ્યકશ્યપ મહાભૂપ. ૬
સીતા છે લક્ષ્મીનો અવતાર, હોરે: જેને હરી લાવ્યા ભરથાર. ૭
છે લક્ષ્મણજી શેષ નાગ, હોરે: નથી જુધ કરવાનો લાગ. ૮
બ્રહ્મા રૂપે છે જાંબુવાન, હોરે: મહાદેવ કપિ હનુમાન. ૯
છે સુગ્રીવ સૂરજ સ્વરૂપ, હોરે: નીલ વાનર અગ્નિરૂપ. ૧૦
છે અંગદ [૫]ઇંદુનો અંશ, હોરે: જેણે દીપાવ્યો કપિનો વંશ. ૧૧
નલ વિશ્વકર્માં મહારાજ, હોરે: જેણે સાગર બાંધી પાજ, ૧૨
બીજા વાનર સઘળા દેવ, હોરે: નવ કીજે ઘણો અહમેવ, ૧૩
આપણ જીવ ને એ ભગવાન, હોરે: આપણ [૬]આગીયા ને એ ભાણ, ૧૪
રખે ફૂલો જોઇ કુંભકરણ, હોરે: આવ્યું લંકાની પોળે મરણ, ૧૫
નહી જીતાડે ઇંદ્રજીત, હોરે: માહારી શીખ આણોને ચિત. ૧૬
રાવણની એક લક્ષ તમારી નારી, હોરે:
લાખ દશ સહસ્ર દેવ[૬અ] કુમારી હોરે— ૧૭
રાણીઓ: નવ સહસ્ર નાગ કન્યાય, હોરે:
જેનાં મુખ દીઠે દુ:ખ જાય, હોરે – ૧૮
વિદ્યાધરી છે સહસ્ર સાત, હોરે: તેહેના પ્રણામ લીજે નાથ. ૧૯
પાંચ સહસ્ર કિન્નરી જાત, હોરે: કાંઇ કરવા પ્રચ્છે છે વાત. ૨૦
જક્ષ કન્યા તે તેર હજાર, હોરે: લીજે રાંકડીઓના જુહાર, ૨૧
છે અપછરા સહસ્ર વીસ, હોરે: રહી ચરણે નામે છે શીશ. ૨૨
ગંધર્વી નારી ગુણવંત, હોરે: આઠ સહસ્ર નમે છે કંથ. ૨૩

---

(૪) 'સરખા' પ્ર. ૩. (૫) 'ઇંદ્રનો' પ્ર. ૩. ૪ (૬ અ) 'દેવકુમાર'
(૬) 'વિણુર' પ્ર. ૩.

સહસ્ર નારી દાનવી, હોરે : એક સહસ્ર નારી માનવી. ૨૪
ા સહસ્ર પિશાચિનાર, હોરે : રાક્ષસીઓ તેત્રીસ હજાર. ૨૫
નારી તમારી લાખ, હોરેઃ એ તો કરે ઘણા અભિલાખ. ૨૬
ખું લાખ વહુવરનો વૃંદ, હોરે : સપન વિચારીને કરે આક્રંદ. ૨૭
૨ લાખ દીકરીયોનો સાથ, હોરે : તેહેને માથે કોણ ફેરવે હાથ. ૨૮
ડુલી દાસી દસ ક્રોડ, હોરેઃ તમને નમે છે બેઉ કરજોડ. ૨૯
મહિલા માગું છઉં માન, હોરે : જુદ્ધ રહેવા દો રાજાન. ૩૦
પો પાછી સીતાને રાય, હોરેઃ જેમ વિઘ્ન લંકાનાં જાય. ૩૧
વે ગ્રે ઘાલ્યાતા મંચક હેઠ, હોરેઃ હવે પોહોત્યા તે રામને ઠેઠ. ૩૨
ારો રવિ થયો છે રક્ત, હોરેઃ તે તો જાણે બાધું જગત. ૩૩
ારો સોમ પડ્યો છે સાંસ, હોરેઃ દીસે પૂનમ કેરી અમાસ. ૩૪
ારો મંગળ બેઠો છે મોહોલ, હોરેઃ તે તો કરશે રાક્ષસનો રોળ ૩૫
બુધ લીધી હરી, હોરેઃ જે સીતા લાવ્યા હરણ કરી. ૩૬
કરે છે બ્રેહેસ્પતિ જૂઠા, હોરે : રાણા સરવ દેવ તમપર રૂઠયા. ૩૭
સુક્રવશે સંસાર, હોરેઃ પરવારશે પુત્ર પરિવાર. ૩૮
ંએ સાહામી કીધી છે દષ્ટ, હોરે, તેથી પામીએ ઘણેરૂં કષ્ટ. ૩૯
પડ્યો સૂરજને કર્ણ, હોરે : તેથી આવશે આપણું મર્ણ. ૪૦
એ કીધું કુડું કામ, હોરે : તેથી લૂંટાશે લંકા ગામ. ૪૧
ં થાય છે માન શુકન, હોરેઃ મારૂં ફરકે છે જમણું લોચન. ૪૨

---

' સહુ મળીને માગે છે માન ' પ્રા. કા. (૮) ' નર વાનર
ાંધી જાય. ' પ્રા. કા. (૯) અંહી ટૂંક ૩૧ થી ૪૧ સુધી છાપેલી
ાં નથી. (૧૦) ' સઘળાં જાય રે ' પ્રા. કા.

મોતીના તુટયા આફણીએ હાર, હોરે : ડાબી આંખે વહે આંસુ ધાર. ૪૩
હદ મૂકી હરીલા રાય, હોરે : જઇ નમો રામજીને પાય ૪૪

( વલણ. )

પાય લાગો પરિબ્રહ્મને, જે વિઘન પરાં થાય રે;
વચન સુણી સતી નારનાં, શું બોલ્યો રાવણ રાયરે— ૪૫

---

## કડવું ૧૩ મું.

( રાગ—દેશાખ; છંદ ભુજંગીની ચાલ. )

રાવણનો મહારાજ લંકા તણો એમ ભાખે,
બોધયુક્ત નહી મર્ણ થાનું લખ્યા લેખ પાખે;
જવાબ: તારે મન હું સુંદરી નાથ ઘેલો,
કંઇ ધો જ્ઞાનવિચાર મેં સર્વ પેહેલો— ૧

પરિબ્રહ્મ એ રામ આનંદકારી, મને મારવા માનુષી દેહ ધારી;
જાણી જોઇને જાનકી-હર્ણ કીધું, ઘેલી નાર મેં મણ માગીને લીધું ૨
એને પામવા કોઇ અષ્ટ જોગ સાધે, ખટ દર્શન માંહી ખોળ્યો ન લાધે;
તપ તીર્થ વ્રત નેમ જગન દાને, ન આવે સપનામાં વેરાગ ધ્યાને. ૩

ન પામે એનો પાર દાનવ દેવે, એને પામવા શિવ સમશાન સેવે;
ધર્યું માનવીરૂપ તે મુજ માટે, આવી ઉતર્યાં રામ સમુદ્રઘાટે. ૪
ધન્ય તાત માહારો ધન્ય માત માહારી, મુજ કારણે અવતર્યા શ્રીમોરારી;
ઘણું ખાધું પીધું ઘણા ભોગ કીધા, ઘણા રાવરાણા જીતી દંડ લીધા. ૫
તને નાર મંદોદરી વાત પૂછું, મારા ભોગ-વિલાસમાં શુંય ઓછું:
હવે [1] માયાના સુખથી મન ભાગ્યું, રઘુનાથને હાથ હું મર્ણ માગું-૬

ણી કંથના મુખની જ્ઞાન–વાણી, ઘણું રીઝ પામી નમી પાય રાણી;
ત્ર્ય પહેરી માહારાજ દસ ટોપ ધરીયા, બાંધી ખડ્ગ હથીયાર બહુ
બાણુ ભરીયાં—૭

| | |
|---|---|
| ાવણનું | ધરી ધનુષને શલ ત્રિશૂલ ભારે, |
| ાસ | છત્રીસે હથીયાર મહારાજ ધારે; |
| ારણુ: | ઝગે કુંડલ [1]લોલ શું અર્ક ઇંદુ, |
| | કરે કુમકુમે નાર લેલાટબિંદુ— ૮ |

ાય ધૂપ ને દીપ ત્યાં અગર દાઝે, કપૂરે કરે આરતી ઘંટ વાજે;
ર્ચે ચંદને કેશરી પુષ્પમાળા, ગાયે ગીત મંગળ સૌભાગ્ય બાળા. ૯

ાતર લાખ પુત્રી પિતા પાસ આવે, લેઇ ઓવારણાં મોતી[2]પુષ્પે વધાવે;
ાશિષ દે છે [3]બહુ મંત્ર મેલા, જીતી રામને આવજો રાય વેહેલા.૧૦

ાર્યાં મહિખ અજા ઘણા ભોગ દીધા, રુધિર–ચાંદલા કંઠક કપોળ કીધાઃ
દોદરી માતને પાય લાગી; ચડયો રથ ઇંદ્રજીત આશીશ માગી.૧૧

| | |
|---|---|
| ંદ્રજીત | [5]નખશિખ કુંઅર જોઇને મોહી માતા, |
| અને | વિખાણે ભલી માત, ધન તું વિધાતા; |
| અતિકાય: | કોણ જત્નથી આવડાં રત્ન ઘડીયાં, |
| | હું રાંકડી માતને પેટ પડીયાં— ૧૨ |

ીરામ સાહામો તે સંગ્રામ લેવો, ન જાણું સમાચાર હવે આવે કેવોઃ
હે પુત્રને માવડી શીખ છાની, રખે બા માહારા કરો પાછી પાંહાની.૧૩

ઘુનાથ સાથે રૂડું જુધ્ધ કરવું, ધરી [4]દેહ તેને એક જ વાર મરવું:
માતા તણી શીખ માથે ચઢાવી; અતિકાય બેઠો નિજ રથ આવી.૧૪

---

૧) 'રાજના' પ્રા. કા. (૨) 'સોળ રજ' પ્રા. કા. (૩) 'કરણે' પ્રા. કા.
(૪) ' વૃદ્ધમાત મહિલા ' પ્રા. કા. (૫) ' અતિકાયને જોઇ '–પ્ર. ૩.

વાયુવેગી તોખાર રથે ચાર જોડયા, કરે ઉડવા મન આકાશ ઘોડા;
દેખી છાંય પોતા તણી ચાલ ચમકે, ગળે હેમસાંકળ ઘૂઘરમાળ ધમકે.૧૫
જુએ જાય અતિકાયને મન મા'લે, જાણે અભ્ર આકાશમાં ચંદ્ર ચાલે;
કીધો હોમ નિકુંભનાચર્ણ સેવી, થયાં પ્રસન્ન પૂજા થકી માતદેવી.૧૬
રથ આપીયો એક અખિલ માતે, અગ્નિકુંડથી નિકળ્યો અશ્વ સાથે;
હથીઆર બાંધી તેણે રથ ચડીયો, ઇંદ્રજીત જોધો દેવી પાય પડીયો. ૧૭
ઉન્માદ મેઘનાદને મન વ્યાપ્યો, પામ્યો રથ અભંગ અંબાએ આપ્યો;
નવ નીર બોળે નવ હિમ ગાળે, ન છેદાય શસ્ત્રે નવ અગ્નિ બાળે.૧૮
પેસે સપ્ત પાતાળ આકાશ ઉડે, ઇંદ્રજીત બેઠો એવે રથ રૂડે;
રાય રાવણે પાટવીપુત્ર નિરખ્યો, દીસે શૂર સોહામણો સૂર્ય સરખો.૧૯

એવું વર્ણવ્યું ઇંદ્રજીતસ્વરૂપ,
કુંભકરણ: વખાણું હવે રાય કુંભકર્ણ ભૂપ;
અધ કોસ ઉંચો એક કોસ ચોડો,
જોજન દોઢનો રથ છે લાંબો પહોળો; ૨૦

મુખ આગળે કેસરી સોળ જોડયા, તાણે ત્રેવીયાં ત્રણસે ધટ્ટ ઘોડા;
ખર જાતના સાતસેં બેહુ પાસે, હાંકે જૂજવા સારથી હેમરાશે. ૨૧
[7]હચકાર હચકારના નાદ ઉઠે, રથે ઠેલવા હાથી પંચાસ પૂઠે;
અહી વાંસલા વીંધણાં લોહ હાથે, શત એક સૂતાર છે રથ સાથે.૨૨
ગદા ત્રણસે, પરિધ સેં પાંચ ધરીયાં, ભાથા પાંચસે માંહ બહુ બાણ ભરીયાં;
વળી ધનુષ ખાંડાંની ગણના ન થાય, છત્રી જાત આયુધ ભર્યાં રથ
માંહ્ય. ૨૩
બહુ અન્ન પકવાન મધમાંસ સાથે, લાગે રાયને ભૂખ સંગ્રામ જાતે;
લોહકવચ પેહેરી ધર્યો ટોપ માથે, ઇંદ્રચાપ જેવું ધનુષ્ય સાહ્યું હાથે.૨૪

---

(૬) 'અધ' પ્રા. કા. (૭) 'હકારે વકારે' પ્રા. કા.

નમ્યા ભૂપને બાઇ મહાકાળી ભાથી, રથ ઉપરે બેઠો કુંભકર્ણ હાથી;
કીધી ગર્જના ક્રોધની મીટ માંડી, નાઠા વાનરા પોળ લંકાની છાંડી.૨૫

[૮]રુદ્રરૂપ તેહેનું કવિ શું વખાણે, ચાલ્યો કુંભકર્ણ મેરુશૃંગ જાણે;
લંકા માંહેથી મુસ્તકે ટોપ જોઈ, નાઠા વાનરા લોચને ચાલ્યાં લોહી.૨૬

વિભીક્ષણ પ્રત્યે એમ રઘુનાથ પૂછે, મારું સેન નાઠું તે કારણ શું છે;
વિભીક્ષણ બોલ્યો કુંભકર્ણ નામે, એ વીર માહારો ચડ્યો છે સંગ્રામે.૨૭

એ તો મેં વખાણ્યું કુંભકર્ણ-રૂપ,
રાવણ: હવે વર્ણવું રાય લંકેશ ભૂપ;
અભંગ નવરંગ છે રથ સાર,
મન-પવનવેગી જોડયા અશ્વ ચાર— ૨૮

જય મંગલ હંસલો ગર્વધામ, જય વિજય ઘોડા તણાં ચાર નામ;
બીજા રથ કોટિ [૮અ]અપાર હાથી, અસવારી કીધી મહાકાળ ભાથી.

શુકનશબ્દ વાજીંત્ર બોલે અનુપ, ચડયો રથ મહારાજ રાવણ ભૂપ;
જય જય લંકેશને બંદી બોલે, વાજે ચંગ મરદંગ ઉપંગ ઢોલે. ૩૦

ભેરી ભેર રણતૂર [૯]બહુ રણશીંગા, પડા ઢોલ વાજે બહુ ઢંમ ઢંગાં;
વેણા વાંસળી ધુઘરી બહુ તુરંગી, કાંસી ઝાંઝરી ઝાલરી શંખ શીંગી.૩૧

પિંગ પિંગ ગોમુખ બોલે રસાળી, નફેરી શરણાઇ કાંશી ત્રંબાળી;
વાગે તાલ તાલી ગાયે ગીત સારાં, ગજઘંટ ઘૂમે નોબત નગારાં. ૩૨

સાથે લક્ષ છત્રીસ વાજીંત્ર બોલે, ચળે ચંદ્ર સૂર્ય ઇંદ્રાસન ડોલે;
ડોલ્યા દુર્ગ અવની પાતાળ સાતે, અસ્વારી કીધી જવ લંકાનાથે.૩૩

યુદ્ધ નેજા ફરહરે થરહરે સંગ ભાલા,
ગમન: કો વૃદ્ધ જોબન લઘુરૂપ લાલા;

---

( ૮ ) 'રૂડું'. પ્રા. કા. (૮અ) 'સપાખરા' પ્રા. કા. (૯) 'શરણાઇ શૃંગી, ચોટ દેહલે વાજે છે દુગદુગી '—પ્રા. કા.

ચતુરંગી સેના તે સંગ્રામે જાયે,
થઈ ભાંડ ભારે નવે પોળ માંહે— ૩૪

રૂપસુંદરી રાક્ષસી ગોખ આવે, દશગ્રીવને મોતી પુષ્પે વધાવે;
ભ્રાત પુત્ર દૌહિત્ર ભત્રિજ સાથે, કીધું [10]ગમન સંગ્રામે લંકાના નાથે.૩૫
આવી કુશળની ભેટ સૌ દેવ આપે, રખે રામ હારે પછે એ સંતાપે;
વાયુ વાટ વાળે મન બીહીક ધરતા, ચાલે આગળે મેઘ છંટકાવ કરતા.૩૬
આવ્યા સપ્ત ઋષિ મુનિ મોટમોટા, આશીર્વાદ દે છે શબ્દમંત્ર ખોટા;
નાચે અપછરા ગાંધ્રવી ગીત ગાયે, આવી નારદ શારદા વેણુ વાય.૩૭
[11]શેષનાગ આવી ફણાછત્ર ધરતા, નિગમ ચાર આવી ગુણ સ્તવન કરતા;
કરે ચમર કામધેન આગળ આવી, ગાયે સરસ્વતી વેણા છંદે વજાડી.૩૮
નવે ગ્રેહ આવી આગળ ભેટ કરતા, મનમાં શાપ દે રાય રખે પાછા ફરતા;
લેઇ ભેટ સહુ દેવ વિદાય કીધા, મોહોટું ભાગ્ય દેવ કહે જે સાથે ન લીધા. ૩૯
રાક્ષસ આવ્યા રઘુવીર સાહામા, નાઠા વાનરા સરવ કો ત્રાસ પામ્યા૪૦

( વલણ )

ત્રાસ પામ્યા સૌ વાનરા, શું કરતા હવા શ્રીરામરે;
કપિ નાયક ટોળે મળી, પછે સુભટનાં કહે નામરે— ૪૧

---

(૧૦) 'ઘોર' પ્રા.કા. (૧૧) આ બે ટૂંકો છાપેલી પ્રતમાં નથી.

## કડવું ૧૪ મું.

( રાગ-નટની દેશી )

રામ- સેનાના નાયકોઃ

સુગ્રીવ પ્રશંસા કરે વાનરની, સાંભળીએ શ્રીરામજી;
કૃપા કરીને [1]કપિનાયકના, લીજે દંડ પ્રણામ રાઘવજી—૧

આ કિષ્કિન્ધાનો અધિપતિ છે, વિનત વાનર એહેવું નામજી;
ત્રણ કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી— ૨

આ અંગદનો [2]માતામહ જોયો, તારકપિ એહેવું નામજી;
કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી— ૩

આ વિંધ્યાચળ પર્વતનો સ્વામી, મયંદ વાનર એહેવું નામજી;
આઠ કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ, રાઘવજી— ૪

આ ગોકરણ પર્વતનો સ્વામી, ગવાક્ષ એહેવું નામજી;
સાત કોટિ વાનરનો સ્વામી, કરે છે દંડ પ્રણામ, રાઘવજી—૫

આ વિશ્વકર્માનો અવતાર કપિવર, નલ વાનર એહેવું નામજી;
સોળ કોટિ વાનરનો સ્વામી, કરે છે દંડ પ્રણામ, રાઘવજી— ૬

આ અગ્નિનો અવતાર કપિવર, નીલ વાનર એહેવું નામજી;
પાંચ કોટી જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી— ૭

આ ધનવંતરીનો અવતાર કપિવર, સુષેણ એહેવું નામજી;
એક કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી— ૮

આ અવતાર વરુણ તણો છે, ઋક્ષભ એહેવું નામજી;
એક કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી— ૯

---

(૧) ' હવિ ' પ્રા.૧. (૨) ' માતંન મહા ' પ્રા.૧.

આ કુબેરનો અવતાર કપિવર, ગંધમાદન એહેવું નામજી;
ત્રણ કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી— ૧૦
આ જમ તણો અવતાર કપિવર, સતબળ એહેવું નામજી;
પાંચ કોટી જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી— ૧૧
આ અંજનાચળ પર્વતનો સ્વામી, કેશરી એહેવું નામજી;
સાત કોટી જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી— ૧૨
બ્રહ્માનો અવતાર રીંછપતિ, જાંબુવાન એહેવું નામજી;
બેતાલીસ કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી— ૧૩
આ શંકર–અવતાર કપિવર, હનુમાન એહેવું નામજી;
અગીયાર કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી— ૧૪
સમુદ્રનો અવતાર કપિવર, દધિમુખ એહેવું નામજી;
એક કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી— ૧૫
વાયુતણો અવતાર કપિવર, [૩]પ્રણાશ એહેવું નામજી;
દસ કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી— ૧૬
અવતાર તક્ષક નાગ તણો છે, [૪]પ્રમથ એહેવું નામજી;
બાવીસ કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી— ૧૭
ઈંદ્રતણો અવતાર કપિવર, અંગદ એહેવું નામજી;
પાંચ પદ્મ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી— ૧૮
શ્વેતાચળ પર્વતનો વાસી, ગજકપિ એહેવું નામજી;
ત્રણ પદ્મ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી— ૧૯
લંકાનો પતિ વૈષ્ણવ જોમો, વિભીષણ એહેવું નામજી;
સુભટ ચાર પરધાન સંગાથે, કરે છે દંડ પ્રણામ રાઘવજી— ૨૦

(૩) ' પનુષ ' પ્રા. હ. (૪) ' પ્રમુક ' પ્રા. હ.

હું ચરણસેવક રામ તમારો, સુગ્રીવ મ્હારૂં નામજી;
આઠ પદ્મ જોદ્ધા સંગાથે, કરૂં છું દંડ પ્રણામ રાઘવજી— ૨૧

હેમાચળ પર્વતનો વાસી, સુનાભ એહેવું નામજી;
સાત કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ—રાઘવજી ૨૨

ત્રિકૂટાચળ પર્વતનો વાસી, મહાબળ એહેવું નામજી;
ચૌદ કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ—રાઘવજી ૨૩

(૫)સુવેલાચળ પર્વતનો વાસી, રિપુમર્દન એહેવું નામજી;
બત્રીસ કોટિ જોધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ—રાઘવજી ૨૪

અન્ય સુભટ શત સહસ્ર મળ્યા છે, કરી જાણે ઘોર સંગ્રામજી;
ચારે પાસે અવલોકન કીજે, લીજે વિનય પ્રણામ—રાઘવજી ૨૫

( વલણ. )

પ્રણામ લીધા સર્વ જોધાના, રણ ચડ્યા રઘુરાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, સંગ્રામ કેવો થાય રે— ૨૬

---

## કડવું ૧૫ મું.

( રાગ–સારંગ. )

સુભટ સર્વના લેઈ પ્રણામ, લક્ષ્મણ પ્રત્યે બોલ્યા શ્રીરામ;
[1]જુઓ પરમારથ વાનર ઉદ્યમી, જુધ કરવા રહ્યા ટમટમી ૧

વીરા અસુર જુધને થાય, જઈ ગાજો તમો સેનામાંય;
ગઈ સીતા બાંહ્યબળે વાળીયે, આજ ધનુર્વિદ્યા સંભારીયે— ૨

---

(૫) 'શૈલાચલ' પ્રા. ક.

૧ 'જુઓ પરમારથ વાનરની ભાત, જુધ કરવા આવ્યા મહા ભાગ' પ્રા. ૪

હું ગાજું છું બાંધવ તુજ વડે, આજ જાનકી નિશ્ચે જડે;
**લક્ષ્મણનું** લક્ષ્મણ કહે વંદીને પાય, આજ [2]જીત્યો જાણો રાવણ રાય. ૩

**યુદ્ધ** એહેવું કહી મુખે ગડગડયો, હનુમાન ઉપર લક્ષ્મણ ચડયો;
**પ્રયાણઃ** ગ્રહ્યું ધનુષ ભાથા ભીડીયા, તે દર્શને શત્રુ પીડીયા— ૪

વરુણ તણાં આપ્યાં વાજીંત્ર, વજાડે વાનર ગાય ચરિત્ર;
[3]પણછમુખ વાજે રણતૂર, વજાડે ગાલ કપિવર શૂર— ૫

ઢોલ નગારાં નોબત ખાસી, મદનભેર ત્રંબાળુ કાંશી;
શીંગી શરણાઈ ભેરી નફેરી, તેણે શબ્દ શત્રુ લીધા ઘેરી— ૬

કરે કીકીયાડા પાડે બહુ તાળી; વાંકાં પૂછ શું મણિધર કાળી;
ગ્રહ્યાં ગિરિ તરુવર આયુધ, મળી સેના મંડાયું જુધ— ૭

સનમુખ આવી લાગે શૂર, ઉભે દળ થાયે ચકચુર;
ઢૂકે વાનર મૂકે દોટ, [4]ઘેરી લંકાનો પાડે કોટ— ૮

રાક્ષસ વાનર થયા એકાકાર, શકે ફરી [5]મંડાશે સંસાર;
દ્વંદ્વ જુધનું કરૂં વખાણ, રામચંદ્રનાં છૂટયાં બાણ— ૯

**સંગ્રામની** વીરે વીર થયા લથબથ, ઉડે અંબાડી ભાગે રથ;
**શરૂઆતઃ** [6]થયો અશ્વ ગજ રથ સંધાર, પડે માર વદે હોકાર. ૧૦

ધજા પતાકા અંકુશ છત્ર, મુગટ ટોપ પડે સર્વત્ર;
તોમર ત્રિશૂલ શક્તિ [7]મહાજ્વાળ, ગુર્જ ગદા ભોગળ ભીંડમાળ—૧૧

કાતી ગુપ્તી પરીઘ પટ્ટીશ, પડે હસ્ત ચરણ છેદાય શીશ;
કર્ણ નાસિકા રૂદિયા નેત્ર, [8]શું મેદ માંસનાં ઉગ્યાં ક્ષેત્ર— ૧૨

---

(૨) 'જીતવો' પ્રા. કા. ' (૩) 'પ્રથમ' પ્રા.કા.' વજાડે મુખગોખે રણતુર પ્ર.૫ (૪) 'ઘેરી લંકા પાડયો કોટ' પ્રા. કા; (૫) 'થાશે' પ્રા. કા. (૬) 'અશ્વગજ ને ઉંટ અપાર, વિમાન વાહનનો સંહાર' પ્રા. કા. (૭) 'મહાકાળ' પ્રા. કા. (૮) 'ભયાનક દીસે રણક્ષેત્ર' પ્રા. કા.

મસ્તક વિહોણા, વઢે કબંધ, ઊઠે રેણુ થયો મહાબંધ;
[9]દિવસ રાત ન જાયે વહી, ખળકે વહે શોણિતની નદી— ૧૩

ચરણપ્રહારે કાંપે મેદની, વપુ વરસે ધારા સ્વેદની;
લોહદંત દારુણ કરકડે, ઝપાડે પૂંછ કપિ ગડગડે— ૧૪

છંદ— હનુમાન વીરની વાગે હાક, [10]ક્ષિતિ અંબર શું ચડીયાં ચાક;
યુદ્ધઃ [11]બાઝયા કપિવર રાક્ષસ ફરી, સમાન જોધા લીધા છે વરી—૧૫

બાઝયા સુગ્રીવ ને કુંભકરણ, ગજ ગવાક્ષ ને શુક સારણ;
પ્રહસ્ત સાથે નીલ વાનર, મયંદ કપિ ને મહોદર— ૧૬

બાઝયા અંગદને અતિકાય, દેવાંતકને વિભીષણ રાય;
ઇંદ્રજીતને જોધો લક્ષમણ, નળ સાહામો આવ્યો અગ્નિવર્ણ— ૧૭

કુંભ નિકુંભ સાહામો હનુમાન, યૂપાક્ષ તે વળી જાંબુવાન;
કંપન અતિકંપન બેહુ ભ્રાત, બાઝયા ઋક્ષભ કપિને સાથ— ૧૮

સુષેણ વિરૂપાક્ષ ભડજન, દધિમુખ સાહામો ધૂમ્રલોચન;
મહાપાર્શ્વ ને ગંધમાદન, વિનત વાનર ને [12]વક્રવદન— ૧૯

પ્રઘાસ કપિ ને વિદ્યુન્માલી; બાઝયા [13]તારકપિ ને જાંબુમાલી;
સતબળ સાહામો સર્વદમન, પિંગલાક્ષ સાહામો સુદર્શન— ૨૦

મણિભદ્ર સાહામો કેસરી; [14]એમ બાઝયા રાક્ષસ ને હરિ;
પોસ સુદી [15]દ્વિતીયા રવિવાર, શુભ મુહુરત લીધું જુગદાધાર— ૨૧

સપ્ત દિવસ કીધો સંગરામ, ધનુષધારી કોપ્યા શ્રી રામ;
રાક્ષસસેના પ્રાજે કરી, દુરમતિ નાઠા પાછા ફરી— ૨૨

---

(૯) 'દારુણ પાત ન જાયે વહી' પ્રા. કા. (૧૦) 'ક્ષિતિ અમર' પ્રા. કા. (૧૧) આ લીટી છાપેલી પ્રતમાં નથી. (૧૨) 'ચક્ર' પ્રા. કા. (૧૩) 'ત્યાં થયા' પ્રા. કા. (૧૪) ', સરખી જોડને છે વરી.' પ્રા. કા. (૧૫) 'સપ્તમી' પ્રા. કા.

બાંધ્યા જુવે કપિ ને રામચંદ, પર્વણીએ જયમ વાધે સમુદ્ર;
જયમ પ્રલે સમે કોપે મહારુદ્ર, ત્યમ સંગ્રામે કોપ્યા રામચંદ્ર— ૨૩

લક્ષ્મણ અંગદ ને હનુમાન, જુવે દીસે ઇંદ્ર સમાન;
રાક્ષસ જોધ માર્યાં સહુ દળી, રાવણ બોલ્યો ક્રોધે પરજળી— ૨૪

કો માહારી સેનામાં જોધો નથી, તવ ઇંદ્રજીત બોલ્યો મહારથી;
ઇંદ્રજીતનું જુઓ પ્રાક્રમ પિતા મુજ તણું, નર વાનરને હેલામાં હણું–
પરાક્રમ: [૧૬]હરિનો ઉતારું ઉન્માદ, એમ કહી ચાલ્યો મેઘનાદ;
રથ હાંકયો અંતરિક્ષ મારગે, ગયો ઊંચો રવિમંડળ લગે–૨૬

રાખસી માયા કરી અપાર, વાનર સૈનામાં થયો અંધકાર;
કીધી બાણની વૃષ્ટિ [૧૭]અપાર, કાળરૂપ કોપ્યો રાવણકુમાર— ૨૭

[૧૮]દુષ્ટનો માર સહ્યો નવ જાય, ઘણું પીડયા રણમાં રઘુરાય;
વરસે વૃક્ષ શલ્યા વરસાત, [૧૯]શાખાભૃગ થયા બહુ નિપાત— ૨૮

નાઠયા વાનર પડયું ભંગાણ; મેઘનાદે મેહેલ્યું મોહબાણ;
મોહવ્યાકુળ થયા પદ્મ અઢાર, સૂતા વાનર ભોમ મોઝાર— ૨૯

ચોસઠ કોટિ વાનર મહારથી, તેને મોહ [૨૦]પરભવતો નથી;
નાગપાશ મૂકયું બડજન, ચોસઠ કોટિ કીધા બંધન— ૩૦

બાંધ્યા સુગ્રીવને જાંબવાન, બાંધ્યા અંગદ ને હનુમાન;
બાંધ્યા સતબળ ગજ કેસરી, કડાજૂડ ન શકે નિસરી— ૩૧

બાંધ્યા દધિમુખ ને નળ નીલ, [૨૧]સરપબાંધ્યાં તપે કપિદિલ;
બાંધ્યા વિભીષણ બળ ધામ, બાંધ્યા સુષેણ લક્ષ્મણ રામ— ૩૨

---

(૧૬) 'અરિનો' પ્રા. કા. (૧૭) 'વિપરીત' પ્રા. કા. (૧૮) 'દુષ્ટતણું જુધ' પ્રા. કા; 'દુસ્તર દુઃખ' પ્ર. પ (૧૯) 'સહાસમાત્ર થયા રણીઘાત' પ્રા. કા; 'લાખ દ્રુમ થયાં નિપાત' પ્ર. ક, ૪. (૨૦) 'સંભવતો' પ્રા. કા. (૨૧) 'સર્પ વીંટયા કપિને દીલ' પ્રા. કા.

સરવ સુભટને બંધન કરી, રાવણ પાસે આવ્યો ફરી;
નર વાનર બાંધ્યા સાંભળી, મલ્યો લંકાપતિ મહાબળી— ૩૩

ઇંદ્રજીતનું કરી વિખાણ, પછે મંત્રી પ્રત્યે બોલ્યો વાણ;
અશોક વનમાં જાઓ વેગે કરી, જાંહાં માનુષી સીતા સુંદરી-૩૮

નાગ- બેસાડો વિમાને સીતા નાર, રણ જોવા લાવો ગગન મોઝાર;
પાશમાં જુએ રામને બાંધ્યા નાગપાશ, હાવે જીત્યાની સીતા મૂકે આશ
રામ રાવણનાં વાયક સાંભળી, બેસાડી વિમાને મૈથલી;
લક્ષ્મણઃ સંઘાતે દાસી લક્ષ રાક્ષસી, સીતાને મન ચંતા વસી—૩૬

પુષ્પક આણ્યું સેના ઉપરે, સીતા સૈન્ય અવલોકન કરે;
રાક્ષસી દાસી મંત્રી જન, જાનકી પ્રત્યે વદે વચન— ૩૭

[22]રાવણસુતનો જો જો સંગ્રામ, પશુની પેરે બાંધ્યા લક્ષ્મણ રામ;
સુગ્રીવ આદે બાંધ્યા વાનરા, મેલો લક્ષ્મણ જ્યમ પીધી મદિરા—૩૮

[23]પ્રીત રામની તજ માનુષી, ભજ મહારાજા જે દશમુખી;
પડયા જોઘ દીઠા રણખેત્ર, સજળ થયાં સીતાનાં નેત્ર— ૩૯

ઘણું વિલાપ જાનકી કરે, ત્રિજટા ગુપ્ત વાણી ઓચરે;
માતા[24] મિથ્યા મૂકો શોક,[25]ના હારે રામ મળે ત્રિલોક—૪૦

એ[26] કાળજીતને નાવે મરણ, અબંધ સ્વામી એ અશરણશરણ;
અજીત એ જીત્યો નવ જાય, કરે માનુષી ચેષ્ટા રઘુરાય— ૪૧

ત્રિજટાની વાણી સાંભળી, ચંતા કાંઇ એક થઇ વેગળી;
ત્યાંહાં નિવારવા સીતાનું દુઃખ, રામે હસતું કીધું નિજ મુખ—૪૨

---

(૨૨) 'જુઓ બળ રાવણનું સંગ્રામ' પ્રા. કા. (૨૩) 'પરાક્રમ' પ્રા. કા. (૨૪) 'મૈથીલી' પ્રા. કા. (૨૫) 'તારો રામ ન મળે ત્રિલોક' પ્ર. ૪. (૨૬) 'બ્રહ્મવ્રતને' પ્રા. કા.

સમાધાન સીતાનું કર્યું, પુષ્પક વિમાન પાછું ફર્યું;
અહાં જાનકી વાડી માંય, નિર્ભે સૂતો રાવણ રાય— ૪૩

ઇંદ્રાદિક દેવને ચંતા ઘણી, ત્યારે નારદ મોકલ્યા રાવણ ભણી;
ગુપ્ત સ્તવન ગાયા ગુણગ્રામ, નારદજીએ જગાડયા રામ— ૪૪

હો પુરણબ્રહ્મ વિશ્વસ્વામિન, ગુણાતીતને શું[૨૭] માયાબંધન;
[૨૮]વિશ્વનો તમે કરો છો આધાર, તમે સૂતે સૂતો સંસાર— ૪૫

પ્રભુ મનુષ્યની ચંતા પરહરો, આ સેના સઘળી જાગતી કરો;
વાહનનું સ્મરણ કીધું રઘુદેવ, તાંહાં ખગરાજ આવ્યા તતખેવ—૪૬

નાગપાશથી નાઠયા સરપ, છૂટયા રાઘવ વાંદરા તરત;
ગયા નારદ કરી પ્રણામ, વાનરે લગાડયું લંકા ગામ— ૪૭

રાવણે પ્રેર્યો પરજન્ય, સઘ હોલવ્યો હુતાશન;
મોકલ્યા જુધે શૂર સમસ્ત, નીલ વાનરે હણ્યો પ્રહસ્ત— ૪૮

કોટિક મંત્રી બીજા પડયા, જીત થઇ વાનર ગડગડયા;
બેહુ મંત્રી જોધા શુક સારણ, તે શ્રી રામે પમાડયા મરણ —૪૯

રણભૂમિ-પર કુંભકર્ણ:

રાવણનું દાઝ્યું અંતઃકરણ, તે જોઇ જુધે આવ્યો કુંભકરણ;
જેમ રાહુ [૨૯]તારા માંહે જાય, તેમ કુંભકરણ ગયો કપિમાંય
ભયાનક ભાસે તે વિકરાળ, શું અરાડ પક્ષનો આવ્યો કાળ!
સેં પાંચસેને કરમાં સાહે, કુંભકરણ મૂકે મુખ માંહે—૫૧

કરડે મરડે બચરડે ભૂર, શત સહસ્ર વાનર કીધા ચૂર;
તાડે પછાડે ઉડાડે ગ્રહી, કરમાં આવ્યો તે છૂટે નહી— ૫૨

કોએ વાનરા પાડે રીર, તેહેનાં કાળજ કાઢી પીએ રુધિર;
કોને કક્ષાપટમાં ગ્રહી રાખે, કોને સમુદ્રમાં ઉછાળી નાખે— ૫૩

---

(૨૭) 'બંધન' પ્રા. કા. (૨૮) અહીંથી બે લીટીઓ છાપેલી પ્રતમાં નથી. (૨૯) 'આભલામાં' પ્રા. કા.

વાટે દાટે ચરણે કરી, બહુ હંસ [30]હરિના લીધા હરી;
આર્યાં વાનર મર્કટ રીંછ, પડયા ઉગર્યાંની ન પડે પ્રીછ— ૫૪

વાનરની કાઢે નસ જાળ ચળે ધાવે આંતરડાની માળ;
ચૂસે કંઠ ને ઘૂંટડા ભરે, મુખે રુધિર[31]ઓઘસળા ઉતરે— ૫૫

એમ સેનાનો વાળ્યો [32]દાટ, જોઇ રામચંદ્રને થયો ઉચાટ;
દુષ્ટ ઓળખ્યો રાક્ષવ તણી, સુગ્રીવ ધાયો રાક્ષસ ભણી— ૫૬

ત્યારે કુંભકરણ અકળાયો ઘણું, બળ વાધ્યું રાય સુગ્રીવ તણું;
આર્યાં સારથી મહાપ્રચંડ, પાડ્યું છત્ર ભાગ્યો ધ્વજદંડ— ૫૭

કુંભકરણ કીધો વિરથ, જય પામ્યો સુગ્રીવ સમર્થ;
વાનરમાં થયો જેજેકાર, કુંભકરણ કોપ્યો છે અપાર— ૫૮

ધાયો રાક્ષસ પાળો પાયે, સહસ્ત્ર કપિ મૂક્યા મુખ માંહે;
અદ્ભુત પેટમાં વાનર ફેરા ફરે, ઉછળે કૂદે હોંકારા કરે— ૫૯

પરાક્રમ: [33]જઠરાગ્નિની પીડા હોય, ન પામે નીસરવા કોય;
૬૦– કપિનું દુ:ખ જાણી હનુમાન, પાપીને હાથ ચડયા બળવાન–

ગાંજ્યો કુંભકરણ રાજાન, મુખમાંહે મૂક્યો હનુમાન;
થયો સેનામાં હાહાકાર, [34]ગ્રસ્યો દેખી પવનકુમાર— ૬૧

રાક્ષસ-સાથ ગાજીને હસ્યો, ભાઇ વાડીવાળો રાગે ગ્રસ્યો;
વાલ્મીકજી વાણી ઓચરે, હનુમાન વીર શું પ્રાક્રમ કરે— ૬૨

કુંભકરણની કૂખ મોઝાર, આવી પડયા પવનકુમાર;
માંહોમાંહ વાનર [35]અકળાય, નામઠામ પૂછે કપિરાય— ૬૩

---

(30) 'કપિના' પ્રા. હા. (31) 'રૂધીરના રેલા' પ્રા. હા. (32) 'સંહાર' પ્રા. હા. (33) 'શાખામૃગને' પ્રા. હા. (34) 'ગ્રસ્યો' પ્રા. હા. (35) 'અકળાય' પ્ર. ૩-૪-૫.

દુર્ગંધ વાસના મોહોટું પેટ, શેવાળભર્યો શું સાગર બેટ;
[36]કૂખ જાળ આંતરડાં તણી, વીંટાય વાનરને પાયે ઘણી— ૬૪

બીજા કપિને અળતો જાય, ઉદરમાં બીડ ઘણેરી થાય;
અળવા કપિવરનું સહુ દુઃખ, નખે હનુમાને ફાડી કૂખ— ૬૫

ઉદર માંહે અજવાળું થયું, [37]નદીએ શોણિત અદકું વહ્યું;
જેમ મોહોટા ઘરને બારી છજું, [38]ત્યમ કૂખે પાણીને છિદ્ર જ બન્યું

તે વાટે વાનર નીસરી જાય, તે નથી જાણતો રાક્ષસરાય;
અંતે નીસર્યો પવનકુમાર, થયો વાનરમાં જેજેકાર— ૬૭

કુંભકરણ ધાયો રણમાંય, જુધ કરતાં સાહ્યો સુગ્રીવ ત્યાંય;
જેમ કુંજરને સાહે કેસરી, ત્યમ રાક્ષસ ચાલ્યો પાછો ફરી— ૬૮

સહુ વાનરસેના પૂંઠે થઈ, પડે માર પણ મૂકે નહીં;
પછે લઘુલાઘવી વિદ્યા કરી, સુગ્રીવરાય નાઠો નીસરી— ૬૯

બેઠો મસ્તક ઉપર દેઇ [39]હાક, કુંભકરણનું કરડયું નાક;
હાથે કરીને ચૂંટે બેહુ કાન, નાઠો વાનરપતિ બળવાન—૭૦

કુંભ- કરૂપો રાજાને કપિએ કર્યો, તે લજ્જા પામીને પાછો ફર્યો;
કર્ણ રુધિરધારા [40]ખલકે અતિ, જાણે ધાતુ ઝરતો ગિરિપતિ—૭૧
વધઃ ઘણા કપિ મૂકયા મુખમાંય, તે કાન નાકેથી નીસરી જાય;
દશ લક્ષ કપિ કીધા નિપાત, પછે સન્મુખ આવ્યા રઘુનાથ— ૭૨

ઘણું જુધ કીધું શ્રીહરિ, પદબંધ કરૂં સંખેપે કરી;
કુંભકરણનો જોઇ અહમેવ, ગુપ્ત રામને સ્તવે સઉ દેવ— ૭૩

---

(૩૬) 'ઝંખ' પ્રા. કા. (૩૭) 'નદીની પેરે શોણીત વહ્યું' પ્રા. કા. (૩૮) 'ત્યમ કુંભકરણની કુખે બન્યું' પ્રા. કા. (૩૯) 'હાક' પ્ર ૪–૬ (૪૦) 'ચૂંટયા' પ્ર. ૪. (૪૦ અ) 'ભયાનક' પ્રા. કા.

કૃત્રિમ કરી બેઠી છે ભામની તે, કરે મુખે વિવિધ વિલાપ;
[1]માતાનો સ્વરુપ જોઇ સીતા તણું, રઘુનાથ ભૂલ્યા આપ— ૪

પ્રસંગ: તે [2]કારમી સ્ત્રી કહે રામને, મુને મૂકાવો રઘુનાથ;
આ પતિત મુજને મારશે, એ ખડગ લીધું હાથ—૫

[3]દુષ્ટે કૌતક નિપાવીયું, તે જુગત કરતા સોય;
વાનર સાથે ભૂલ્યા સહી, સીતા તે નિશ્ચે હોય— ૬

ઇંદ્રજીત કહે રામને, તેં હણ્યો કુંભકરણ;
તો વેર લેઉં કાકા તણું, સીતા પમાડું મરણ— ૭

તું સીતા માટે વઢે છે તો, સીતા કરૂં સંઘાર;
રીંછ વાનરના સાથને, શીદ મરાવે રણદ્વાર— ૮

એહેવું કહીને ખડગ નાખ્યું, છેદ્યું સ્ત્રીનું શીશ;
હનુમાનને મુર્છા થઇ, [4]મોહ પામ્યા જુગદીશ— ૯

રાય વિભીષણે ભેદ ભાંજ્યો, સમજાવ્યા શ્રી રામ;
[5]કૃત્રિમ જાણી જાનકી, ફરી આરંભ્યો સંગ્રામ— ૧૦

શત સહસ્ત્ર રાક્ષસ મારીયા, [6]વાનરનો પોહોત્યો સ્વાદ;
બળ દેખી વાનર તણું, ફરી આવીયો મેઘનાદ— ૧૧

દસ કોટિ વાનર મારીયા, મોહાસ્ત્ર મૂકી બાણ;
સેના સરવ મોહવશ થઇ, મોહ્યા પુરુષ પુરાણ— ૧૨

---

(૨) 'માયા' પ્રા. કા. (૩) પ્રા. કા. માં આ ટૂંક આ પ્રમાણે છે:—' દુઃ હીન પરાધીન વાણી, દીન ભાખી રોય; નર વાનર વ્યાકુળ થય', એ સત્ય સીતા હોય. (૪) 'મૂર્છાવત થયા' પ્ર. ૪ (૫) 'કૃત્રિમ' પ્રા. કા. (૬) 'અજેનો' પ્રા કા; 'એ ભેગો' પ્રા. કોઇ 'વાનર મુખ મોર્યે સ્વાદ' પ્ર. ૩.

સુષેણ વૈદ વાંનર તણો, તેણે મોકલ્યા હનુમાન;
વાયુનંદન લાવ્યો ઓષધી, તેણે ઉઠાડયા શ્રી ભગવાન —૧૩

ફરી જુધ માંડયું વાનરે, કોપ્યા રામ અંતર માંય;
એક વાર સંગ્રામ કરતાં, નાઠો રાવણરાય— ૧૪

વિસ્તાર તેહેનો છે ઘણો, સંક્ષેપે કરૂં પદબંધ;
કહું કથા થોડામાં ઘણી, (૭)ના સમાય ઘટમાં સંધ— ૧૫

જવ રાવણ ભાગ્યો રણ થકી, (૮)થયું ચિત્ત વિહ્વળ વિપરીત;
ક્ષીણ પ્રતાપ જોઇ પિતા તણો, આકાશે ઉડયો ઇંદ્રજીત— ૧૬

સૂરજમંડળ લગે જઇને, માંડીયો સંગ્રામ;
શરવૃષ્ટિ કીધી પાપીએ, ઘણું પીડયા શ્રી રામ— ૧૭

તાંહાં રીંછ વાનર ઘણે પીડયા, ગુપત રહી કીધો ઘાત;
મેઘનાદના મારથી, શત સહસ્ત્ર થયા નિપાત— ૧૮

દુષ્ટને કોઇ દેખે નહી, રહ્યો દૂર લક્ષ જોજન;
હાથ ધસી સુગ્રીવ શું, એમ બોલ્યા જુગજીવન:— ૧૯

ભાઇ કપિવર પાછા ફરો, જાઓ જીવતા નિજ ધામ;
જુધે જાનકી જડવી નથી, કહું આજ મૂકી આમ— ૨૦

**હનુમાનની સાહાય્ય:** હનુમાન કહે શ્રી રામને; એ શું બોલ્યા અવિનાશ;
જો લક્ષ્મણ બેસે મુજ ઉપરે, તો લઇને ઉડું આકાશ—૨૧

રામ કહે ધન્ય વીર માહારા, ઉઠો લક્ષ્મણ બાપ;
જઇ જીતો ઇંદ્રજીતને, હનુમાન તણે પરતાપ— ૨૨

ચરણ વંદી શ્રી રામના, આરૂઢ થયા બળવાન;
ઇંદ્રજીત ઉપર પાંચ જોજન, જઇ રહ્યા હનુમાન— ૨૩

---

(૭) 'ને રચાવ્યો છંદ' પ્રા. હ્રાં; 'જે સમે રચ્યો બંધ' અ. પુ.
શાપમાં ન રહે સિંધુ' અ. પુ. (૮) 'ગયો ઇંદ્રજીતની પાસ' પ્રા. હ્રા.

લક્ષ્મણે બહુ બાણ મેહેલ્યાં, રાક્ષસ થયો ભેભીત;
હાંકયો રથ પૃથ્વી તળે, નાઠો પાસી આવ્યો ઇંદ્રજીત— ૨૪

હનુમાન લક્ષ્મણ ફરી આપ્યા, રીઝયા શ્રી રઘુનાથ;
મોહાસ્ત્ર મૂક્યું ઇંદ્રજીતે, વળી પડયો વાનર સાથ— ૨૫

( વલણ )

પડયો વાનર સાથ ને, કપિ ઔષધી લાવ્યો ફરી;
સાથ સરવ બેઠો થયો, તે સાલ હનુમાને કરી— ૨૬

---

## કડવું ૧૭ મું

( રાગ–સોરઠી )

મળી બેઠા કવિવર સાથ રે, મધ્યે બેઠા શ્રી રઘુનાથ રે;
વિભીષણને પૂછે રઘુરાય રે, ઇંદ્રજીત માર્યાનો શો ઉપાય રે— ૧

મેઘનાદે આણ્યા વાજરે, નથી રહેવી આપણી લાજ રે;
સીની આશા મૂકી મેં આજ રે, મિથ્યા બાંધી સાયરપાજરે— ૨

વંદી સીતાપતિના પાય રે, પછે બોલ્યા વિભીષણ રાય રે;
મેઘનાદ મેઘનાદ માર્યો કેમ જાય રે, કહું કઠિણ એક ઉપાય રે— ૩

-વધ જે નરે પાળ્યો હરી સંન્યાસ રે, વરસ બાર કરી વનવાસ રે;
ઉપાય: અંનઉદક તજ્યું ખટમાસ રે, તે ઇંદ્રજીતનો આણે નાશરે–૪

રહ્યો દ્વાદશ વર્ષ બ્રહ્મચારી રે, બાર વર્ષ નિદ્રા વિસારી રે;
[1]હોય ગુરુજન આજ્ઞાકારીરે, તે ઇંદ્રજીતને શકે મારી રે— ૫

સુણી વિભીષણની વાત રે, મસ્તક ધૂણી ઘસ્યા બેઉ હાથ રે;
બોલ્યા વિશ્વે થઇ રઘુનાથરે, તમે સાંભળો વાનર સાથ રે— ૬

---

(૧) ' જેણે સદા સેવ્યા હોય મોરારી રે ' પ્ર પ.

હવે કેણ જીતે જો જોધરે, ફરી ફરી જુઓ પરિશોધ રે;
થયો સંગ્રામ મિથ્યા વિરોધરે, ત્યારે બોલ્યા લક્ષ્મણ જોધ રે— ૭

સુણો રાઘવ અશરણશરણ રે, દૃઢ રાખો અંતઃકરણ રે;
ઘણાં તે મેં કીધાં આચરણ રે, હું પમાડું પાપીને મરણ રે— ૮

જેજેકાર કપિએ કીધો રે, રામે લક્ષ્મણ હૃદયા શું લીધો રે;
હાવે અર્થ આપજો સીધોરે, ભાઇ મેઘનાદ-સાગર કેમ પીધોરે—૯

ક્યણ સમે તેં એ વ્રત કીધુંરે, ક્યારે નિદ્રાસુખ મૂકી દીધું રે;
અંન ખટમાસ ક્યારે ન લીધું રે, કહી ખટમાસ ઉદક ના પીધુંરે-૧૦

બ્રહ્મચર્ય બંધવ કેમ પાળ્યું રે, એવે દુઃખે આપ પ્રજાળ્યું રે;
[1]ઇંદ્રજીત રૂપી સાલ ટાળ્યું રે, આજ સીતા ગયું રત્ન વાળ્યું રે-૧૧

( વલણ. )

સીતા-રત્ન ફરી વાળીયું, કારજ આજ આપણાં સર્યાં;
શ્રીરામ પૂછે ફરી ફરી, એ કઠિણ-વ્રત તમો ક્યાં કર્યાં.— ૧૨

---

## કડવુ ૧૮ મું.

( રાગ-વેરાડી. )

નાસા લોચન ટપકે નીર, લક્ષ્મણને પૂછે રઘુવીર;
લક્ષ્મણની હો સહોદર[1] મંત્રી બાપ, વ્રત કરી કયમ [1અ]કષ્ટયું આપ
ઉત્તરાર્ધ: તવ કરજોડી લક્ષ્મણ ઓચર્યાં, આપણ અજોધ્યાથી નીસર્યાં
ચિત્રકૂટથી આગળ ગયા, મારગમાં તમો તરસ્યા થયા—૨

---

૧ ' આજ તમો કુળ અજવાળ્યું રે ' પ્ર. ૩
(૧) ' સુમિત્રા ' પ્ર. ૩ (૧) (૧ અ, ' રાખ્યું ' પ્ર. ૪.

જળ ભરવા ગયો નદીમાંય, મુજને જળની લાગી ઇચ્છાય;
તમો તરસ્યા શ્રી ભગવાન, મેં પાપીએ કીધું જળપાન— ૩

પછે પાત્ર મેં જળનું ભર્યું, તે સમે મુને સત્ય સાંભર્યું;
તૃષિત સીતા વ્યાકુળ હરિ, મેં જળ પીધું ભ્રાંતિએ કરી— ૪

જ્યેષ્ઠ ભ્રાત વિના જળપાન, કનિષ્ઠને મલમૂત્ર સમાન;
ખટમાસ પર્યંત રઘુવીર, તે દહાડેથી તજ્યું મેં નીર— ૫

માસેક પૂઠે જુગદાધાર, ફળ લેવા ગયો એકવાર;
તમને સમર્પ્યાં વિના રઘુરાય, મેં બોરીફળ મૂક્યું મુખમાંય— ૬

વળતી મુજને સ્મરણા થઇ, મસ્તક ધૂણી દંતે ઝીભ્યા ગ્રહી;
જ્યેષ્ઠ ભ્રાત વિના કરે ભોજન, કનિષ્ઠને તે [2]બાધિક અન્ન— ૭

તેનું પ્રાશ્ચિત સમજી કર્યું, ખટમાસ ભોજન પરહર્યું;
નિદ્રા તજ્યાનો કહું વિસ્તાર, [illegible] વનમાં સૂતાં એક ઠાર— ૮

[3]દક્ષિણ અંગે હું મધ્યે અવિનાશ, સીતા સૂતાં ડાબી પાસ;
ગઇ અરધરાત્રિ હું નિદ્રાભર્યો, માહારો હાથ તમ ઊપર પડ્યો— ૯

[4]અજાણે બાહુ લાંબો અત્યંત, જઇ પોહોત્યો સીતા પર્યંત;
તમો જાગતા હુતા જાનકીનાથ, મારો હળવે ઉચલી મૂક્યો હાથ—૧૦

ભુજ લેતાં હું જાગરત થયો, મેં વિવેક તમારો લહ્યો;
થયો તમારા મનમાં વિચાર, રખે જાગતી સીતા નાર— ૧૧

સ્ત્રીનું મન હોય ચંચળ ઘણું, કપટ [5]વસશે લક્ષ્મણ તણું;
જો જાનકી જાણશે એ સંદેહ, તો નિશ્ચે લક્ષ્મણ તજશે દેહ—૧૨

એવો વિવેક હૃદેમાં ગ્રહી, પ્રભુએ મુજને [6]જગાડ્યો નહિ;
પછે મેં મનમાં કીધો વિચાર, એ સંસર્ગ પાતક થયું અપાર—૧૩

(૨) 'અખાદ્ય' પ્રા. હ. (૩) 'દક્ષિણમાં' પ્રા. હા. (૪) 'અનન્ત-બાહુ' પ્રા. હા. (૫) 'વરશે' પ્રા. હા. (૬) 'જણાવ્યું' પ્રા. હા.

સુમિત્રા સરખી સીતા માત, નિદ્રાવશ ઉપજ પડીયો હાથ;
મેં તેનું પ્રાયશ્ચિત કીધું સહી, બાર વર્ષ નિદ્રા કરી નહિ— ૧૪

( વલણ )

નિદ્રા તજી એણે કારણે, બ્રહ્મચર્યવ્રત સેહેજે થયું રે;
એ વ્રત કીધાનું કારણ, જ્યમ છે ત્યમ તમને કહ્યું રે— ૧૫

---

## કડવું ૧૯ મું.

( રાગ–મેવાડો )

લક્ષ્મણની વાણી સાંભળી, [1]વાનર સહુ ગાજ્યા હૂકલી;
ભાઈ મેઘનાદ હવે નિશ્ચે મરે, લક્ષ્મણની સૌ પ્રશંસા કરે— ૧.

કષ્ટ સાંભળી બંધવ તણું, રામચંદ્ર દુઃખ પામ્યા ઘણું;
મુજ નિમિત પીડા ઘણી સહી, રોયા રઘુપતિ એહેવું કહી— ૨.

પછે વિભીષણને પૂછે રઘુરાય, જોતાં મળ્યો ઉત્તમ ઉપાય;
મેં તમને સોંપ્યો લક્ષ્મણ ભ્રાત, હવે ઇંદ્રજીતને કરો નિપાત— ૩.

રામ વિભીષણને કરે વિનતિ, સાંભળીયે સ્વામી લક્ષ્મણ જતિ;
મુજ સાથે આવો મહારથી, મેઘનાદ મરશે સરવથી— ૪

ઉઠયા લક્ષ્મણ માગી વિદાય, ચાલ્યા રામને લાગી પાય;
પંચવીસ કોટિ કપિવર સાથ, વિદાય દીધી શ્રી રઘુનાથ— ૫

ઇંદ્રજીત હનુમાન ઉપર બેઠા લક્ષ્મણ, ચાલ્યા રાઘવના વંદી ચરણ;
યજ્ઞ–ભંગ: ગયા વાડીમાં પાછલી રાતે, જઇ પોહોત્યા ત્યાં વાહાણું વાતે–૬

---

(૧) 'વધુનંદન મન ઉપની ...' —પ્ર. ૪.

બેઠો છે ઇંદ્રજીત બળવાન,[2] આરક્ત વસ્ત્ર કીધાં પરિધાન;
બિભીષણ કહે સુણ લક્ષ્મણરાય, છે ઇંદ્રજીત આ વાડી માંય— ૭

એક ગુફા છે આણે ઠામ, તેમાં બેસી ધરે છે એ ધ્યાન;
નિકુંભના નામે ઇશ્વરી, તે ઇષ્ટદેવી મેઘનાદે વશ કરી— ૮

અજા મહિખ ને મેદ-મદપાન, ખગ મગ બાકળાનાં બલિદાન;
અડદ સરસવ રાઇ મસૂર, તે હોમે છે કુંડ માંહે અસુર— ૯

પુરણ ધ્યાન વ્રત જો એ કરશે, તો કુંડ માંહાંથી રથ નીસરશે;
જો તે રથ પર ચડશે જઇ, મેઘનાદ પછે મરશે નહિ— ૧૦

માટે ધ્યાનભંગ કરો જેમ ત્યમ, પછે વાનરે માંડયો ઉદ્યમ;
ધસી ગુફામાં પેઠા બળવાન, નલ નીલ અંગદ હનુમાન— ૧૧

ઇંદ્રજીત બેઠો ધરી ધ્યાન, દૃઢ આસન[4] મેરુ સમાન;
રાવણનંદન દમ્યો અપાર, વાનર મારે [5]પાટુના પ્રહાર— ૧૨

ચઢે સ્કંધ ઢંઢોળે શીશ, કાન માંહે કપિ પાડે ચીસ;
મુસ્તક ઉપર બેસે ચઢી, એમ દારુણ દુઃખ દીધું બે ઘડી— ૧૩

[5 અ] વણસાડયા પૂજાના ઉપહાર, હુતદ્રવ્યનો કીધો આહાર;
[6]છોછ અગ્નિકુંડમાં કરી, ધૂળ નાંખે છે પોશો ભરી— ૧૪

જુએ આંખ ઉઘાડે હાથે ગ્રહી ફેરા ગુદ દેખાડે અવળા રહી;
હોલવી હુતાશનની જ્વાળ, ત્રોડી નાખી સ્મરણની માળ— ૧૫

લક્ષ ગાળ દીધી ગ્રહી કાન, તોયે ઇંદ્રજીત નવ ચૂકે ધ્યાન;
કરડે ઉઝરડે ને નાસી જાય, મુખ ઉપર મૂકે કપિ પાય— ૧૬

---

(૨) 'રક્ત.' પ્રા. કા. (૩) 'સુગબદ્ધ.' પ્રા. કા. (૪) 'મન.' પ્રા. કા. (૫) 'નખપદના' પ્ર. ૮. (૫ અ) 'નૈવેદ્ય પૂજા, ઉપહાર, જવ તિલ ખાંડ ઘૃત કરે આહાર' પ્ર. ૪. (૬) શંકા પ્ર. ૮; 'મલમૂત્ર' પ્ર. ૩

૭અ શુક્રાચાર્યની આંખો ફોડી, કુંડમંડપ નાંખ્યો ઉખેડી;
બીજાં પાત્રો નાખ્યાં પાડી, નાઠા પાઠનાં જનાં કાઢી— ૧૭

૭જ્યારે કુંડમંડપને કીધો અપવિત્ર, તારે ક્રોધ કરી ઉઠયો ઇંદ્રજીત;
ગુફાથી કપિ નાહાસી નિકળે, ઇંદ્રજીત ધાયો પૂઠળે— ૧૮

ઇંદ્રજીતને ચડીયો કાળ, વિભીષણને દીધી દશ ગાળ;
ગુફા બીજો કોય ન જાણે, નિશ્ચે મૃત્યુ તું પરમાણે— ૧૯

કુંડથી રથ માતાએ કાઢયો, અડધો નિસર્યો વાનરે ઉડાડયો;
ઘણા મળી ઉંચેથી પછાડયો, ચરણે ખૂંદી પૃથ્વીમાં ડુબાડયો— ૨૦

જેવે બાહાર નીસર્યો રાજકુમાર; વાનરે ૭આભીડયું ગુફાનું દ્વાર;
ગુફા વિભીષણે રોકી જઇ, ફરી ઇંદ્રજીતે પેંસાયું નહીં. ૨૧

જોઇ કાકાતણું કપટ, બીજે રથ ચડયો સુભટ;
શસ્ત્રાસ્ત્ર હનુમાન ઉપર લક્ષ્મણ ચઢયા, ઉભે વીર સનમુખ ગડગડયા;
યુદ્ધ: ઘોર જુધ થયું તે સમે, પદ-પ્રહારે ધરા ધમધમે;
અનંત રાક્ષસ-સેના હણી, રણ વાનર આખી અણી-૨૩

વરસે ગિરિ તરુ વરસાત, વાનર વીર વઢે ઉતપાત;
૮કોપ્યો ઇંદ્રજીત બળવાન, કીધા મૂર્છિત નીલ જાંબુવાન— ૨૪

પડયો વિભીક્ષણ અંગદ જુધપતિ, મુરછા ખાધી લક્ષ્મણ જતિ;
અનંત કપિ પડયા બળવંત, તે સમે રણ રાખ્યું હનુમંત— ૨૫

એક વૃક્ષનો જઇ કીધો પ્રહાર, મુરછા પામ્યો રાવણકુમાર;
ઇંદ્રજીત ઉઠયો વળી ફરી, લક્ષ્મણે જુધ માંડયું બળ કરી— ૨૬

(૭) 'કુંડ માંહે કીધી લઘુનીત' પ્રા. કા. (૭ અ) કડી ૧૭, ૧૯, અને ૨૦ છાપેલી પ્રતમાં નથી. (૭ આ) 'ભીડ્યું' પ્રા. કા.; 'ચંપ્યું' સ. કો.
(૮) 'કંપ્યો' કા. કો.

મેઘનાદે મૂક્યો હૂતાશન, લક્ષ્મણે પ્રેર્યો પરજન્ય;
વાયુ પ્રેર્યો રાક્ષસ નૃપ; લક્ષ્મણે મૂક્યા બહુ સર્પ—
મેઘનાદે પ્રગટ્યા કોટિ ગરુડ, લક્ષ્મણે શલ્યા[૯] ચઢાવી પ્રૌઢ;
વજ્જર બાણ મૂક્યું રાક્ષસે, [૧૦]ગિરિ કાપી નાંખ્યા ચારે દિ
બ્રહ્માસ્ત્ર બાણ મૂક્યું લક્ષ્મણે, રુદ્રાસ્ત્ર મૂક્યું સુત રાવણે;
વિષ્ણુવાસ્ત્ર મૂક્યું લક્ષ્મણવીર, મરજાદા છાંડી સાયરનીર–
કાંપ્યા દેવ દશે દિગપાળ. ખળભળીયાં સાતે પાતાળ;
પૃથ્વીતલ થયું કંપાયમાન,ચળ્યા [૧૧]ચંદ્ર ઇંદ્ર નક્ષત્ર ભાણ—
દાશરથી જોધાએ રાવણ ભણી, મૂક્યાં બાણ તે મંત્ર જ ભણી
લક્ષ્મણે લઘુલાઘવી કરી, બાણ એક મૂક્યું [૧૨]લક્ષ ધરી—
સારથીનું મસ્તક વાઢીયું, ધજા છત્ર છેદી પાડીયું;
કવચે કાપી હણ્યા તોખાર, નખશિખ કીધા શરના પ્રહાર—
પુષ્પવૃષ્ટિ લક્ષ્મણ પર થાય, અમરગણ ગુણ હરિના ગાય,
ધન્ય ધન્ય લક્ષ્મણ[૧૩]ધીમાન, સ્તવે દેવ ને દેવરાજાન—
કાકુત્સ્થકુળદીપન તું ચંદ્ર, પરવણીએ જ્યમ વાધે સમુદ્ર;
પાડયો મુગટ છેદ્યાં હથીયાર,[૧૪] કાળરૂપ શર કાઢ્યું બાહાર;
ઇંદ્રજીતનો કંઠજ નિરખી, મૂક્યાં બાણ ધનુષ્ય આકરખી—
છૂટયાં બાણ મૂક્યાં મહાબળી,[૧૫] ધારા જાણે ચમકે વિજળી;
શકે મેરુ શૃંગ ત્રોડી પાડશે,[૧૬] શકે બ્રહ્માંડને જઇ ફાડશે–

---

(૯) ' ચઢાવી ' પ્રા. કા; કા. દો. (૧૦) ' વજ્જર વ્યાપ્યાં દિશે' પ્ર. (૧૧) થઇ પૃથ્વી થથ કંપાયમાન, ચળ્યા ઇંદ્રાદિક સુરી પ્ર. ૪ (૧૨) ' બળ ' પ્રા. કા. (૧૩) ' ધીર તન ' પ્રા. કા. ' માન ', પ્ર. ૪ (૧૪) કાલચંદ્ર સરખુ. પ્ર. ૪ ૫ ૭ (૧૫) ' ધારીયો ઝળકી વિજળી ' પ્ર. ૫. (૧૬) ' પૂરી બ્રહ્માંડ, જઇ, અડશે' ૩ ' શકે બ્રહ્માંડ લગે જઇ આવડશે ' ' પ્ર ૪

ઇંદ્રજીત-વધઃ કુંડળ લોલ કપોલ વિશાળ, મુખ સોળ કળા શશી ભાળ;
એહેવું ઇંદ્રજીતનું છેદ્યું શીશ, જઇ ઉડયું જાહાં લંકાધીશ

મુસ્તક પડયું જવ ખોળામાંય, મુરછા પામ્યો રાવણ રાય;
વિલપે સુલોચના સુંદરી, આક્રંદ કરે છે મંદોદરી— ૩૮

હાહાકાર કરે લોક સમસ્ત, ભાઇ લંકાદિનકર પામ્યો અસ્ત;
ફરી સેના ગઇ જાંહાં રાઘવરાય, લક્ષ્મણ નમ્યા જઇ રામને પાય—૩૯

પછે પ્રીતે દીધાં આલિંગન, વખાણે બંધવને કપિજન;
રામચંદ્ર પૂછે ફરી ફરી,[૧૭]ઇંદ્રજીત-સાગર ક્યમ આવ્યો તરી— ૪૦

આજ પ્રાપ્તિ સીતાની થઇ, મેઘનાદ મરતાં ચંતા ગઇ;
જેજેકાર કપિદળમાં થયો, એક રાવણ પાપી મારવો રહ્યો— ૪૧

( વલણ )

રહ્યો રાવણ મારવો, કપિ રામના ગુણ ગાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, હવે લંકામાં શું થાય રે— ૪૨

---

## કડવું ૨૦ મું.

( રાગ-વેરાડી )

મંદોદરી વિલાપઃ વાલમીક કહે સાંભળો રૂખી રાય, શું નિપજ્યું પછે લંકા માંય
હાહાકાર નગરીમાં થયો, [૧]તોલ જશ રાવણનો ગયો — ૧

આવી મંદોદરી રાવણ કને, કંથ કાં વાંઝણી કીધી મુને;
ઇંદ્રજીત અક્ષે અતિકાય, ત્રણે તન મરાવ્યા રાય— ૨

---

(૧૭) ' ઇંદ્રજીત-થી ' પ્રા. કા.

(૧) 'મોહોટો આશરો રાવણનો ગયો ' પ્ર. ૮

થઇ લંકા ઉજ્જડ સમશાન, ઘર ઘાલ્યું દૂભવી ભગવાન;
એવું કહીને પડી સુંદરી, સુતના ગુણ ગાય ફરી ફરી—
મારા જુગજાણીતા સુત જોધ, હું દુઃખણી માને દ્યો પ્રતિબોધ
ઇંદ્રાયનું બંધન કરી, મારો મેઘનાદ ઘેર આવ્યો ફરી—
આવો અતિકાય અલબેલા, આવો અક્ષે કુંઅર લાડઘેલા;
પયપાન દેઇ મેં ઉછેર્યાં, ગુણવંત કાળે કેમ ઘેર્યાં—
માહારી વહુવર ત્રણે લૂંટાણી, કુમુદિની પેરે કરમાણી;
તમો નિર્ભે ક્રોધી નવ બીહીતા, માહારા ત્રણ કુંઅર જાણી
રાવણને કેહે મંદોદરી, ફળ લીધું પરનારી હરી;
મેં વાર્યાં તમને વારમવાર, [2]અપરાધે ભ્રષ્ટ થયા ભરથાર—
ના માંડયું સીતા સાથે ઘરસૂત્ર, ખોયા ભાઇ જમાઇને પુત્ર;
હજી છત્ર ધરતાં નથી લાજતા, કોટને કાંગરે કપિ ગા

રણભૂમિ પર
તવ ઉઠયો રાવણ ક્રોધ કરી, સાંગ [3]વાસવી કરમાં
જે પર નાખે તેના હંસ હરે, તે શકિત ક્રોથી પાછી

રાવણ:
ઘનનાદે દશાનન ગડગડે, જઇ વાનર દળમાં ત્રુટી
છે પુત્રનું વેર લેવાની હામ, દશગ્રીવે ઘોર માંડયો સં

સતબળ માહાબળના છે ધામ, સુગ્રીવ વિભીષણ લક્ષ્મણ રા
અંગદ હનુમાન મુખે ગડગડે, જઇ રાવણ ઉપર ત્રુટી પડે—
દારુણ જુધ થયું તે સમે, [4]સળકે શેષ ધરા [5]ધમધમે;
શલ્યા શિખર પડે બહુ વૃક્ષ, છૂટે બાણ તે લક્ષોલક્ષ—
ઉડે રેણુ કરે નાદ અનેક, શું અવની અંબર થાશે એક;
શોણિતસરિતા દારુણ વહી, સમુદ્ર થયો શોણિતમય સહી—

(૨) 'બુદ્ધિભ્રષ્ટ'—મા. કા. (૩) 'વીસ લઇ' પ્ર. ૩ (૪) હલ્યા' પ્ર. ૫. (૫) 'કમકમે' મા. કા.

પ્રલ્લે અનલ જેવો જાજુલ, રાવણરૂપ થયું તદતુલ્ય;
દારુણ છેદે ભેદે વેધે વપુ, પ્રબળ વાનરદળનો રિપુ— ૧૪

યુદ્ધઃ ઇંદ્રજીતનું દુઃખ મન ધરી, રાય ઘણું પીડે સેના વાનરી;
સુગ્રીવ વિભીષણ નાઠા જાય, મુરછા પામ્યા શ્રી રઘુરાય–૧૫

નલ નીલ જાંબુવાન હનુમાન, પડયા ભૂતલે મ્રત સમાન;
દધિમુખ મયંદ ગવાક્ષ સુષેણ, શર પ્રહારે ઉડયા જેમ રેણુ— ૧૬

પ્રણાશ કેસરી સતબળ તાર, તે પડયા ઘાયલ કરે પોકાર;
રીંછ મરકટ દોહોવટ વાનરા, રૂધિરમાંસયુક્ત થઇ ધરા— ૧૭

સકલ સાથ અનાથવત થયો, તવ લક્ષ્મણ જોધો સનમુખ ભયો;
ક્રોધાયમાન [૬]ચિતમાં ચટપટી; શરજાળમાં રાય લીધો લટપટી—૧૮

કીધો વિકલ રાવણ મહારથી, છેદ્યું છત્ર માર્યો સારથી;
કાપ્યું કવચ છેદ્યો ધ્વજદંડ, રથ ઘોડા કીધા શતખંડ— ૧૯

પુષ્પવૃષ્ટિ અમરગણ કરે, ધન્ય સૌમિત્રી સરવ ઉચરે;
[૭]રાવણરાય અકળાયો ઘણું, બલ વાધ્યું જ્યમ લક્ષ્મણ તણું— ૨૦

ત્યારે સાંગ વાસવી કરમાં ગ્રહી, ધસ્યો રાવણ પાળો થઇ;
આર્યું કપિદળ પગે દળી, [૮]જ્યમ મસ્ત કુંજર ભાંજે કદળી— ૨૧

[૯]ક્ષિતિતલ કંપાવ્યું પગવડે, સપ્ત પાતાલ પડછંદા પડે;
સાંગથી થયો રુદ્ર ક્રોપતામસભર્યો, શ્યામવરણ [૧૦]ક્રોધે આવર્યો ૨૨

લક્ષ્મણની મૂકી સાંગ લક્ષ્મણ ઉપરે, [૧૧]ઘુઘવાટ જાતાં તે કરે;
મૂર્છાઃ ધમકે ઘંટા ઘુઘરમાળ, જેહેને અગ્રે વસી રહ્યો કાળ ૨૩

---

(૬) 'રોમાંચ'–પ્ર ૮. (૭) આ લીંટીઓ છાપેલી પ્રતમાં નથી. (૮) 'જ્યમ કુંજર મરડે કદળી' પ્રા. કા. (૯) 'સઘળું દળ' પ્રા. કા. (૧૦) 'આવ્યો સંચર્યો' પ્રા કા. (૧૧) 'ધુમવાડા' પ્રા. કા.

ત્રાહ ત્રાહ દેવ વાણી વદે, તે જઇ પડી [12]લક્ષ્મણ હૃદે;
જ્યમ [13]બીલમાંહે પેસે સાપણી, ત્યમ કાળજાનાં પેઠી પાપણી

લક્ષ્મણ જોધાનો કરી નાશ, ગઇ સાંગ [14]વાસવની પાસ;
સૌમિત્રી જવ ધરણી ઢળ્યો, રાવણ તાંહાંથી પાછો વળ્યો— ૨૫

તે પેઠો પુરમાં દેઇ નિશાણ, થયું વાનરને લક્ષ્મણનું જાણ;
આવ્યા રીંછ મર્કટ ટોળે થઇ, પણ લક્ષ્મણ ઉત્તર આપે નહિ—૨૬

શિતલ પદ નાસિકા ને કર્ણ, તાંહાં પડ્યો જોધ પામીને મરણ;
[15]સુણતાં જોધ પડ્યો ત્યાં ધરણ, પાસે આવ્યા શ્રીઅશરણશરણ ૨૭

પ્રાણવોહોણો દીઠો ભ્રાત, શું થયું કહી પડ્યા રઘુનાથ;
હાહાકાર સહુ વાનર કરે, શ્રીરામચંદ્રને બેઠા કરે— ૨૮

વિભીષણ સુગ્રીવ સુષેણજન, કરે રામને આશ્વાસન;
રામનું વિલાપે રાઘવ બેઠા થઇ, લક્ષ્મણ મસ્તક ખોળે લઇ—૨૯

આક્રંદ: બોલો સંત શિરોમણ સાધ, કાંઇ ક્ષમા કરો માહારો અપરાધ;
[16]જુઓ વિચારી સગપણનો સ્નેહ હું દુઃખીયાને નવ દીજે છેહ;

[16અ]અમારી માનાજાયા વીર, માહારૂં રૂદયા ન રહેતું ધીર;
મે તો મુક્યું અજોધ્યા ગામ, આવી ચિત્રકૂટને ઠામ— ૩૧

ત્યાં તો મૃગને પમાડ્યો મરણ, રાવણે કર્યું સીતાનું હરણ;
નારી ખોઇને થયો હું નિરાશ; તમે આજ કર્યો ઉદાસ— ૩૨

તમ વડે મેં ધાલી હામ, માંડી જુધ કર્યો સંગ્રામ;
આજ ન સર્યું એકે કામ, નારી ખોઇ બેઠો આણે ઠામ— ૩૩

(૧૨) 'બેઠી' પ્રા. કા. (૧૩) 'દર' કા. દો. પ્ર. (૧૪) 'વાસુકી' પ્રા. કા. (૧૫) આ લીંટી છાપેલી પ્રતમાં નથી. (૧૬) 'કરો વિચાર' પ્રા. કા. (૧૬અ) અહીંથી ટૂંક ૩૪ સુધી અને ટૂંક ૩૭, ૩૮ છાપેલી પ્રતમાં નથી.

મુને માહી સૂઝી મત્ય, નારી ખોઇને ગુમાવી પત્ય;
માહારા અંતરની ગત્ય ગઇ ખોઇ બેઠો નારી ને ભાઇ— ૩૪

હું વન નીસર્યો તાહારે આશરે, તું પરિત્યાગ કાં મુજને કરે;
માહારા કર્મના શા કહું ભોગ, [17]મૂકી રાજ મેં લીધો જોગ ૩૫

તાંહાં થયું પિતાનું મરણ, આંહાં થયું સીતાનું હરણ;
વળી તું મુજને મૂકી ગયો, હું ગોઝારો દુઃખ જોવા રહ્યો— ૩૬

વન નીસરે ન પામ્યો લાભ, માહારે મુસ્તક પડીયો આભ;
આડી આવી કરમની કરણી, કુણ આણી આપશે સતી ધરૂણી—૩૭

મેં તો જાણ્યું'તું કારજ સરશે, તમ હાથ મેઘનાદ મરશે;
તે તો સિદ્ધ કર્યું તમે કાજ, કેમ મુરછા પામ્યા આજ— ૩૮

હોયે કાષ્ટપેં કઠણ પાષાણ, પાષાણપેં કઠણ લોહ નિર્વાણ;
લોહપેં વજર કઠણ લોક વદે, પણ વજરપેં કઠણ [18]માહારૂં રૂદે ૩૯

જે એહેવે દુઃખે રૂદે ફાટતું નથી, એવું કહી કહી રોયા રઘુપતિ;
[19]એ શરીર નિર્ગુણ જાણવું સહી, કોયે ગુણ કાંઇ જાણે નહી—૪૦

પણ એક ગુણ મોહોટો પ્રભુ વદે, જે જે દુઃખ પડે તે સહે;
લક્ષ્મણનું મુને આગળથી પાતો જળ, મને સમરપી લે તો ફળ—૪૧

સ્નેહ— મુને આગળ કરી પૂઠે આવતો, કમંડળ લેઇ આગળ ચાલતો;
સ્મરણ: તો આજ કેમ અધર્મી થયો, મુજ પહેલો ક્યમ સરગે ગયો ૪૨

હજી મૈથિલી મૂકાવી નથી, તો શેં સુખે તને નિદ્રા વશી;
ઉઠો ઉદ્યમી કરો સંગ્રામ, એમ કહી કહી રુવે શ્રી રામ— ૪૩

ભરત શત્રુઘન અજોધ્યા રહ્યા પિતાજી તો સરગે ગયા;
જનકસુતા તો પરવશ પડી, અરે દેવ આવી કોણ ઘડી— ૪૪

---

(૧૭) 'ગયું' પ્ર હા. (૧૮) 'મનુષ્યનાં' પ્ર ક. (૧૯) અંહી કેટલીક પ્રતોમાં એક અશુદ્ધ સંસ્કૃત શ્લોક મૂકેલો મળી આવે છે.

હો દશરથ અજોધાપતિ, લક્ષ્મણને ભેટજો મારી વતી;
તમો પૂછજો છાનું કાન માંહે, તરછોડયા કાં રામને રણમાંહે—

એહેવા વિલાપ રાઘવના સાંભળી, કપિની સેના રુવે સઘળી;
રુવે દેવ ગાંધ્રવ ને જક્ષ, રુવે પર્વત વનનાં વૃક્ષ—

રુવે સમુદ્ર નદી જલજંત, પશુ પક્ષી રુવે અનન્ત;
[૧૯અ]ઘણું રુદન કરે રઘુવીર, નેત્રે ધારા ઝરે છે નીર—

સુગ્રીવને કહે છે શ્રી રામ, હું તો નહિ કરૂં સંગ્રામ;
હવે ન કરો વાનર વેર, તમે જાઓ તમારે ઘેર—

એહેવો કોણ બળીયો હશે, કુણ પેરે મુરછા વળશે;
છે વૈદ [૨૦]ધન્વન્તરી અવતાર, સુષેણ બોલ્યા કરી નમસ્કાર

વૈદની સુણો વિનતિ શ્રી રઘુરાય, કહું લક્ષ્મણ જીવ્યાનો [૨૧]ઉપ
જડીબૂટ્ટી: દ્રોણાચળ પુઠે ગિરિ ગંધમાદન, તે પર્વત ઉપર દ્રુમવેલીનું
છે [૨૨]શલ્યવિશલ્યા એવું નામ, તે ઔષધી જો આવે ર
પણ જાવું આંહાંથી લક્ષ જોજન, પ્રાતસ્ પહેલી આવી જોઇએ રા

પ્રતસંજીવની લાવે કોય, સુણી રામ જોધા ભણી જોય;
ઉત્તર અપાય ન કોની વતી, બોલ્યા હનુમાન કરી વિનતિ—

હું જાવા હામ કરૂં રઘુરાય, લાવું ઓષધી પ્રાતસ્ નવ થાય;
[૨૩]જવું લક્ષ જોજન પર્યન્ત, કહી મનવેગે ચાલ્યો હનુમંત—

કથા વાલ્મિકજી એમ ભણે, ત્યાં એક છળ કીધું રાવણે;
રાક્ષસ કાળનેમી એવું નામ, તેને રાવણે સોંપ્યું કામ—

---

(૧૯ અ) અંહીથી ટૂંક ૪૮ સુધી છાપેલી પ્રતમાં નથી. 'મનુષ્ય વજર :
રાઘવ કહે, જે જે આવે તે તે સહે'–પ્ર. પ. (૨૦) 'વાનરનો' પ્રા.
(૨૧) 'વાત' પ્રા. કા. (૨૨) 'સલવસલા' પ્રા. કા. (૨૩) 'છે લક્ષ ને
એક કોસ સમાન ' પ્રા. કા.

જઇ કપિને [24]ખાળો મારગ માંય, ના જીવે લક્ષ્મણુ જો વાહાણું વાય;
ત્રણુ લક્ષ રાક્ષસ જોગીરૂપ થઇ, તે પરવત પાસે બેઠા જઇ— ૫૫

તેણે માયાભેદ કીધા ઘણા, પણ હનુમાને સહુ પાપી હણ્યા;
ગયો દ્રોણાચળ પૂઠે કપિવર, ત્યાં ત્રણુ કોટિ છે વિદ્યાધર— ૫૬

તે ત્રણુ કોટિનો કરી સંઘાર, આગળ ચાલ્યો પવનકુમાર;
હનુમાન સંગ્રામે ખોટી થયો, એવે કાળનેમી આગળથો ગયો

મૃત- વિશલ્યકરણી હુતી એક, રાક્ષસે તેહેવી કીધી અનેક;
સંજીવનીની માયા કીધી તાંહાં સઘળે, પત્રે પત્રે તાંહાં દીવા બળે—૫૮
છે કોટયાનકોટિ વનનાં વૃક્ષ, વૃક્ષે વૃક્ષે દીવા બળે લક્ષ;
હનુમાને આણ્યો મન વિવેક, સુષેણે મુને વૃક્ષ કહ્યું છે એક—

[25]આ તો ઓષધી નિઃશે નહિ, કાંઇ માયાવી રચના થઇ;
ઓષધી વિના કેમ જાઉં ફરી, કહેશે [26]કામ શું આવ્યો કરી—૬૦

ઓળખ્યા વિના વૃક્ષ કીયું લઉં, [26અ]ન થયો અરથ ને રજની ગયુ
લઉ જાઉં ઉચળી આખો પહાડ, સુષેણુ ઓળખી લેશે [27]ઝાડ—૬૧

પૂંછ વધાર્યું કપિ હનુમંત, ગિરિ પૂંઠે વીંટયું બળવંત;
સમૂળો મરડી કાઢયો ગિરિ, કૂદ્યો જોધો મસ્તક પર ધરી— ૬૨

દશ જોજન પોહોળો [28]ઉંચો ત્રીસ, [29]તે પુષ્પવત લીધો કપિ શીશ;
વળી રાક્ષસે ખાળ્યો અંજનીતન, ચાલ્યો કાળનેમી કરી નિધન—

[30]જાતાં અહંકાર કરે હનુમંત, હું સરખો કોઇ નહિ બળવંત;
આ કારજ કોણુ મુજ વિણુ કરે, એહેવો વિચાર મનમં ધરે—૬૪

---

(૨૪) 'રાખો' પ્રા. કા; 'રોકો' પ્ર. પ્ર. (૨૫) ' આ તો ઓષધીની સંખ્યા નહી ' પ્રા. કા (૨૬) ' રામ પ્રા. કા. (૨૬ અ) હું તો સેવક ધર્મથી બીહું ' પ્રા. કા. (૨૭) ' તતકાળ ' પ્રા. કા. (૨૮) ' લાંબો ' પ્રા. કા. (૨૯) તે પર્વત કપિએ લીધો શીશ ' પ્રા. કા. (૩૦) અહીંથી ૧૦ દૂકા છાપેલી પ્રતોમાં નથી:

ઉત્તરે પંથેથી આવે જયાંહાં,આવી પાવનપુરી અજોધ્યા તાંહાં
**હનુમાનનો** અજોધ્યા આગળ થઇને જાય, હનુમંતને બળ નવ માય—૬૫

**અહંભાવ:** તેણે સમે ભરત રક્ષણ કરે, નગર પાછળ ફેરા ફરે;
ધનુષ્યબાણ ધર્યું કર માંહી, પર્વત દીપક દીઠા આવતા તાંહી

રાક્ષસી માયા પર્વત જેહ, જાણ્યું નગર પર નાખશે તેહ;
તેવુ જાણી ભરતજી વીર, ક્રોધ કરીને તાક્યું તીર—　　૬૭

હનુમંતને જઇ લાગ્યું ચરણ, હે રામ કહીને પડીઆ ધરણ;
રામ-નામ સાંભળી ભરત રાય, ધસી ગિરિ તે જોવા જાય— ૬૮

પવનપુત્ર ત્યાંહાં દીઠો ભરત, વંદ્યા આ તો કીધો મેં અનરથ;
સમાચાર પૂછ્યો ત્યાંહાં સહી, વાત સઘળી લંકાની કહી— ૬૯

ભરતે શોચ કીધો અપાર, હવે શું થાશે જુગદાધાર;
પછે ભરત પ્રત્યે હનુમંત કહે, સાંભળો સ્વામી કહું છું તેહ—૭૦

પ્રાતસ્કાળ જો થાશે અહીં, તો પછે લક્ષ્મણ ઉઠશે નહિ;
શરપ્રહારની પીડા મને ઘણી, પણ ચંતા છે લક્ષ્મણની ઘણી—૭૧

માહારા તો નવ ચાલે પાય, તે માટે કરો કાંઇ ઉપાય;
ત્યાં ભરતે સમર્યા શ્રી હરી, હનુમાન પર્વત પર બાણે ધરી—૭૨

એવું કહીને શર કાઢીયો, તે શરે પરવત ઉરાડીયો;
હનુમાને અહંકાર મૂક્યો સહી, હું તો બળીયો દીસે છે અહીં—૭૩

રાત પાછલી ઘટિકા ચાર, લાવ્યો ઓષધી પવનકુમાર;
પરવત મૂકી કર્યો પરણામ, ધન ધન કહી ભેટયા શ્રી રામ— ૭૪

કીધો પર્વત રામે અવલોકન, થઇ રાક્ષસી માયા વિસર્જન;
રહી વેલી એક દીપક તણી, એહી સુષેણે સંજીવની ગણી-　　૭૫

ક્ષ્મણ　રસ કાઢીને છાંટયો શરીર, તતક્ષણ ઉઠયો લક્ષ્મણ વીર;
નરૂ　જેજેકાર કરે કપિ સાથ, ભેટયા લક્ષ્મણને રઘુનાથ—૭૬

ાવન:　અનેક કપિ પડયા સંગ્રામ, તે સરવ જીવતા કીધા રામ;
પર્વત ઉપર ચઢયા શ્રી હરિ, દ્રુમવેલીની પૂજા કરી—૭૭

( વલણ )

વિશલ્યકરણી ઔષધીની, પૂજા શ્રી રામે કરી રે;
તે પર્વત મૂકી સ્થાનકે, હનુમાનજી આવ્યા ફરી રે—　૭૮

---

## કડવું ૨૧ મું.

( રાગ-છંદ ભૂજંગીની ચાલ. )

ા લક્ષ્મણ વીરના સર્વ સાથી, જીવતદાન આપ્યું હનુમાન હાથી;
યા શ્રી રઘુનાથ ધર્યું ચાપ મૂઠે, લંકાનાથ નાઠો થયાં બાણ પૂઠે—૧

ામ　દશમુખ ફરીને નવ મુખ માંડે, શ્રીરામનાં બાણ ક્યમ કેડ છાંડે;
ાણ-　પતીત પૂઠે જમદૂત જેવા, લંકાનાથ પૂઠે ધાયાં બાણ તેવાં-૨
નો　સભાસ્થાન રાજાન ઉદ્યાન માંય, ફરે નાસતો ત્રાસતો લંકરાય;
હુમા:　ગુંફા ભોંયરા કોટડી માળ મેડી, ચઢે ઉતરે નાસતો ચર્ણ ખેડી

ીં શ્વાસ ને મુખ નિઃશ્વાસ નાખે, મુને રામનાં બાણથી કોણ રાખે;
સુંદરી દીકરી સર્વ દાસી, ભીંડે બારણાં સર્વકો જાય નાસી—૪

૪ પુત્ર ભત્રિજ પરધાન સ્નેહી, દેખી રામને જાય મુખઢાળો દેહ;
ાં સપ્ત પાતાળ ને સર્વ દ્વીપ, જ્યહાં જાય ત્યાં બાણ દેખે સમીપ—૬

ભેભીત થયો રાય ત્રિલોક ફરતાં, ધાયે બાણુ પૂઠે ધુધવાટ કરતાં;
આવ્યો [1]ભામ મૂકી જાંહાં શ્રેષ્ઠ નારી, મુને રાખ મંદોદરી કહે અહંકાર

મંદોદરી- [2]આસનમાન દીધું નમી પાય રાણી,
નો શાન્ત રણાં બારણે બ.ણુ મરજાદ આણી;
ઠપકો: કરી સ્તવન શરને પરણામ કરીયા,
સતી નારનાં વેણુથી બાણુ ફરીયાં— ૭

નિજ નાથ પ્રત્યે કહે હાથ જોડી, કરૂં વિનતિ નાથ મુજ બુધ થોડી;
લાગે બોલ કડવા પ્રથમ જેહ મીઠા, આજ જાનકીનાથના હાથ દીઠા.

[3]ન માનો કહ્યું કંથ રીસાળ રગીયા,
[3અ]કયમ સૂરજ જીતાય મળે કોટિ અગીયા;
કયમ હરણુ જીતે વઢે વાઘ સાથે,
કૂંજર જીત્યો કંહી સુણ્યો સિંહ સાથે- ૯

કંહાં મેરુ કાંહાં કાંકરો સમુદ્ર ખાડી,છુટયા નાથ નાહાશી ભલી લાજ કાઢી;
દેવી મૈથીલી માતશું મન મોહ્યું, [4]ફળ સઘ પામ્યા સુખરાજ ખોયું–
ઈંદ્રજીત અક્ષે અતિકાય બળીયા, કીંગ્રી વાંઝણી પુત્ર મને ન મળીયા;
રિપુદળ દળીયું કુંભકર્ણુ માર્યાં, પુત્ર પોત્ર સંબંધી સર્વે સંધાર્યાં–૧૧
વધૂ પુત્રીનાં એહેવાતણુ ઉતાર્યાં, સુખ ખોઇ રાણા તમો દુઃખ વધાર્યાં;
લાડવાયા ભાણેજ સહુ ધરણુ લોટયા, સતર લાખ જમાઇ બાણું લાખ બેટા
બેતાળીસ કોટિ પરધાન હુતા, કરી દીર્ઘ નિદ્રા સહુ સેજ સૂતા;
નથી ઉગર્યો જોધ કો સમ ખાવા, નથી દાસ દાસી કોઇ નીર પાવા–

---

(૧) 'માન' પ્રા. કા. (૨) 'સન્માન' પ્રા. કા. (૩) 'નોવા માનતા કંથ રીસાળ રાગી, છૂપ્યા નાય નાશી ભલી લાજ કાઢી' પ્ર. ૬. (૩અ) 'કયમ સૂર્યથી દીપે કોટિ અગીયા' પ્રા. કા. (૪) 'પ્ર.' પ્રા. કા.

રથ વિરથ ઘોડાને હાથી, [5]નથી નાથ કો દોહલે કાળભાથી;
ા હાંફતા કાંપતા શ્વાસ ભરીયા, [6]દશમુખ નિરમુખ કોહો કેમ ફરીયાં–

ખડગ કટારના બંધ ત્રુટયા, [7]દીસે લટપટી પાઘના પેચ છૂટયા;
ગે શરધા શોણિત-ધારા, [7અ]સમાચાર પૂછું બેસો નાથ માહારા–૧૫

મેપર — લાજ્યો ભૂપતિ ખેદ મનમાંહી આણી,
મુખથી ન બોલ્યો કંઇ ગર્વવાણી;
ાવણ: — રહી શેષ સેના સરવ સાથ લેઇ,
ચઢયો રાય સંગ્રામ નિશાન દેઇ—૧૬

દેહ મૂકી જ્યમ જીવ જાય, ત્યમ લંક મૂકી ચાલ્યા રાવણ રાય;
ભેર રણતૂર ગોમુખ સારાં, તંબાલું કંસાલુ નફેરી નગારાં—૧૭

હનાદ શબ્દે બહુ શંખ બોલે, ભૂંગળ તણે નાદ શેષનાગ ડોલે;
ા દસે દિગગજ દિગપાળ ચાકે, ત્રૈલોક કાંપ્યું ચઢયો રાય જ્યારે–૧૮

વાનર ઉલટયું મેઘ જાણે, વળ્યા ધાય ડંકે નોબતને નિસાણે;
સેન રાક્ષસ ભયાનક ભાસે, શું રાવણ કોપે પૃથ્વી પ્રલ્લે થાશે–૧૯

દરી નારીએ બોલ માર્યો, [9]આજ્ય હોમીને જેમ અગ્નિ વધાર્યો;
ાળ રાજા જાણે કાળ આવ્યો, રઘુનાથને સાથ જોતાં બીહાવ્યો–૨૦

સહસ્ર અયુતને લક્ષ કોટ, સેના રાક્ષસી ગણતાં ન આવે ખોટ;
અશ્વ ને ગજ વૈમાન પાળા, અજા ઉંટ ખર વાઘ છે મહીષ કાળા–

---

'નથી દોહલે કાળ કો કાળ ભાથી' પ્રા. કા. (૬) 'દીસે મુખ વિકાળ કેમ ફરીયા' પ્રા. કા. (૭) 'દિસે પાઘડી લટપટી પેચ છુટી' પ્રા. કા. ) 'સમાચાર શા પૂછીએ કંથ મારા' પ્રા. કા. (૮) 'સિંહનાદ શીંગી ાદ બોલે' પ્રા. કા. ૯ 'જાણે ઘૃત હોમીને અગ્નિ વધાર્યો' ૬.

બહુ શ્વાન માંજાર ને સાંઢ સરકે. વાજે ચંગ ઘંટા વળી ડુમત ફરકે;
પુર બાહાર આવી બહુ જૂથ મળતાં, ઓઢયાં ઉટનાં ચર્મ રુધિર ગળતાં–૨૨

ધર્યાં કોપ ટાટર બખ્તર ભાલા, કો માંકડા ભૂખરા શ્વેત કાળા;
લોહદંત બીહામણા રગ લીલા, કો ઘૂમતા ઝૂમતા છે હઠીલા– ૨૩

રાવણનો કોપઃ

અણુભાવતા આવતા દોટ દેતા,
કપિ શૂરને મુખ સંગ્રામ લેતા;
ઝૂંઝાર વીરે રણસ્થભ રોપ્યો,
દશગ્રીવ મહારાજ સંગ્રામે કોપ્યો— ૨૪

કોપ્યું રાવણ ભૂપનું મુખ જોતાં, અમરનારનાં વૃંદ અંતરીક્ષ રોતાં;
શું પ્રલ્લે કરવા શિવે ક્રોધ કીધો, [10]મહારુદ્રનો રાવણે વેશ લીધો–૨૫

[11]વપુક્રોધથી કાળની કાંતિ ધરતો, મેઘાડંબર અંબર છત્ર ધરતો;
ઉઠી નેત્ર દાવાનળ ક્રોધજ્વાળા, મૂછ કેશ શોભે મણિધર કાળા–૨૬

દશ શૃંગનો પર્વત રાય ભાસે, ગુફામુખ જેવાં વદન દસ વિકાસે;
મુખે ગડગડ વારુણીપાન કરતો, છત્રીસે આયુધ મહારાજ ધરતો–૨૭

( વલણ )

ધરતો આયુધ ગાજતો, મુખ માગતો સંગ્રામ રે;
જોઇ હંકાર્યું દળ પોતાતણું, જુધે ચઢયા શ્રી રામરે— ૨૮

---

(૧૦) 'શકે રાવણે કાળનો વેશ લીધો' પ્રા. કા. (૧૧) 'વપુ ક્રોધની કાંતે શાંત ધરતો' પ્રા. કા.

## કડવું ૨૨ મું.

(રાગ-ભૂજંગી; ત્રિતાળો)

શ્રીરામ બલધામ સંગ્રામે સોંઢ્યા, પાડી રીર મહાવીર[2] કપિવીર દોડયા;
ભુજદંડ પરચંડ [3]દ્રુમદંડ ગ્રેહેતા, [4]અસ્ત્રધાર અપાર બહુ માર સેહેતા.
[5]મહાશૂર બલપૂર ચકચૂર થાયે, મૂછાળા પૂંછાળા [6]ઉછાળાજ ખાયે
વઢે મલ્લ કો શલ્ય સુભલ્લ ભેદે, પાડી ચીસ કરી રીસ કો શીશ છેદે

લથ બથ્થ ઉન્મત્ત સમરથ્થ શૂરા, પાડે ઘાય છેદાય કો થાય પૂરા;
ચૂરે વલૂરે ઝૂડે નાદ કરતા, ભર્યાં શ્વાસ ચોપાસ ત્રાસે ફેર ફરતા
ાર તરવાર [6અ]મુખે માર ભાખે, [7]રાખી મામ સંગ્રામમાં નામ રાખે;
વતરડે ક્રોધે દંત કરડે, મચરડે ઘસરડે કોઇ આંખ તરડે—૪

; કર દંડ મહા મૂદ પડીયા, રાક્ષસ જૂથ આવે અતિ રીસ ચડીયાં;
કર્ણ કર ચર્ણ બહુ ઘર્ણ ઢળીયાં, વાધ્યાં શરીર રુધિર જઇ નીર મળીયાં

વકારે કોઇ ત્યાં ખોંખારે, પોકારે હોકારે મારે ખડગ ધારે;
ોક પડે ઢીક હૈયે હીક આવે, આણે અંત બળવંત ગ્રહી દંત ચાવે

તત્ર સર્વત્ર બહુ છત્ર પડીયાં, પાખર બખ્તર કવચ કકડીયાં;
મુગટ સુભટ દોહોવટ જાયે, બલપૂર મહાશૂર ચકચૂર થાયે—૭

સટકે અટકે લટકે પૂકારે, હટકે પટકે કો ઝટકે જ મારે:
ળમૂસળ ભોગળ ભારે, મુદગળ તોમર શિરપર મારે— ૮

---

(૧) આ કડવું ઘણી પ્રતોમાં ઘણું ઠેકાણે અશુદ્ધ છે. ત્રિતાલવાળા
હાપરિશ્રમે શુદ્ધ કર્યાં છે; તેથી ફક્ત કેવલ જૂદા પાઠ અહીં નોંધ્યા
) 'કપિવર' પ્રા. કા. (૩) 'તે' પ્રા. કા. (૪) 'છત્રધરી' પ્રા. કા. (૫)
બળ' પ્રા. કા. (૬) 'શૂરાપૂરા ધાયે' પ્રા. કા. (૬અ) 'મારમાર
પ્રા. કા (૭) 'કરે આમ સંગ્રામ તો નામ રાખે' પ્રા. કા.

છૂટે બાણ લે પ્રાણ ચરણ આગે કસીયા, દેતા કાળ વિકરાળ રુદ્રકાળ ધસીયા;
પડે ધ્વજ હયગજ એકજ થાય, ભંગાણ ખૂંબાણ લંબાણ જાય—૯
શોભે વેષ લંકેશ સર્વેશ સાહામો, મહાજોધ વિરોધથી ક્રોધ પામ્યો;
દશમુખ [૮]ધનુખ દુઃખદાઇ તાણે, સેના વાનરી જાજરી કીધી રાણે ૧૦

( વલણ )

રંજાડે રાવણ અતિ ઘણું, તે જોઇ કોપ્યા શ્રીરામરે;
ભટ પ્રેમાનન્દ કહે કથા, રામ રાવણનો સંગ્રામરે— ૧૧

---

## કડવું ૨૩ મું

( રાગ—આસેરી )

પ્રબળ બળ જોઇ રાક્ષસનું, કોપ્યા શ્રી રઘુનાથ;
સંધાર-મંત્ર મુખે ભણીને, ધનુષ લીધું હાથ— ૧
કોદંડના ટંકારથી, બ્રહ્માંડ ત્રણે ગડગડયાં;
ધરા કાંપી દિગગજ ડોલ્યા, ગિરિશૃંગ તૂટી પડયાં—૨
રામ રાવણ યુદ્ધ: બહુ રેણુ અંધકારે કરી, છાયો અભ્રમાં માર્તંડ;
રાવણ તણું ત્યાં છત્ર રામે, કર્યું છે શત ખંડ— ૩
ધ્વજદંડ પાડી કવચ [૧]કાપ્યું, હણ્યા સારથી તોખાર;
દશ મુગટ પાડયા રાયના, તવ હવો હાહાકાર— ૪
દેવ વધાવે કુસુમ વૃષ્ટિ, સ્તવે ભારતી વેદ;
જયમ મુગટ છેદ્યા નાથજી, ત્યમ કરો મસ્તક છેદ— ૫

---

(૮) 'વાજ આણે અતિ ઘણો' મા. કા.
(૧) ' કુટુંબ ' મા કા.

એમ [૨]નિર્જર-વાયક સાંભળી, રાવણે પાડી રીર;
એક બાણુ માર્યું રૂદયા માંહે, તેણે પડયા શ્રી રઘુવીર— ૬

નલ નીલ અંગદ વિભીષણુ, સુષેણુ સુગ્રીવ રાય;
ગજ ગવાક્ષ જાંબુવાન આદિ, પડયા ભૂતળ માંય— ૭

જ્યમ પ્રલ્લે કરવા વિશ્વનો, મહારુદ્ર ધરે સ્વરૂપ;
ત્યમ વાનરને સંઘારવાને, કોપીયો લંકા ભૂપ— ૮

રાય દશ મુખે કરે ગર્જના, ક્ષિતિચક્ર ચઢાવ્યું ચાક;
તેહ સમે ત્યાં સન્મુખ થઇ, હનુમાન મારે હાક— ૯

અતુલ બલથી સકલ વાનર, શિથિલ વ્યાકુલ થાય;
સંગ્રામ [૩]રામ ને મામ મૂકી, કપિ નાઠા જાય— ૦

શત સહસ્ત્ર વાનર નાસતા, રાયે કીધા નાશ;
[૪]કો ઝોકી નાખ્યા સમુદ્ર માંહે, કો ઉછાળ્યા આકાશ— ૧૧

રગદોળી રોળી મરડી કરડી, વાળ્યો કપિનો ઘાણુ;
ઇંદ્રાદિક દેવ સ્તવન કરે, તમો જાગો પુરુષ પુરાણુ— ૧૨

[૫]શું પ્રલ્લે પાવક ક્રોધ જવાળા, ક્રૂર કટાક્ષ રામે કરી;
રાવણુની શત સહસ્ત્ર બાણુની જાળ માંહે, લીધો રાવણુ આવરી—૧૩

ઢાળ: નિમેષ માત્રમાં રામજીએ, વિરથ કીધો રાય;
ભેભીત થઇ લંકેશ નાઠો, ગયો લંકા માંય— ૧૪

ધ્યાન ધરવા નિકુંભનાનું, બેઠો એકાન્ત વાડીમાં જઇ;
અગ્નિકુંડમાં હોમ માંડયો, તે વાનર કો પીછે નહિ— ૧૫

---

(૨) ' નિર્જર ' પ્રા. કા. (૩) ' રાય ' પ્રા કા. (૪) 'કો મરડી નાખ્યા નદીમાં' પ્રા. કા. (૫` 'તેવારે પ્રલે પાવક ક્રોધ જવાળા, ક્રૂર દ્દષ્ટ રામે કરી ' પ્રા. કા.

વનચર અનુચર થઇ ફરે, પણ જડે નહિ લંકાપતિ;
વિભીષણને પૂછે રાઘવ, ક્યાં ગયો એ દુર્મતિ-- ૧૬
વિભીષણ કહે રામજી, એ અંબેનું સાધન કરે;
નિકુંભના રથ આપશે તો, પછે માર્યો નહિ મરે-- ૧૭
નલ નીલ જાંબુવાન અંગદ, હનુમાન આદે સજ થયા;
લઇ આગના શ્રી રઘુનાથની. વ્રતભંગ કરવાને ગયા-- ૧૮

( વલણ )

વ્રતભંગ કરવા ગયા વાનર, વિભીષણે દેખાડયું સ્થળ જઇ,
સોડનો ઘા થયો સહોદર, એવું કોય કરે નહી-- ૧૯

---

## કડવું ૨૪ મું.

( રાગ-વેરાડી. )

વિભીષણે સ્થાનક દેખાડયું, જાંહાં બેઠો છે રાય;
નિકુંભનાનું સ્મરણ કરે છે, માળા ધરી કરમાંલ-- ૧

રાવણનો ધ્યાન ભંગ: આરક્ત વસ્ત્ર પેહેર્યાં લંકાપતિએ, કંઠે [1]મુસ્તકનો હાર;
મદ માંસ શોણિત ઘટ ભરીયા, દારુણ સરવ ઉપહાર— ૨
વનચર જોવા ધસી પેઠા સેવક કાઢયા મારી;
ધ્યાનભંગનો ઉદ્યમ માડયો, કો ના શકે તાંહાં વારી—૩

ચંચળ ચેષ્ટા કરે કૌતક, મુખ સાહામું ગુદ માંડે;
મુસ્તક ઉપર બેસી નાચે તો યે રાવણ ધ્યાન ન છાંડે— ૪

ક્ષુદ્ર વચન આરાધન પ્રકાશે, મૂછ કૂર્ચ ગ્રહી તાણે;
રેણુ રાખ છાંટે રાવણને, નાના ભાત રંજાડે— ૫

---

૧ ' જસુનો ' પ્ર. પ.

અગ્નિ હોલવ્યો કરી લઘુશંકા, કુંડ માંહાં કપિવીર;
ઢોળી નાખે ને ભૂંડું ભાખે, પણ ભૂપ ન મૂકે ધીર— ૬

વાનર વીર પ્રત્યે કહે અંગદ, ઉઠયો નહિ અહંકારો;
કેશ ગ્રહીને લાવું અંહીયાં, એની મંદોદરી નારી; ૭

એહેવું કહેતાં ગયો અંગદ, જાંહાં રાક્ષસની રાણી;
[2]હાં હાં કહેતાં કેશ ગ્રહીને, સતી તાણી આણી— ૮

મંદોદરીનું સહચરીવૃંદ આક્રંદ કરે છે, બુંબારવ બહુ થાય;
અપમાનઃ વાડીમાં અંગદ લેઇ આવ્યો, જાહાં બેઠો ધ્યાને રાય – ૯

પાલવપટે ભોમિ વળાયે. છે અર્ધ ઉઘાડી કાય;
મંદોદરી આક્રંદ કરે છે, કેશ વાનરા સ્હાય— ૧૦

વદન વીલું વ્યાકુળ વિનતા, રુવે મેઘનાદની માતા;
રાવણની સ્ત્રીને વાનરા તાણે, શું સૂતી આજ વિધાતા— ૧૧

સહચરીઓ અતિ રોષે ભરીયો, રુદન કરે દુઃખ સાલે;
અબળાથી અબળા કયમ છૂટે, કપિ પ્રત્યે કંઇ નવ ચાલે— ૧૨

શ્રવણ સાંભળે નયણે નિરખે, શું મહિપતની મતિ બૂડી;
મંદોદરીનાં મુખ આગળ મંદોદરી વિલપે, જ્યમ ટળવળે ટીટૂડી-૧૩

મ્હેણાંઃ વિવિધ વિલાપ સતીના સુણતાં, શેષનાગ સરીખો ડોલે;
[3]શત્રુ થકા સુરગણ રોયા, પણ રાવણરાય ન બોલે—૧૪

મંદોદરી કહે સ્વામી માહારા, જુવો આંખ ઉઘાડી;
આ [4]શાખામૃગ તાપસના સેવક, મુને લાવ્યા છે કાઢી— ૧૫

જીવતા વાઘની ત્વચા નીસરે, તે ગત માહારી થાય;
ધ્યાન તમારું ધિક્ પડો, [5]જે સ્ત્રીની શોભા જાય— ૧૬

---

(૨) 'આંહાં.' મા. કા. (૩) 'શત્રુ સરખા' મા. કા. (૪) 'સસામૃગા' પ્રા. કા; 'સખા રામચંદ્રના' પ્ર.૩ (૫) 'જે જીરતાં તણાયે નારી' મા.કા.

ધન્ય રામ રઘુકુળનો ઇન્દુ, સ્ત્રી માટે વઢે છે આમ;
તમો પ્રત્યક્ષ દેખો ને નવ બોલો, [૬]બળનષ્ટ થયા શું સ્વામ— ૧૭

અંગદ કહે સાંભળ રે તસ્કર, તુંને જગત કરે તિરસ્કાર;
એક મુસ્તકના ધણીને ધન્ય છે, તારાં દસ મુસ્તક ધિઃક્કાર— ૧૮

એ મંદોદરીને હું લઇ જાઇશ, કરી રાખીશ [૭]ઘરઘરુણી;
બીજા કપિ કહે અમો પરણીશું, તાંહાં તાણી સઘળે [૮]તરુણી—૧૯

પટરાણી પરમ પીડા પામી, વાનરે વલુર્યું જયારે અંગ;
ક્રોધ કરી તવ ઉઠયો રાવણુ, હવો તપનો ભંગ— ૨૦

વાનર વિનતા મૂકી નાઠા, ફરી આગળ જ્યાં શ્રી રામ;
રઘુવીર પ્રત્યે કહે કપિવર, અમો કરી આવ્યા કામ— ૨૧

મંદોદરીને ઘેર વળાવી, ચઢયો જુધે રાવણુરાય;
ત્રીજી વાર સંગ્રામે આવ્યો, જાવા જમપુર માંય— ૨૨

( વલણુ )

જાવા જમપુર માંહ રે, આવ્યો રાવણુ મૂરખમતિ;
રામબાણુથી પ્રાણુ જાશે, ફરી લંકામાં જાવું નથી— ૨૩

---

## કડવું ૨૫ મું.

( રાગ-સામેરી )

સંગ્રામ કરવા રામ સાથે, રાય આવ્યો ત્રીજી વાર રે;
દશ ચાપ મંડલાકાર કીધાં, [૧]અખંડ શરની ધાર રે—૧

---

(૬) ' નિર્બળ શઠ '-પ્રા કા. (૭) ' ઘણીયાણી ' પ્રા. કા. (૮) ' રાણી. ' પ્રા. કા.

(૧) ' વરસવાં બહુ બાણુ રે '

રાવણનો ત્રીજો સંગ્રામ: [2]શાખામૃગ દશ લહસ્ર માર્યાં, વરત્યો બહુ ઘુંઘાણુ રે;
ઘનસ્યામ રામે સંગ્રામમાં, ધનુષ ધરીયું પાણુ રે— ૨
તવ ઇંદ્રિરાયે સમો જોઇને, મોકલ્યો નિજ રથ રે;
માતલી સારથી સઘ લાવ્યો, સાધવા સુરનો અર્થ રે—૩

દશ સહસ્ર ઘોડા રથે જોડયા, મનપવનનો વેગ રે;
રથચક્ર ચાલે ગર્જતાં, જ્યમ ગગન ગાજે મેઘ રે— ૪

ઇંદ્રરથ વર્ણન: શત ધજા ફરકે પૃથગ રંગે, દશ કલશ પંચ છત્ર રે;
નવજાતિ માણુક જડયાં જાળીમાં, મીનાકારી વિચિત્ર રે—૫
પચરંગા પટવાળી ગાદી, સિંહાસન શ્રીકાર રે;
શોભિત તકીયા ચમર વીંજણા, મોગરે મોતીહાર રે— ૬

ભમર ભમરી હંસ હીરા, છે કડેરે બહુ ચિત્ર રે;
અસ્ત્ર શસ્ત્ર આભૂષણ ભરીયાં, જાત ભાત વિચિત્ર રે— ૭
[4]ફેરવાળ ઘુઘરમાળ ધમકે, મોહોરડે મોતીદોર રે;
નવરંગ અંગ તુરંગ ત્રેહેકે, કરે હીસારવ બહુ શોર રે— ૮

રવિમંડળ વા ચંદ્રમંડળ, અગ્નિ વા વૈમાન રે;
એવો રથ અવની ઉતર્યો, જોઇ રીઝયા શ્રી ભગવાન રે— ૯

ઉભે સેના થઇ વિસ્મે, રાવણ ભરાણો રોષ રે;
[5]ક્રૂર દષ્ટે ઉર્ધ્વ જોયું, ઇંદ્રનો જાણી દોષ રે— ૧૦

અસુરેશ અતિ રોષે બોલ્યો, સાંભળો સૌ સુરવર્ગ રે;
નર વાનરને કરી પ્રાજે, પછે ઉજાડું સ્વર્ગ રે— ૧૧

માતલી રથથી ઉતર્યો જઇ, નમ્યો રામને પાય રે;
[6]આપશ્રીની સેવા વિષે, આ રથ મોકલ્યો સુરરાય રે— ૧૨

---

(૨) આ કડીઓ બીજી પ્રતોમાં જૂદી રીતે આપી છે. (૩) ' જાણે એકી-વારે કોટિ આદિત, પ્રગટ થાય છે તત્રરે ' પ્રા. કા. (૪) ' ફેરવતાં ' (૫) ' કુદષ્ટે ' પ્રા. કા. (૬) ' આ શ્રીજીની ' પ્રા. કા.

પ્રભુજીની પદરજ થકી, એ રથ પાવન થાય રે;
હોય સકલ શોભા [૬અ] ભકતને, જસ-પ્રાપ્તિ [૬આ] ઇંદ્રરાય રે-

સ્નેહપૂરણ વાયક સાંભળી, રથે ચઢ્યા રઘુનાથ રે;
કોપ્યા રામ ક્રોધ જ કરી, ધર્યું ધનુષ ડાબે હાથ રે—

સિંહનાદ કરી ગંભીર સાદે, કીધો પ્રતંચા ટંકાર રે;
તેણે શબ્દે વ્યાકુળ થઈને, તાંહાં ખળભળ્યો સંસાર રે—

કીધું સમરણ વિશ્વામિત્રનું, ભણી મંત્ર-પ્રયોગ રે;
**રાવણ-** અસ્ત્ર-વિદ્યા પ્રગટ કીધી, ત્યાં મળ્યા સઘળા જોગ રે
**વધના** એક નિકુંભનાનું ધ્યાન જ ભાગ્યું, બીજું શિવના
**અષ્ટયોગ:** અશ્વ રાખ્યા નાંહે રે,
ત્રીજો શાપ છે નંદી તણો, તેણે બુધ્ધ રાજાની ગઈ રે

ચોથું બાણ ઋષિ અગસ્તનું, પાંચમો શાપ છે સીતા તણો રે,
છઠ્ઠો જોગ થયો સંધ્યા સમો, દેવ સાથ હરખ પામ્યો ઘણો રે

સાતમો જોગ રથ ઉતર્યો, સ્વર્ગથી પૃથ્વી માંય રે;
આઠમો જોગ મનુષ્ય રૂપે, મળ્યા શ્રી રઘુરાય રે--

એ અષ્ટ જોગે રિષ્ટ ઉપન્યો, સૃષ્ટિનું જાશે કષ્ટ રે;
શ્રી રામચંદ્રે રાવણ હણવા, કીધી ક્રોધની દૃષ્ટ રે—

જદપિ જુધ દારુણ કીધું, રાવણે બળ પ્રમાણ રે;
બળ શકિત વિદ્યા નાશ પામ્યાં, ને ભેદયાં મર્મે બાણ રે—

અંતકાળ જાણી આપણો, ચિત માંહે ચેત્યો ભૂપ રે;
વીસ લોચન અવલોકે રામને, રૂદયા આણ્યું રૂપ રે—

---

(૬અ) ' શકિતને ' પ્રા. કા. (૬આ) ' ઇજતરાય ' પ્રા. કા.; ' રાય ' કા. દો.

તવ[7] જગતના હિત કારણે, કોપે ચડયા જુગદીશ રે;
એક બાણુ મૂકયું કંઠ માંહે, તાહાં ત્રણુ છેદ્યાં શીશ રે— ૨૩
બીજે બાણે ખટ છેદીયાં, તવ રહ્યું મસ્તક એક રે;
નવ મસ્તકની [8]પાડી પંગત, તોયે ના મૂકે ટેક રે— ૨૪
જેમ ડોલે મદગળ એકદંતો, ત્યમ એક શીશે ધીશ રે;
શું એક શૃંગે ગિરિ ધાતુ ઝરે, [9]સ્રવે રુધિર કરતો રીસ રે—૨૫

અમર વરસે કુસુમધારા, હવો [10]હાહાકાર રે;
એક હસ્ત અવની ઉંચી આવી, ટળ્યો ભોમિનો ભાર રે— ૨૬

નારદ શારદ[11]નિગમ જશ, ઋષિ રામના ગુણ ગાય રે;
અપછરા કિંન્નર જક્ષ વિદ્યાધર, નાચે વેણા વાય રે. ૨૭
હરખ્યા ગણુ ગાંધ્રવ સરવે, ઇંદ્ર ચંદ્ર સવિતા નક્ષત્ર રે;
મેઘશ્યામ રામ-પ્રતાપથી, સુખ હવું તે સર્વત્ર રે— ૨૮

એક મસ્તકે ઉભો રાવણુ, કરી સંપુટ વીસે હાથ રે;
અંતકાળે સ્તવન કીધું, ઓળખ્યા શ્રી રઘુનાથ રે— ૨૯
રૂદે માંહે ધ્યાન ધરીયું, નખશિખ નિરખ્યા રામ રે;
મુને આવાગમનથી છોડાવો, હરિ આપો [12]મૂલ ઠામ રે— ૩૦

એવું સમરણુ જાણી દાસનું, રીઝયા શ્રી જુગદીશ રે;
અગસ્ત ઋષિનું બાણુ મૂકી, છેદીયું દશમું શીશ રે—૩૧

રાવણ વધ: જયમ ગ્રહ સંગાતે પડે સવિતા, જયમ મૂળ માંહાંથી મેર રે;
તે રીતે પડયો લંકાપતિ, શબ્દ થયો ચોફેર રે— ૩૨

---

(૭) 'સર્વના' પ્રા. કા. (૮) 'પડયાં પૃથ્વી' પ્રા. કા. (૯) 'કરે રૂધિર ગળતાં રીસરે' પ્રા. કા (૧૦) 'જેજેકાર' પ્રા. કા (૧૧) 'ધરી વેણા, રામના ગુણ ગાય રે' પ્રા. કા (૧૨) 'મુક્તિ' પ્રા. કા.

ત્રાસે નાસે રાક્ષસ જોધા, [13]ચોહોગમાં પડયું ભંગાણ રે;
હાહાકાર થયો લંકા વિષે, અંતઃપુરમાં થયું જાણ રે—
રણમાંહે આવી રાણીયો, કરે વિવિધ વિલાપ રે;
મંદોદરી વિલપે ઘણું, વળી [14]અવની પછાડે આપ રે—
શ્રીરામે કરી આસનાવાસના, [15] તાહાંથી વાળ્યો સ્રીનો।
રણયજ્ઞની વિભીષણે સંસ્કાર કીધો, પ્રજાળ્યો લંકાનાથ રે—
પૂર્ણાહુતિઃ કુંભકરણ ઇંદ્રજીત આદે જોધા, દહ્યા સરવના દેહ રે;
વાનર સહુ જીવતા થયા, વરસ્યો અમરતનો મેહ રે-
[15અ]ભારદ્વાજ વાલ્મિકને કહે છે, સંદેહ રહ્યો છે ચંત રે;
અમૃતનો વરસાત વરસ્યો, કયમ જીવ્યા નહિ દઇત રે—
વળતા વાલ્મિક ઉચરે, સુણો તમો ઋષિરાય રે;
કથા તમને કહું વિસ્તારી, સંદેહ તમારો જાય રે—
લંકાથી રાવણ જોધા નિકળ્યા, કરવા રાવણ કામ રે;
કોય દેખાડો વીરા માહારા, દશરથ કેરા રામ રે—
એમ રામ રામ કરતાં જે માર્યા, તે પામ્યા સહુ લોક રે;
ચઢી વૈમાને તે સંચર્યાં, નહિ ગ્રભવાસ ને શોક રે—
રામ તણા જે જોધા આવ્યા, લેતા રાક્ષસ નામ રે;
જુધ સમે જે જીવ નીસર્યાં, ફર્યાં મડાને ઠામ રે—
ભૂત થઇ પાસે ભમતા હુતા, આવ્યો તાંહાં વરસાત રે;
જીવ ધસી દેહી મધ્યે પેઠો, રામ તણે પરતાપ રે—
ભારદ્વાજનો સંદેહ ભાંજ્યો, થયા મન રળીયાત રે;
વાનર સાથ સજીવન થાતાં, વાધી મંગલ વાત રે—

(૧૩) 'રણમાહ' પ્રા કા. (૧૪) 'અંગ' પ્રા. કા. (૧૫) 'પેરે મે પ્રા. કા. (૧૫અ) અંહીથી સાત ટૂંકો છાપેલી પ્રતોમાં નથી.

પછે [૧૬]ધીજ કરાવી જાનકીને, સાખ પૂરી દશરથરાય રે;
કૈકેયીનો શાપ મૂકાવ્યો, [૧૭]નિરમળ સીતા થાય રે— ૪૪
વિભીષણને રાજ આપ્યું, કીધા વાનર રીંછ વિદાય રે;
અગીઆર સહસ્ર કપિ [૧૮]સાથે, રામ જવા તતપર જાય રે— ૪૫

(વલણ)

અજોધ્યાપતિ તતપર થયા, બેસી પુષ્પક વિમાન રે;
ચૌદ વરસ પૂરાં થયાં, વળ્યા વિજે કરી ભગવાન રે— ૪૬

---

## કડવું ૨૬ મું.

(રાગ—ધવલ ધનાશ્રી)

અગીઆર સહસ્ર કપિ સંગાતે, વૈમાન બેઠા રઘુરાયજી;
રામ અંગદ વિભીષણ સરવે સાથી, મિત્ર વળાવા જાયજી—૧
પ્રયાણ: પાજખંડના કીધી શ્રી રામે, કો ના કરે લંકા ગમનજી;
સેતબંધ રામેશ્વરનું ત્યાં, રામે કર્યું સ્થાપનજી— ૨
સીતાને શ્રી રામ દેખાડે, [૧]આવ્યા અમો આ અજ્ઞાત વાટજી;
ઋષ્યમૂક પરવત કિષ્કિન્ધા, જુવો ગોદાવરીનો ઘાટજી— ૩
આ પંચવટી વન નાશક ત્ર્યંબક, જુવો [૨]જટાયુશ આશ્રમ નારીજી;
અગસ્ત સુદક્ષણ શરભંગ અત્રિ, જુઓ આશ્રમ રાજકુમારીજી— ૪
આ ચિત્રકૂટ ગંગા ત્રિવેણી, આ ગોભિન્ન નગ્ર કહેવાયજી;
આંહી ગંગા કેરું આવાગમન જે, આપણે કીધું પાયજી— ૫

---

(૧૬) 'દિવ્ય' પ્રા. કા; 'દિવ્ય' પ્ર. ૩ (૧૭) 'તવ વનમાં મંગળ થાય રે' પ્ર. ૪ (૧૮) 'રાખીયા.'

(૧) 'આ અયોધ્યાની વાટજી' પ્રા. કા. (૨) 'જટાયુખ' પ્રા. કા.

આ ઋષિના આશ્રમ અતિ ઘણા તે, આપણે દીઠા આંહીજી;
આ આશ્રમે આપણ વસીયાં, વળતાં પોહોત્યાં ત્યાંહીજી.— ૬

આ સરયૂતટ અટક્યાં આપણ, સરવ કીધું વિદાયજી;
આ જુઓ એ જનકતનયા, જ્યાં મળ્યા રાણા ને રાયજી; ૭

સાથ સરવને તાંહાં સ્થિર કીધો, પુર વધામણી જાયજી;
અયોધ્યામાં રઘુપતિને ચરણે લાગી, હનુમંત આગળ જાયજી— ૮

વધામણી: ભાવ સહિત ભરત [3]શત્રુઘનને કેહે, એ આવ્યા રઘુરાયજી;
હેં હેં કહી હેલામાં ઉઠયા, મળવા મોહે જાયજી— ૯

નગરલોક સહુ હાટ સમારે, ઉલટ મનમાં ધરતાજી;
ચોટાં ચોક પોળ સમરાવી, સામગ્રી સજ કરતાજી— ૧૦

તરીયા તોરણ ધામ સમારે, નાટક નૌતમ થાયજી;
પૂજાની સામગ્રી લઇને, સહુકો સાહામા જાયજી— ૧૧

રાજસામગ્રી સાથે આવ્યા, ભરત શત્રુઘન સાહામાજી;
ચરણે લાગ્યા રામચંદ્રને, સીતાને જોઇ સુખ પામ્યાજી— ૧૨

લક્ષ્મણને આલીંગ્યા બન્યો, ભાઇ પુન્યપવિત્ર જી;
હરખભર્યાં આવીને મળીયા, સગા સ્વજન સહુ મિત્રજી— ૧૩

ભરથ શત્રુઘન જોડે કોડે, કટક સહિત તાંહાં આવ્યાજી;
દીઠા મીઠા વીર પોતાના, રાઘવને મન ભાવ્યાજી— ૧૪

નગર- ચરણે લાગે માનને માગે, પુછે કુશલી પેરજી;
પ્રવેશ: ચૌદ વરસનો જોગ ઉતારી, રાઘવ પધાર્યાં ઘેરજી— ૧૫

શણુમાર સજે ને દુંદભી વાજે, સીતા સંગ પરવરીયા જી;
નગરલોક નિરખે મન હરખે, વરસે કુસુમ જયકરીયાં જી— ૧૬

---

(૩) 'બંધુને' પ્રા. દા.

કૈકયી માતને હાથ જોડીને, રામજી ચરણે લાગેજી;
માતાએ વરદાન જ માગ્યું, જે અપવાદ શિરનો ભાગેજી— ૧૭

કૌસલ્યા આદે જે જનુની, તેહેને મળીયા રામજી;
બ્રહ્મા આદિ દેવ સહુ આવ્યા, શ્રીપતિ કેરે ધામજી— ૧૮

સરવ મળી છત્ર રામને દીધું, વરત્યો જેજેકારજી;
ઉપસંહાર: રામનું રાજ ભૂતલમાં શોભે, વરસ સહસ્ર અગીયારજી —૧૯

સ્વધામે પધાર્યા પુરલોક તેડી, એ રણુજગ્ન થયો પૂરોજી;
રાઘવગુણને તે ચિત્ત ધરશે, જે હશે પ્રેમી પૂરોજી— ૨૦

લવકુશ મૂક્યા નંદીગ્રામ માંહાં, વંશ રાખવા કામજી;
એ રણુજગ્નની કથા સંખેપે, કહ્યા હરિગુણગ્રામજી— ૨૧

કડવાં છત્રીસ પદ પૂરણુ સાતસેંહેં, બાર રાગ દસ દેશીજી;
કથા કવી એ નંદાવતી માંહાં, હરિલીલા ઉત્તમ પ્રકાશીજી.— ૨૨

સંવત સત્તર એકતાલીશ વરખે, ચઇત્ર સુદી દિન બીજજી;
રવિવારે કથા થઇ પૂરણુ, રસીયા જનની રીઝજી— ૨૩

દેસાઇ મહેતા શંકરદાસે, મુજને આગના દીધીજી;
[4]સંખેપે કથા કહી કાંઇ હુતી, પૂરવે તે મેં વિસ્તારીજી— ૨૪

ગુજરાત મધ્યે ગામ વડોદરું, પાવનપુર વીરખેત્રજી;
કવિનું જાંહાં વૈશ્ણવ જન ઉપજે બહુ, જેને વાહાલા પંકજનેત્રજી

ઓળખાણ: ચતુર્વંશી ગ્નાતે બ્રાહ્મણુ, ભટ પ્રેમાનંદ નામજી;
બુધઅનુસાર એ કથા જોડી, રઘુપતિના ગુણગ્રામજી ૨૬

ભણે સાંભળે જે જન શીખે, તેહેનાં ભવદુ:ખ જાયજી;
બ્રહ્મહત્યાદિક પાતક નાહાસે, જગ્ન તીરથ ફળ થાયજી— ૨૭

(૪) 'સંખેપે કથા હુતી પુરવે, તે ઉપર કથા વિસ્તારીજી'. પ્ર. ૩.

તે માટે મન ધરી સાંભળે, સીતાજીનું હરણજી;
તેને કૃપા કરી શ્રી રામે, ત્યમ તમને રાખે શરણજી— ૨૮

શુભમસ્તુને કલ્યાણકારી, સર્વમંગળ હરિનું નામજી;
ભટ પ્રેમાનંદ કહે કરજોડી, રાખો શ્રી હરિનું ધ્યાનજી— ૩૯

( વલણ. )

[૫]ધ્યાન રાખો શ્રી હરિનું, જે સંસારનો ફેરો ટળે,
ભટ પ્રેમાનંદ કહે કથા, જો એક ચિત્તે શ્રવણે સુણે— ૪૦



(૫) પ્રા. કા.માં વલણ આ પ્રમાણે છે:—'રામ સત્ય છે કહો સહુ ગાજી, આવાગમનનું દુઃખ ટાળશે; ભવ બૂડતાં ભૂધરોજી, ભુજ ગ્રહીને કાઢશે.'

# ટીકા.

---

## કડવું ૧ લું

**કડવું:**—( સં. **कट**–કદ; પ્રા. **कडवकम्** ) સંસ્કૃત કવિઓ જે કાવ્યના ભાગને સર્ગ કહે છે ત્હેને પ્રાકૃત કવિઓ ' કડવું ' કહે છે. સરખાવો કડી ( સં. **कटक** ).

ગ્રંથના આરંભમાં મંગળાચરણ કરવું જેથી વિઘ્ન નડે નહિ. એવો ગ્રંથકારોનો સંપ્રદાય છે. આ કાવ્યમાં પ્રથમ ગણપતિ અને પછી કાવ્યના નાયક સીતાસ્વામી રઘુનંદન રામનું સ્મરણ કવિ કરે છે, જેથી પોતાની વાણી નિર્મળ થાય અને રામચરિત્ર વર્ણવવાની પોતાની હોંસ નિર્વિઘ્ને પૂરી પડે. નળાખ્યાનમાં જેમ 'બાહુક રૂડો નૈષધનાથ રે' કહી કાવ્ય શરૂ થયું છે તેમ અંહી પણ ' વરણવું લીલા રઘુપતિની ' એમ કાવ્યના વિષયનું સૂચન થવાથી વસ્તુનિર્દેશાત્મક નામનું મંગળાચરણ થયું છે.

૧-૧ **શ્રી**—ઐશ્વર્ય, મહત્તા કે પવિત્રતાનું સૂચન કરવા વપરાતું પદ; અથવા 'શ્રી' નો અર્થ લક્ષ્મી, પરમેશ્વરી—એમ પણ થાય. **ગણપતિ**—ગણ એટલે ટોળાં, સમૂહ; ત્હેના પતિ. વેદમાં સ્તુતિરૂપ વાણીના સમૂહના પતિ તરીકે '**गणानां पति**' કહીને એનું પ્રથમ આહ્વાહન થાય છે પુરાણ—કાલમાં ગણપતિ નવી ઉત્પત્તિ પામ્યા છે; આની કથા ઓખાહરણનાં કડવાં, ૫, ૬ અને ૭ માં આપેલી છે. **બહુનામી**—કલિયુગમાં અનંત નામ છે જેનાં એવા (બહુવ્રીહિ); ગુણ અને પરાક્રમને લીધે રામનાં અનેક નામ પડયાં છે. **નિરમળ**—(**निर्मल**) દોષ વગરની; અર્વાચીન તદ્ભવ શબ્દ છે [ જે શબ્દો પ્રાકૃતમાં વિકાર પામ્યા વગર પાછળથી વિકાર પામી લાગલા જ દેશી ભાષામાં દાખલ થયા છે તે અર્વાચીન તદ્ભવ. સામાન્ય લોકોએ કરેલા ઉચ્ચારને લીધે એ ભ્રષ્ટ થયેલા હોય છે. ગુજરાતી કવિઓની 'દેશીઓ', ગાઇને કહેવા માટે હોવાથી ત્હેમણે ગાવા પૂરતી છૂટ લઇને કેટલે:

કેટલાંક આવા તદ્ભવ શબ્દો વાપર્યાં છે ત્હેવા શબ્દોને શુદ્ધ કરીને લખવા એ ઢાળનો ભંગ કરવા જેવું થાય છે; તેથી અમને તેમ કરવાની જરૂર જણાઇ નથી. આ તદ્ભવ શબ્દોમાં સંયોગના ભાગ જુદા પાડી બે વર્ણ વચ્ચે 'અ' મૂકાય છે; અને જોડાક્ષરનો વિશ્લેષ થાય છે ]

૧–૨ પ્રેમાનંદનાં ઘણાં કાવ્યોની શરૂઆતમાં કેદારો બે ટૂંકનો હોય છે. (જૂવો–અભિમન્યુ આખ્યાન, ચંદ્રહાસ આખ્યાન, સુદામાચરિત્ર વગેરે); છાપેલી પ્રતમાં આ ટૂંક નથી. 'નારાયણ ગુણ ગાવા તણી રે'–આ લીટીમાં ણ, ણ, અને ગ, ગ સાથે આવવાથી અનુપ્રાસ નામનો શબ્દાલંકાર થયો છે.

૧–૩ લીલાઃ—અવતારી પ્રભુનાં ચરિત્ર. વાલ્મિક-વાલ્મીકિ ઋષિ, રામાયણના રચનાર આદિ સંસ્કૃત કવિ છે. તમસા નદીને કાંઠે એક પારધીએ ક્રૌંચ પક્ષીના જોડામાંથી એકને મારી નાખ્યું; તે જોઇ ઋષિને બહુ દયા ઉપજી અને શોક થયો. ત્હેમનો શોક શ્લોક રૂપે-કવિતા રૂપે વહ્યો અને એમણે રામકથા ગાઇ. લોકોનાં આળથી રામે જ્યારે સગર્ભા સીતાને વનમાં મોકલી દીધાં ત્યારે ત્હેમને વાલ્મીકિએ આશ્રય આપ્યો હતો. ત્યાં આશ્રમમાં લવકુશનો જન્મ થયો; ત્હેમને ઋષિએ રામાયણ રચીને ભણાવ્યું હતું. વિમલ વાણી–દયાની લાગણીથી શુદ્ધ થયેલી કવિતા. અંહી વ, વ સાથે આવવાથી અનુપ્રાસ થયો છે. ભાવ–સ્નેહ, વ્હાલ.

૧–૪ એળે ( સં. अलीक; પ્રા. अलीअ )–વ્યર્થ, ફોગટ સરખાવો અભિમન્યુ આખ્યાન 'જોબન મારૂં એળે ગયું, જેવું વગડામાંનું ફૂલ.' બીજો પાઠ આળે–( સં. आ+लग्; ધનપાલ દેશી अलग्गं; અથવા પ્રા. आल )–જે નાહક આવીને ચોંટે છે તે–કલંક; આરોપ. જણની–( સં. जननी ) માતા; અંહી જનનીમાં 'ણ' ઉમેરાયું છે. [ બે પાસેના વ્યંજનોમાં એકજ સ્વર હોય તો ઉચ્ચાર કરવો અઘરો પડે માટે બેમાંના એકને બદલે અસવર્ણ સ્વર થાય છે. આના દાખલા ઘણા મળી આવે છે, તેથી એવા રૂપને અસવર્ણસ્વર તરીકે હવેથી ઓળખાવીશું.] જોબન–( સં. यौवन; પ્રા. जोव्वण ) જુવાની; [ ભાષામાં ઉચ્ચારશાસ્ત્રના નિયમ પ્રમાણે 'ઐા' કરતાં 'ઓ'નો ઉચ્ચાર કોમલ છે, અને ઉચ્ચારવો સ્હેલો પડે છે તેથી 'ઔ'નો 'ઓ' થયો છે; અને અંતસ્થ 'ય' 'ને'

'જ' થયો છે. આવ્યો.........હરવા—નિરર્થક જન્મ લઇને ત્હેં ત્હારી માને વિના કારણ વૃદ્ધ બનાવી છે. બીજો પાઠ 'ચીત હરવા' છે–(चित्त–મન) સરખાવો—"જનની જણજે ભક્તજન, કાં દાતા કાં શૂર; નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર."

૧–૫ સમ્યક–બરાબર, યથાર્થ રીતે. બીજો પાઠ 'તારકમંત્ર'–તારનાર મંત્ર ( સં. त्रै ધાતુ ઉપરથી; સરખાવો 'ગાયત્રી' શબ્દ)–મંત્ર ગાનારને તારનાર. ભવસાગર તારે—સંસારને સાગરનું રૂપક બહુ સામાન્ય રીતે કવિઓ આપે છે.

૧-૬ જગન-( સં. यज्ञ ) હવન, હોમ. આ કડીનો ભાવાર્થ એવો છે કે દેહકષ્ટ સાથે અનુષ્ઠાનને એક પલ્લામાં મૂકીએ અને બીજામાં રામનામને મૂકીએ તો રામનામ વધે. તેથીજ ટૂંકો ઉપદેશ છે કે ' ब्रह्म सत्यं जगन्मिथ्या ध्येयो नारायणो हरिः । '

૧–૭ ભક્તિ–( सा परानुरक्ति रीश्वरे-શાંડિલ્ય સૂત્ર ) ઇશ્વર પ્રત્યે સંપૂર્ણ અનુરાગ તે ભક્તિ; ઇશ્વરનાં ગુણ કીર્તન ઉપર ભાવ રાખવો તે પણ ભક્તિ. નવધા–ભક્તિના નવ પ્રકાર કહ્યા છે–શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન. વેદ–ઋષિઓએ અધ્યાત્મ જ્ઞાનના ચિંતનનું ફળ મંત્રોમાં લખી રાખ્યું છે તે; તે ચાર છે—ઋક્ (યજુસ્) સામ અને અથર્વ. પુરાણ–માં સૃષ્ટિની ઉત્પત્તિ, મનુનાં વંશવર્ણનનો ઇતિહાસ અને અવતાર કથાઓનો સમાવેશ હોય છે. ધ્યાવા– ( સં. ध्यै ધાતુ ) ધ્યાન કરવાને. શ્રવણ ભક્તિ-નવધા ભક્તિમાં પ્રથમ ગણના શ્રવણ ભક્તિની છે. ભાગવત માહાત્મ્યમાં શ્લોક છે કેઃ— " यत्फलं नास्ति तपसा न योगेन समाधिना । तत्फलं लभते सम्यक् कलौ केशव कीर्तनात् ॥ " શિરોમણ–(शिरस् + मणि) માથાના મણિ જેવી, શ્રેષ્ઠ.

૧-૮ ભારદ્વાજ–ચંદ્રવંશી ભરતના પુત્ર; સપ્ત ઋષિમાંના એક. સનકાદિક–સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર એ ચાર બ્રહ્માના.

પુત્રો સનકાદિકને નામે ઓળખાય છે એમણે બાપ પાસે વર માગ્યો હતો કે અમે હમેશાં પાંચ વર્ષના જ રહીયે જેથી વિકાર થવા પામે નહિ. એક વાર એ ચારે વિષ્ણુને મંદિરે ગયા હતા; પણ દ્વાર આગળ જય અને વિજય નામના બે પોળીયાઓએ એમને અટકાવ્યા; તેથી બાલક ઋષિઓએ ત્હેમને પૃથ્વી પર પડવાનો શાપ દીધો. રાવણ કુંભકરણનો જન્મ, આ શાપને લીધે થયો હતો. શંકર-( शं-ભલું कर-કરનાર ) શિવ એ મહા વૈષ્ણવ છે. નરસિંહ મહેતા, ગોપનાથ મહાદેવ પાસે ત્હેમની વ્હાલામાં વ્હાલી વસ્તુ આપવાનો વર માગે છે ત્યારે શંકર ત્હેમને શ્રી કૃષ્ણનો રાસ દેખાડે છે શુખી-શુકદેવ; મહાભારતકાર વ્યાસના પુત્ર-એ ગર્ભજોગી કહેવાય છે. એમણે પરીક્ષિતને સાત દિવસમાં ભાગવત સંભળાવ્યું હતું. પરમ-ભાગવતોમાંનું એમની ગણના થાય છે. બીજો પાઠ 'શેષ' છે પણ પરીક્ષિત સાથે શુક જ સંભવે તેથી એ સ્વીકાર્યો નથી. પરીક્ષિત-અર્જુનના પુત્ર અભિમન્યુના પુત્ર; કલિયુગના પ્રારંભમાં એ થઇ ગયા (વ્યુત્પત્તિ માટે જૂનો અમારી સુદામાચરિત્રની આવૃત્તિ ) એમને શમિક ઋષિના પુત્ર શૃંગીનો શાપ થયો હતો કે સાતમે દિવસે ત્હમારું મૃત્યુ સર્પદંશથી થશે. એટલે એમણે એ સાત દિવસ ભાગવત-કથા સાંભળી, પવિત્ર થઇને દેહ છોડયો ને મુક્તિ પામ્યા. જન્મેજે-જન્મેજય, પરીક્ષિતનો પુત્ર એણે તક્ષક નાગના વંશથી પિતાનો નાશ થયેલો જોઇ મ્હોટો સર્પસત્ર આરંભ્યો; અને એમાં નવ કુલના નાગને હોમવા માંડયા: તક્ષક ઇંદ્રને શરણે જઇ બચ્યો. વ્યાસના શિષ્ય વૈશંપાયને મહાભારતનાં અઢાર પર્વ એમને સંભળાવી, બ્રહ્મહત્યા નિવારણ કરી હતી.

૧-૯ કળજુગ-( સં. कलियुग ) સત્ય, દ્વાપર, ત્રેતા અને કલિ-એ ચાર યુગમાં છેલ્લો. કલિયુગનું વર્ણન નળાખ્યાન કડવું ૨૮ ટૂંક ૩૦-૩૧ માં આપેલું છે. કળજુગ મહ્યે સાધન-સરખાવો— " कलौ तु केवला भक्ति ब्रह्मसायुज्यकारिणी । " સાધન-ઉપાય. જનુની જઠર-માતાનું ઉદર; સરખાવો " पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम्। भज गोविंन्दम् । "

૧-૧૦ **અષ્ટાદશ પુરાણ**—પુરાણ અઢાર છે; બ્રહ્મ, પદ્મ, બ્રહ્માંડ અગ્નિ, વિષ્ણુ, ગરૂડ, બ્રહ્મવૈવર્ત, શિવ, લિંગ, નારદીય, સ્કન્દ, માર્કંડેય, ભવિષ્યત્, મત્સ્ય, કુર્મ, વરાહ, વામન ને ભાગવત. **કવિ-વાણીનો વિસ્તાર**-આ પુરાણ કથાઓના પ્રસંગોનો આધાર મળવાથી કવિઓની વાણી વિસ્તાર પામી શકી છે જો આર્યવર્તનાં રામ અને કૃષ્ણ જેવા આદર્શ પુરુષો થવા પામ્યા ન હત તો કવિઓને બીજો કોઇ સુન્દર વિષય વર્ણવવાને નહોતો ભાગવત ને રામકથા—અઢાર પુરાણોમાં મુખ્ય અને ' મહાપુરાણ ' કહેવાતું ભાગવત; અને આદિ કવિનું રચેલું રામાયણ—એ બે વીર કથાઓ આર્ય પ્રજાનાં હૃદયમાં આજે પણ ઘર કરીને રહી છે.

૧-૧૧ **વલણ**— ( **સં वल्, वलन** ) કડવું પૂરું થવા આવે તે વખતે ઉપસંહારમાં છેલ્લી ટુંકનું છેલ્લું ચરણ ઉલટાવી ( આથીજ કેટલાક કવિઓ વલણને બદલે ' ઉથલો ' શબ્દ મૂકે છે. ) ' વલણ ' કરવામાં આવે છે. બધું વાળી લેવામાં—સમેટી લેવામાં આવે તે વલણ. કેટલાંક વલણમાં નવું કડવું શા વિષયનું આવવાનું છે ત્હેનો પણ નિર્દેશ કરેલો હોય છે.

---

## કડવું ૨ જું.

૨-૧ **શતકોટિ રામાયણ-લીલા**—રામ કથાનાં જે નવાં નવાં વર્ણનો ઇતિહાસ અને પુરાણોમાં આપેલા છે ત્હેમાં વર્ણવેલી લીલા. એકલા સંસ્કૃતમાંજ ૮૬ રામાયણો આજે હયાતીમાં છે; સરખાવો ગિરધર, 'શતકોટિ રામાયણ કરી, વાલ્મિક મુનિએ સાર.' જો શતકોટિ અને રામાયણ-લીલા એમ બે શબ્દો લઇયે તો **શતકોટિ**—સો પ્રકારની સો જાતની રામાયણલીલા એમ અર્થ થાય. **જુધકાંડ**—રામાયણના સાત ભાગ કર્યાં છે તે દરેકને કાંડ કહે છે. 'કાંડ' એટલે વૃક્ષનું ડાળખું, પેરણઓ (પર્વ)—તે સાત છે બાલકાંડ, અયોધ્યાકાંડ, અરણ્યકાંડ, કિષ્કિંધા કાંડ, સુંદરકાંડ, યુદ્ધકાંડ અને ઉત્તરકાંડ. **સંખેપે**-( **સં. संक्षिप्त** ) ટૂંકામાં. **રણજગન**—( **रणयज्ञ** ) રણ એજ યજ્ઞ; અથવા રણરૂપી યજ્ઞ. **જુગતે**- ( **સં. युक्त्या** ) યુક્ત રીતે, ઘટતી રીતે.

૨-૨ આ ટૂંકથી ટૂંક ૬ સુધીમાં, પહેલા પાંચ કાંડમાં આવી ગયેલી રામલીલાનો સાર આપ્યો છે. માતપિતા— દશરથ અને કૈકેયી. આ ટૂંકમાં અયોધ્યાકાંડ, ત્રીજીમાં અરણ્યકાંડ, ચોથીમાં કિષ્કિંધા અને પાંચમીમાં સુંદરકાંડ એમ દરેક કાંડનું સૂચન બહુજ ટૂંકા શબ્દોમાં કવિએ કર્યું છે. છઠ્ઠી ટૂંકથી કવિ કાવ્યનો વિષય હાથમાં લે છે.

૨-૪ પદ્મ—સો કરોડ. વાનર સૈન્યની સંખ્યા અઢાર પદ્મની હતી; ત્હેની ગણના માટે જૂવો કડવું ૧૮. વિમાસ્યું-( वि+मृश् ) વિચાર કર્યો; અંહી ધાતુનો મૂલ અર્થ સચવાઇ રહ્યો છે. દધતસંઘાર— ( दैत्यसंहार ) રાક્ષસોનો નાશ; અંહી અલ્પપ્રાણ 'દ' નો 'ધ' થયો છે. સુગ્રીવ—કિષ્કિંધાનો રાજા, વાલીનો ભાઇ. વાલીએ એનું રાજ્ય અને સ્ત્રી તારાને લઇ લીધાં હતાં, એટલે એ રામને મળ્યો. રામે વાલીને મારી તારા અને રાજ્ય અપાવ્યાં. એટલે સીતાની પ્રાપ્તિ માટે રામ સાથે પોતાના સૈન્ય સહિત એ આવ્યો અને રાવણ સાથે યુદ્ધ કર્યું. સુગ્રીવે મિત્ર તરીકે રામને સીતા મેળવવામાં સારી મદદ કરી હતી.

૨-૫ સમુદ્રપાજ-( सं. पालि-ली ) પાળ, પાજ. અંગદ–વાલીનો પુત્ર, બૃહસ્પતિનો અવતાર. હનુમાન સાથે દક્ષિણમાં સીતાની શોધ કરવા એ ગયો હતો. રામના તરફથી રાવણ કને એ વિષ્ટિ લઇ ગયો હતો, અને તે વખતે રાવણ-સભામાં બહુ પરાક્રમ બતાવ્યું હતું. એ બહાદુર સેનાપતિ હતો. વષ્ટિ-( सं. विष्टि; विष् જવું ધાતુ ઉપરથી ) સલાહનું કહેણ; કવિ સામળભટે અંગદવિષ્ટિનું સુન્દર કાવ્ય રચ્યું છે. મળવાની વાત ના બાંધી–સીતા મળવાની વાત સ્વીકારાઇ નહી, વિરોધ-વારતા વિરોધની, વેરની વાત.

૨-૭ અંહીથી રણનું યજ્ઞ તરીકેનું રૂપક શરૂ થાય છે. આખા કાવ્યનું નામ આ રૂપકશ્રેણિ ઉપરથી જ કવિએ પાડયું છે. કવિ વજીયાકૃત ' રણજંગ ' નામના અત્યાર સુધી અપ્રસિદ્ધ કાવ્યની સં ૧૭૪૦ માં લખેલી પ્રત મળી આવી છે, ત્હેનું નામ પણ પ્રેમાનન્દે જ્યારે સં. ૧૭૪૧ માં આ કાવ્ય રચ્યું ત્યારે વખતે ત્હેમના સાંભળવામાં આવ્યું હોય એમ

સંભવિત અનુમાન નથી. સંસ્કૃત વેણીસંહાર નાટકમાં યુદ્ધને 'રણયજ્ઞ' ાે છે; અને હેનું આખું રૂપક પહેલા અંકના ૨૫મા શ્લોકમાં તાવ્યું છે. ( જૂવો પ્રસ્તાવના. )

યજ્ઞમાં જેમ યજ્ઞસ્તંભ રોપાય છે, વેદિ રચાય છે, આચાર્ય નીમાય , યજમાન દીક્ષા લે છે, ઉપહાર-ભેટ સંબંધીઓ તરફથી આવે છે, રવા વડે ઘી હોમાય છે, કંદમૂળની આહુતિઓ અપાય છે, પશુ-મહિષ ને અજનાં બલિદાન દેવાય છે, મનુષ્યહોમ થાય છે, યજ્ઞકુંડમાં અગ્નિ પાય છે, હેની જ્વાલાઓ ઉઠે છે, અને પવનથી તે અગ્નિ પ્રજ્વલિત ાય છે, શ્રીફળથી પૂર્ણાહુતિ થાય છે અને છેવટે કામના પરિપૂર્ણ થાય તેમ—અંહી રણયજ્ઞમાં રણસ્થંભ તે યજ્ઞસ્તંભ, રણભૂમિ તે વેદિ, મ તે આચાર્ય, વિભીષણ તે દીક્ષિત યજમાન, હનુમાન તે ઉપહાર ાવનાર સંબંધી, બાણ તે સરવા, રાક્ષસપરિવાર તે ઘી, મંત્રી તે દમૂળ, રાવણપુત્રો તે તલજવ, કુંભકરણ ને અતિકાય તે મહિષ અને ાજ, ઇંદ્રજીત તે હોમવાનો પુરૂષ, ક્રોધ તે અગ્નિ, બધું બાળી નાખતી વાળા તે જાનકી, એને મદદ કરનાર પવન તે લક્ષ્મણ, રાવણનાં દશ ાશ તે શ્રીફલ અને યજ્ઞના ફળરૂપ છેવટની પૂર્ણ થવાની કામના તે રનું કાર્ય—એમ અંહી રૂપકપરંપરા કવિએ ગોઠવી છે.

નિધિત્રટ—( સં. तट ) સમુદ્રનો કાંઠો. ગુજરાતીમાં કેટલાક બ્દોમાં 'ત' સાથે 'ર્' ઉમેરી બોલાય છે; જેમકે ત્રાડે, ત્રડ, દ્રોડવું, કલા વગેરે. આચારજ—( आचार्य ) ગુરૂ.

૨-૮ દીક્ષા—વ્રત માટે નિયમ લેવા તે. સરૂવે હોમ્યા ( સં. ાવ ) લાકડાની કડછી જેવું, જેનાથી ઘી હોમાય છે તે. હૂતદ્રવ્ય- ામવાની વસ્તુઓ.

૨-૧૦ મહિખ—( સં. महिष ) પાડો. 'ષ' નો 'ખ' થા છે. પશુહોમનો ધ્વનિ આ લીટીમાં છે. અજ—બકરો.

૨-૧૧ બત્રીસ લક્ષણો—પુરુષનાં બત્રીસ લક્ષણ કહેવાય છે; તે માં પશુઓના ખાસ ગુણ ઉપરથી નક્કી કરાયાં છે; જૂવો નર્મકવિતા અકેકો સિંહ બગ તણો, કુકડાના તો ચાર; ત્રણ વળી ગધ્ધાનાં કહ્યાં, િચ કાગનાં ધાર. પુરૂષ મોર કુતરા તણા, ષડ્ગુણ હોતાં થાય; પૂર્ણ

બત્રીશ લક્ષણો, જેથી જન શોભાય." શ્રીફળ-નારીયળ પુરશ્ચાકૃતિ-યજ્ઞ પૂરો થતી વખતે આપવામાં આવતું છેવટનું મ્હોટું બલિદાન. જાગ-( यज्ञ ) હોમ. અહીં 'જ્ઞ' માંથી એક વ્યંજન લોપ થઇ 'ગ' નો પૂર્વસ્વર 'અ' દીર્ઘ થયો છે; અને 'ય' નો 'જ' થયો છે.

---

## કડવું ૩ જું.

૩-૧ ક્રોધે શરીર રહ્યાં છે તપી—ક્રોધથી રાતાપીળા થઇ ગયા છે; મ્હોં ઉપર લોહી તરી આવ્યું છે. સેનાપતિ-સરદાર. નીલ-અગ્નિનો પુત્ર; રામને સહાય કરનાર પાંચ વાનર—નાયકોમાંનો એક.

૩-૨ વિનતિ—( वि+नम् ઉપરથી )-પ્રણામ; વિનંતિ સં. विज्ञप्ति પ્રા. विण्णत्ति ઉપરથી થયું છે. નલ-વિશ્વકર્માનો અવતાર; એણે સાગર ઉપર સેતુ બાંધ્યો હતો; વાનરનાયકોમાં એ યૂથપતિ હતો.

૩-૩ શ્રીરંગ—( સં. श्रीः+अंगम् )-લક્ષ્મીના અંગરૂપ વિષ્ણુ-અહીં રામ. મરજાદા—સાંકળે-( मर्यादाशृङ्खला ) હદ, માઝા, આમન્યા એજ જાણે સાંકળ ( કર્મધારય ). કપિકુંજર-કપિઓમાં શ્રેષ્ઠ; અંહી 'કુંજર' શબ્દ શ્રેષ્ઠતા બતાવવા વપરાયો છે, સરખાવો—"स्युः उत्तरपदे व्याघ्रः पुंगवर्षभकुंजराः । सिंह-शार्दूलनागाद्याः पुंसि श्रेष्ठार्थगोचराः॥" લોહસાંકળે...બળે-જેમ લોખંડની સાંકળથી બંધાયલા હાથી ( માતંગ ) મહામહેનતે ( બળે ) દબળમાં રહે, તેમ હે રામ! ત્હમારી આજ્ઞારૂપી હદમાં પૂરાયલા શ્રેષ્ઠ વાનરો મહા મહેનતે બંધાઇ રહ્યા છે. અલંકાર ઉપમા.

૩-૪ ફ્રુટયા—( સં. च्यु ઉપરથી ફ્રુટવું, છાંડવું શબ્દો થયા છે; પરંતુ વછૂટું શબ્દ विसृष्ट ઉપરથી થયો છે )-છૂટેલા. ભાંજે-( तं भञ्ज् ભાંગવું )-ભાગે. ફ્રુટયા...હેરી તેમ-અલંકાર ઉપમા.

૩-૫ પ્રતિબોધ—સલાહ. કૂંક ૫ થી ૭ સુધી કવિએ રામ

ના ટંકારની અસર વર્ણવી છે અલંકાર અતિશયોક્તિ. 'ધ્રૂજ્યો' મહેલે બીજો પાઠ 'ઉધડક્યો' છે–ઉછળ્યો, ખળભળ્યો એમ અર્થ થાય. નંદ મામેરામાં આ શબ્દ વાપરે છે-'ઉધડકી ઉઠીયો વેગે દ્રુપતિ."

૩–૬ દિગ્ગજ—એકેકી દિશા ઉચકી રાખનાર હાથી, ચાર દિશા ચાર ખૂણાના મળી આઠ છે. દિક્પાળ–ચાર દિશા, ચાર ખૂણા, કાશ અને પાતાળ મળી દસ દિશાઓ થઇ ત્હેના અધિષ્ઠાતા દેવ. તે પાતાળ–અતલ, વિતલ, સુતલ, તલાતલ, રસાતલ, મહાતલ અને તાલ. ડોલ્યા...પાતાળ–આ વર્ણન સૌ કવિઓને મન સામાન્ય છે; મ્હોટો પ્રસંગ, કડાકો, યુદ્ધ કે એવું વર્ણવવું હોય ત્યારે આ જ શબ્દો એકદમ વાપરવામાં આવે છે. સંઘાસન–( सिंहासन ) કના અંગવાળા આકારનું આસન (મધ્યમપદલોપી). ધ્વજ...પતન–ને માટે આ અશુભ ચિહ્ન છે. સરખાવો ઓખાહરણમાં જ્યાં સુરની 'ધ્વજ ભાંગી પડી રે, તે તો આફ્રી અકસ્માત.' કડવું ૨૩–૧૧ ગર્ભપાત–( गर्भपात ) ગર્ભ ગળી ગયા.

૩–૭ માનશુકન—( સં. शकुन ) અપશુકન.

૩–૮ પ્લવંગ–( प्लवेन गच्छति असौ ) કુદકાથી જાય છે વાનર; બીજો પાઠ 'પન્નગ' છે. ( पन्नम् अधोमुखं गच्छति ) નીચે મ્હોંએ જનાર સર્પ, શેષાવતાર હોવાથી અંહી લક્ષ્મણ. ત્યા–( उद्+पत् કુદવું ) કુદ્યા, ઉછળી પડ્યા. હૂકલી–હોંકારા . ચોહોપાસે–( સં. चतुर्+पार्श्व બાજુ )–ચારે બાજુથી. ઘેરો–( ઘેરવું ઉપરથી ) વીંટી વળો. લંકા ગામ–લંકા આખો બેટ એમ ઉલ્લેખ અંહી થતો નથી. 'લંકા નગરી'નું રાજ્ય એમ રીતે બોલાય છે. પહેલાંના વખતમાં city kingdom ની હતી; નગરને ફરતો કોટ રહેતો ત્હેનું અંહી સૂચન છે.

૩–૯ પોળ—( સં. प्रतोली; જૂની ગુ. માં 'પોલિ' વપરાયો

છે. અનાદિ તૂનો લોપ થયો છે ). જંઢામાં પેંસવાના મુખ્ય દરવાજા. કોટ–( સં. कोष्ठ ) ફરતી દીવાલ. કાંગરે–( ફા. कंगुरो ) ગઢના ઉપલા ભાગ ઉપર ગોળ, ચપટું અને ઉપરથી અણીવાળું જે ચણતર હોય છે તે. સરખાવો—સુદામાચરિત્ર, ' મણિમાણેક જડયાં કાંગરે. ' ઝોકી–જોસ ભેર તૂટી પડી ( ઝૂકાવવું ઉપરથી ). ચોકી–( સં. चतुष्कं; પ્રા. चउक्कु ) ચોપાસ ખુલ્લી જગામાં બેસાડેલા પહેરેગીરો.

૩–૧૦ કોટાનકોટ—( સં. कोटि+अनु+कोटि ) કરોડો, અસંખ્ય. કૂદે–( સં. कुर्द् કૂદવું ); ગુજરાતીમાં कुर्द् નો र् લોપાવાથી પૂર્વસ્વર ઉ દીર્ઘ થયો છે; તેવી જ રીતે मुञ्च् નું મૂકવું થાય છે. પછાડે પૂંછ વજાડે ગાલ–અંહી સ્વભાવોક્તિ છે; વાનરોનો ટીખળી અને ઉછાંછળો સ્વભાવ અંહી ધ્વનિત કર્યો છે; સરખાવો સુદામાચરિત્ર, ' પાડે તાળી વજાડે ગાલ '.

૩–૧૧ ત્રાડે—( ત્રાસ+રાડ, ત્રાસથી રાડ પાડે ) અંહી तड्-ताड् મારવું એ ધાતુ છે. ત્રોડી પાડે–( સં. त्रुट् તોડવું ) અંહી મૂલ અકર્મક ધાતુ ગુજરાતીમાં સકર્મક થયો છે. છજાં–( પ્રા. सज्जिओ, સં. सज्ज-पुरस्कृतम् )–ઘરનો આગળ પડતો ઝૂલતો ભાગ. ઝરુખા–( ફા. दरीचह ) બારીનો ઝૂલતો ભાગ. નાખે–( नि+अस्–ફેંકવું ઉપરથી ) ફેંકે. તરુવર–(तरु+वर) ઝાડ.

૩–૧૨ ભૂંભાણુ—( સં. ब्रू બોલવું; ભૂંભાટ, ભૂંમાટો, ભૂમ પણ આ ધાતુ ઉપરથી બન્યા છે ) બૂમરાણ. પ્રહસ્ત–રાવણનો મુખ્ય મંત્રી.

૩–૧૩ અંહી રાવણને સિંહ સાથે અને રામસેનાને શિયાળ સાથે સરખાવી કવિએ પ્રધાન કને વાનરોનો તુચ્છકાર કરાવ્યો છે. અલંકાર ઉપમા.

૩–૧૫ ઘાણ—( સં. घात,हन् હણવું ઉપરથી; પ્રા. घायण) –નાશ કરું, છુંદી નાખું. દશકંધર–દશ ડોક–ગરદન છે જેને

એવો ( બહુવ્રીહિ ). રાવણને દસ માથાં હતાં એમ પુરાણકાળની કલ્પના છે. વાલ્મીકિ રામાયણમાં એકકે ઠેકાણે એવો ઉલ્લેખ નથી. જેમ સિંહને ' પંચાનન ' કહે છે તેમ રાવણને બે સિંહના જેટલો બળવાન કહેવાને માટે ' દશાનન ' કહ્યો હોય એમ સંભવે છે.

---

## કડવું ૪ થું.

૪-૧ ટોપ—માથે પહેરવાનું પોલાદનું બખ્તર; સરખાવો ઓખાહરણ, ' એને ટોપ કવચ બખતર, તમારે અંગે પીતાંબર '.

૪-૩ સુભટ—લડવૈયા. મજરો-( ફા. મુજરો ). પ્રણામ; પગે લાગવું, સરખાવો ' મજરો લઇ મજ રોગ લે હરી '. રાણીજાયા (ષષ્ઠી તત્પુરુષ ) રાજકુમારો.

૪-૪ અશવાર—( સં. अश्ववार ) ઘોડે બેસનાર.

૪-૫ વારુણીપાન—મદિરાપાન. મોળીયાં-માથે બાંધવાના ફેંટા; સરખાવો, 'એનું મોળીયું કસુંબા ભાતનું, વહાલો પહેરે પીતાંબર ચીર ' ભીને-( સં. अभ्यञ्जन, अभि+अञ्ज् આંજવું ઉપરથી) ચકચકતું; તેજ મારતું.વાન-(સં. वर्ण) શરીર; સરખાવો 'સોળે સાન, વીસે વાન '

૪-૬ અવનવાં-(સં. अभिनवकं; प्रा. अव्हिनवउं–अव्हन-वउं ) નવાં; બીજો પાઠ 'નવઘરાં'–( नव+घट्-ઘડવું )–નવાં ઘડેલાં; 'નવઘડ' શબ્દ પણ વપરાશમાં છે.

૪ ૭ દુગદુગી–એક જાતનું ગળાનું ઘરેણું; સરખાવો પ્રેમાનંદ—દશમ–" ચૌદ રત્નમાળા મધ્યે એક દુગદુગી, મધ્યે મોતી લળકે ગોપીનાથ રે.' વીંટી–( સં. वेष्ट् વીંટવું ઉપરથી ) આંગળીને વીંટનારું ઘરેણું. કભાય–અંગરખું.સરખાવો ચંદ્રહાસ આખ્યાન ક.૧૫-૧૯"એવે એક કભાયની કસે,કાગળ બંધન દીઠો." ઉપરણી–( સં. प्रावरणकं; प्रा. पावरण

उं-पाउवरंणउं, ઉપરણું વ્યત્યય થવાથી.) વધારાનું ઓઢવાનું જરકશી—( ફા जर सोनुं; અરબી कसब સોનારૂપાના તા જરીયાનના.

૪-૯-૧૦ આ કડીમાં હથીયારનાં નામ ગણાવ્યાં છે. આયુધ ગણાય છે; ત્હેનાં નામ માટે જૂવો ટીકા. કડવું ૧૩—૮ ભીંડમાળ-એ સરખાવો દશમ કડવું ૧૭ 'જેમ ટોહો ફેરવે ભીંડમાળ, તેમ ફેરવીયું બાળ."

૪-૧૧ પાખર-( હેમ-દેશી. पक्खरा; સં. पक्षर ) ઘોડાનું બખ્તર. શાકર-ઘણું કરીને બોચી વગેરે ઢંકાય એવો ટોપ ( પ્રાચીન કાવ્ય ). જીવ-અંગ-રખી-( સં. रक्षकं પ્રા. रव ઉપરથી? ) બખ્તર

૪-૧૨ સંપુટ-( सम्+पुट પોલાણ, બખોલ ) હાથનો કૂકડી-ગોળગોળ ફરવું.

૪-૧૭ બત્રીસા-દાંત; સરખાવો કહેવત 'બત્રીસીએ ચડવું'.

૪-૧૯-૨૦ આ ટૂંકોથી, વાંચનારને કમકમાટ ઉપજે છે જુગુપ્સા થાય છે; તેથી બીભત્સ રસનું વર્ણન થયું છે. સળકે સરપ સરખી-જીભનું સળકવું સાપના અથવા ત્હેની સળકવા સાથે સરખાવાયું છે; તેથી અલંકાર ઉપમા.

૪-૨૧ સરાણ-( સં. शाण; પ્રા. साण-स्राण )-ધાર કરવાનું પૈડું.

૪-૨૩ કટક-સૈન્ય; સરખાવો ઓખાહરણ, 'કામનીએ કટક દીઠું, ત્યારે થઇ એ નિરાશ.' તતબર-( સં. तत्पर ) તૈયાર તદ્ભવમાં પવર્ગનો ત્રીજો અક્ષર બ થયો છે.

## કડવું ૫ મું.

આ કડવા સાથે સરખાવો રામસેનાનું કડવું ૧૪ મું.

૫-૩ શુક અને સારણ એમ બે મંત્રી; જુઓ ક. ૧૫ ટૂંક ૧૬ અને ૪૯. પ્રાચીનકાવ્યમા 'શુકસારણ' એમ એક વચનમાં જ વાપરેલું છે તે બરાબર નથી.

૫-૭ નવકુલ નાગ-અનંત, વાસુકી, શેષ, પદ્મનાભ, કંબલ, શંખ-માલ, ધૃતરાષ્ટ્ર, તક્ષક અને કાલીય એમ નવ.

૫-૧૧ આપછરા-( સં. अप्सरस्: પ્રા. अच्छरा ) જળમાંથી ઉત્પન્ન થયેલી જાત. અહીં ઉચ્ચારશાસ્ત્રના નિયમથી 'સ્'નો 'છ' થયો છે.

૫-૨૧ પાટવી-(સં. पट्ट; રાજગાદી;દેશ્ય पट्टो મુખ્ય ઉપરથી)-યુવરાજ.

---

## કડવું ૬ ઠું.

અહીં આપેલું અશ્વવર્ણન વિસ્તારી અને રસમયું છે; વર્ણન-વિસ્તાર ઘોડાના રંગ ( વર્ણ ) ઉપરથી, દેશ ઉપરથી, વેગ ઉપરથી અને બીજા કોઈ ખાસ ગુણ ઉપરથી કરેલો છે. અભિમન્યુઆખ્યાનમાં ૩૬ મા કડવામાં આવું કંઇક વર્ણન છે. ( કડી ૯-૧૦-૧૧ ) વછયામાંનું કડવું ૧૦ આ સાથે સરખાવવા જેવું છે. વર્ણન કેટલેક ઠેકાણે આપણને આજે અગમ્ય લાગે છે.

૬-૧ ગરવગેહેલો—(સં. गृहीत; પ્રા. गहियलो, घइलो.) અભિમાનથી ઉન્મત્ત. મશાણી—[સં. महा+साधन (ઘોડો) + इक; સરખાવો 'સાણી' કે ' સાની '—E syce ]—હાથી ઘોડાના સૈન્યનો ઉપરી અધિકારી—વાહનપતિ. કર્મણમંત્રી કૃત સીતાહરણમાં ' મસાહણી પૂતાર બોલાવું, ' ટૂંક ૨૪૭ તથા ' મસાહણી પાંડવ

બોલાવા ' છંદ ૨૫૯ માં એ શબ્દ વપરાયો છેઃ બીજો પણ વાપરે છે ' મસાંણી તેડાવીયો ' ( કડવું ૧૦ )–

૬–૨ વાજિન—( સં वाजिन्—બળવાળો )–ઘોડો (બહુવચન). તોખાર—[ ફારસી તવારીખમાં જેને તુખારીસ્તાન કહે છે તેનું અસલ નામ तुषार છે. ત્યાં બારે માસ હિમ પડે છે તેથી તે તુષારસ્થાન કહેવાતું. તે તરફનો ઘોડો तुकखार કહેવાય છે. ] ઘોડો. સરખાવો રાણકદેવીનો સોરઠો ' તરવરીયા તોખાર, હૈયું ન ફાટ્યું હંસલા '.

૬–૫ હંસહરણની જાત—કેટલાક હંસગતિના હતા; કેટલાક હરણના જેવી ફાળ ભરનાર હતા. અડાણા–(अ નહી; ફા. दानह् ડાહ્યા ) ઉન્મત. અબલખ–( અરેબીક अबलक् ) કાબરચિત્રા.

૬–૬ કલંકી—( સં कल्कि )–લીલો ઘોડો ( પ્રા. કા. કોષ ) કુમેદ–( ફા° ) લાલ રંગના. આભ–ઉડણ–આભ સુધી ઉડનારા. પંખાળા–જાણે પાંખો હોય એવા. ખગને પમાડે ખેદ–પક્ષીને પણ જાણે ઉડવાની શક્તિમાં એનાથી પાછા પડવું પડે ને ખેદ ( થાક ) થાય એવા—અતિશયોક્તિ.

૬–૭–૯ વૈતાળ–ભૂતની જાતના; વાયુસ્વરૂપ. વિજળોયા–(વિજળીના ઝબકારની જેવી ગતિ છે ત્હેવી ગતિવાળા– પન્નગા–સાપના જેવી ત્વરિત અને વાંકીચૂકી ગતિવાળા. પિરોજા—( ફા. ) આસમાની રંગના.

૬–૧૧ કેસરીલંકા–સિંહની કેંડ જેવી નાજુક હોય છે ત્હેવી કેંડ વાળા. ચિત્રવંકા–ચિત્તાના જેવા વાંકા વળી, કમાન કરે ત્હેવા. હરણપેં દે ફાળ–અલંકાર ઉપમા.

૬–૧૨ કેશી—( સં. केशिन् કેશવાળો ) કેશવાળી વાળો, અશ્વ. કરમને પાર–ઘણા સુંદર. આ વાક્યમાં ' ભાગ્યના અંતિમ ફળ જેવો'–એવો અર્થ પ્રચલિત છે.

૬–૧૩ ડુંગરીયા—પહાડ ઉપરના; ખરબચડી જમીન ઉપર પણ પગ ઠેરવીને દોડનાર.

૬-૧૬ ઉચ્ચિશ્રવાની જાતના—(સં. उच्चैःश्रवा-ઇંદ્રનો ઘોડો) આ જાતના અશ્વના કાન ઉંચા હોય છે.

૬-૧૮ મોહોરકે —ઘોડાને લગામ ઉપરાંત કાબુમાં રાખવાને ત્હેના મોંમાં જે નાખવામાં આવે છે તે. મખીયારડામાં-માંખીઓ હડે નહિ માટે ઘોડાને પહેરાવવામાં આવે છે તે.

૬-૨૦ તિમિર તેજે જાય-અલંકાર અતિશયોક્તિ-નંગના તેજથી અંધારૂં જતું રહેવું. જીન-( ફા. ) પલાણ; સરખાવો ગાયકવાડ સરકારનું રાજસૂત્ર ' જીન ધર જીન તખ્ત '.

---

## કડવું ૭ મું.

આ કડવામાં રાવણનો વૈભવ પરોક્ષપણે વર્ણાયો છે. રાવણને ભેટ તરીકે અથવા ખંડણીમાં જે જે ' હય, હસ્તિ, વાહન ' મળ્યાં છે ત્હેમાંથી પોતાના નાયકોને તે વહેંચી આપે છે. આ તથા ૧૪ મા કડવાનો ઢાળ એકજ છે; મામેરામાં "વડ સાસુ ઘણું ભારે માણસ, વળતી બોલ્યાં વચન-વહુજી "-નો ઢાળ આ'વોજ છે. પ્રેમાનન્દને આ ઢાળ ઘણો પ્રિય હોય એમ લાગે છે.

૭-૩-૪ અકાળ—મૃત્યુ—( સપ્તમીતત્પુરુષ; અથવા બહુવ્રીહિ) મૃત્યુનો કાળ આવ્યા વગર અકસ્માત મરવું તે. અયુત-દસ હજાર.

૭-૫ અંતરગતની વાત—(સં. अन्तर्गत) મનમાં ચિંતવેલી વાત.

૭-૧૦ જળમાં જોતા જાય—જળમાં પણ જેમની દ્દષ્ટિ પડે અને ત્હેમાં છૂપાયલો શત્રુ પણ પકડી શકે. ૭-૧૪ દીવીહાર-મશાલચી.

૭-૧૧ થી ૧૩ સુધી ચોરાશી કોટિનો સરવાળો થાય છે; તે ૪૨ કોટિ મંત્રીને વહેંચી આપતાં બબ્બે એમને ભાગે આવે છે.

૭-૧૬ સપ્ત દ્વીપ—પુરાણ પ્રમાણે પૃથ્વી સાત ભાગમાં વ્હેંચાયલી છે. ત્હેવો દરેક ભાગ દ્વીપ કહેવાય છે.-જંબુ (ભરતખંડ), પ્લક્ષ, શાલ્મલિ, કુશ, ક્રૌંચ, શાકલ, અને પુષ્કર.

૭-૨૦ પ્રાગજ્યોતિક—શાકલ દ્વીપની ઉત્તરનો પ્રદેશ. નરકાસુર ત્યાંનો રાજા હતો. મગધ-બિહાર અને બંગાળા મળીને થતા પ્રદેશનું જૂનું નામ. એ રાજ્યમાં જરાસંધ, ચંદ્રગુપ્ત, અશોક વગેરે રાજા થયેલા છે.

૭-૨૧ સિંગલદ્વાપ—સિંહલદ્વીપ, હાલની લંકા એ એક ઉપદ્વીપ છે. નેજા-( ફા. ) લુગડાનો કકડો-ધજા.

૭-૨૨ ખાસા—( ફા. खासतन् ઉપરથી )-ઘણાંવહાં; સરખાવો. ' દિવાન-એ-ખાસ ' 'ખાસ પાગા'; અને દલપતરામની ઉંદરની કવિતા 'ખાસાં કપડાં કરડી ખાય '.

૭-૨૪ મહારથી—એક હજાર યોદ્ધા સાથે એકલે હાથે લડી શકે એવો યોદ્ધો. અતિરથી—દસહજાર સાથે એકલે હાથે લડનાર.

---

## કડવું ૮ મું.

આ કડવામાં આવતા પ્રસંગ અને ઢાળ માટે સરખાવો. ' ઉત્તરા-સ્વપ્ન ' પ્રેમાનંદકૃત અભિમન્યુઆખ્યાન કડવું ૩૧; તથા તાપીદાસકૃત અભિમન્યુઆખ્યાન કડવું ૧૨.

૮-૧ વહયા નિશાને ધાય રે—નિશાન પ્રમાણે યોદ્ધાઓ પોતાની જગાએ ગોઠવાઇ આગળ ધસતા હતા. પ્રા. કા માં 'ધાય' એમ પાઠ છે, પણ તે અમને બંધબેસતો જણાયો નથી.

૮-૨ ધૂમસ ધૂંધળી—( સં. धूम-शिखा; પ્રા. धूमरी ) જાણે ધૂમસ પડ્યું હોય ને આછું આછું-અસ્પષ્ટ જણાતું હોય ત્હેવી. ધૂંધળી-( સં. धूम+अंध )

૮-૪ સ્વપ્નની યથાર્થતા અહીં કવિએ બતાવી છે; કારણ કે સ્વપ્નની વાત બધીયે સાચી પડે છે. ભવિષ્યના સાચા પડછાંયા અહીં જાણે પડયા છે. લ્હાય-( સં. अलातम; પ્રા. अलाय )-બળી જવું

તે. હનુમાન ખરેખર લંકા બાળે જ છે. સરખાવો ' લ્હાય લેવી ' ( દેવાળું કાઢવું ) માં લ્હાયનો અર્થ.

૮-૫ ચૂડલા—( સં. चूडा-કરભૂષણ ) સૌભાગ્યના શણગાર. કેશ અને ચુડા વગરની સ્ત્રી પતિના મરણની જ શાખ પૂરે છે; રાવણના વધથી ખરેખાત આવું જ બને છે.

૮-૬ ઉંટ ઉપર થઇ અસવાર-( સં. उष्ट्र, પ્રા. उट्ट ) ઉંટની સ્વારી મંગલકારી કહેવાતી નથી; સરખાવો ઉત્તરાસ્વપ્નમાં ' જાણે ઉંટ ઉપર બે જણુ બેઠાં, હું ને મારો કંથ રે '. કરેણુના હાર-(સં. कर्णिकार) જેનું બલિદાન આપવાનું હોય અથવા વધ કરવાનો હોય ત્હેને કરેણનો હાર પહેરાવતા. દક્ષિણ દિશા-યમ એ દિશાનો દિક્પાલ છે; અને પિતૃલોક તથા મૃત્યુનો સ્વામી છે તેથી એ દિશા અશુભ ગણાય છે.

૮-૭ પાધરા-(સં. प्रध्वर સીધ્ધું; पद्दरं હેમ. દેશી.) સીધ્ધું; સરખાવો 'પાધર થયાં રે પરદેશ ' નરસિંહ મહેતા. વંઠી –( સં. वि+नष्ट ) નાશ પામી. નવગ્રહ- નવ ગ્રહ; સોમથી રવિ સુધીના સાત ગ્રહ, રાહુ અને કેતુ.

૮-૮ તેત્રીસ કોટિ—કોટિ એટલે જાત, પ્રકાર; અથવા ગણવામાં માથાં કહીયે છીયે તે. ૧૨ આદિત્ય, ૧૧ રુદ્ર, ૮ વસુ, ઈંદ્ર અને બ્રહ્મા એમ મળી ૩૩; કોટિનો અર્થ અંહી 'કરોડ' થતો નથી. ધરાધર-ધરા-પૃથ્વીને ધારણ કરનાર શેષનાગ; લક્ષ્મણ શેષનો અવતાર હતા એમ પુરાણ-કલ્પના છે. સરખાવો નળાખ્યાન ' શકે ધરાધર વાસ લેવા, ચઢયો ચંદનવૃક્ષ. '

૮-૯ ત્ર્યંબક—શિવે જનકને આપેલું ધનુષ્ય. તોલ્યું તરણા સમાન-તરણું હોય એમ ઉચકી લીધું. ઉપમાલંકાર રૂપક. અંહી સીતા-સ્વયંવરને સંભારવામાં આવ્યો છે. મારિચ-રાવણનો મામો; સીતાને મોહ લગાડનારૂં સુવર્ણમૃગનું રૂપ લઇને આવનાર એ હતો; રામના બાણથી એ મર્યો હતો. ફરશુરામ-પરશુ ( કુહાડી ) જેનું પ્રિય શસ્ત્ર હતું એવા જમદગ્નિના પુત્ર; એ બહુ ઉગ્રસ્વભાવના હતા, રામ શિવ-

ધનુષ્યનો ભંગ કરીને સીતા પરણીને જતા હતા ત્યાં રસ્તામાં એ મળ્યા. એમનું બાણ રામને અસર કરી શક્યું નહિ; એટલે એમનો તેજોવધ થયો–એમનું બળ અને તેજ ઘટ્યાં. છતાં રામે ત્હેમનું સન્માન કરી જવા દીધા હતા. એ વિષ્ણુના આવેશ–અવતાર ગણાય છે.

૮–૧૦ **એકે વારે સપ્ત તાડ વેધીયા**—રામને સુગ્રીવ સાથે મૈત્રિ થઇ ત્હેનો અહીં ઉલ્લેખ છે. રામે સુગ્રીવને વાલી સ્હામે મદદ કરવા વચન આપ્યું ત્યારે સુગ્રીવને ત્હેમના બળનો ભરોંસો પડયો નહિ. તે વખતે રામે એકજ બાણે, પાસે હતા તે સાત તાડ વીંધી નાખી સુગ્રીવની ખાત્રી કરી આપી, અને ત્હેમની મૈત્રિ થઇ. **વાલ**—વાલી, કિષ્કિન્ધાનો રાજા, ઇંદ્રનો પુત્ર, સુગ્રીવનો ભાઇ. સમુદ્ર કિનારે એ એક વખત ધ્યાન ધરતો બેઠો હતો ત્યાં રાવણ ત્હેને પકડવા આવ્યો. એટલે વાલી ત્હેને પોતાની કાખમાં ઘાલી ફરી ધ્યાન કરવા બેઠો; અને ઘેર જઇ પોતાના પુત્ર અંગદને પારણે એને બાંધી મૂકયો. એટલો બધો એ જબરો હતો. **સાહેર**–( સં सागर; પ્રા. સાયર )–રામે લંકા જવા માટે સેતુ બાંધ્યો હતો તે પ્રસંગ. સરખાવો સામળભટ ' ક્યાં ચંદન ક્યાં મલીયાગરી, ક્યાં સાહેર ક્યાં નીર '. **તમો સહેજે ન બંધાયે પાળ**–રામે તો સેતુ બાંધ્યો, ત્હમારાથી એક પાળ સરખી બંધાઇ નથી–અહીં વિષમ અલંકાર થયો છે. આ લીટીના વિવિધ પાઠ મળી આવ્યા છે; છતાં ઘણા સ્પષ્ટ નથી. " તમો બાંધો સાજે પાળ ' ને મળતો પાઠ અભિમન્યુઆખ્યાનમાં કડવા ૧૯ માં છે–' તમો રામકૃષ્ણને સંભળાવો, જે પાળ બાંધે સાજે જી. ' ' તમો બાંધો સ્વત્વની પાળ ' નો અર્થ અગમ્ય છે.

૮–૧૧–**હનુમંત હાથીયો**—'હાથી' શબ્દ શ્રેષ્ઠતા બતાવવા વપરાયો છે. જૂવો કડવું ૩–૪. **હુકે**–હુકારા કરે; વાનરજાતિનો 'હુપ' જેવો ઉચ્ચાર કરે. **લટકે લગાડયું લંકા ગામ**–અહીં લ, લ સાથે આવવાથી શ્રુતિવૃત્તિ નામનો શબ્દાલંકાર થયો છે.

૮–૧૨ **ઘણું વાંકાં રામનાં બાણ**—ઘણું શબ્દ ક્રિયાવિશેષણ તરીકે પ્રેમાનન્દે ઘણી વખત વાપર્યો છે. **મૂછ**–(સં. श्मश्रु; પ્રા मस्सु);

મુછ મરોડવી એ અભિમાનનું એક ચિહ્ન છે. વાંકાં-(સં. वक्रकं; અપ. वंकउं ઉપરથી)

૮-૧૩ વાંકી વેળા-( સં. वेला-સમય ) વસમી, દુર્દશાની વખતે. બીજો પાઠ ' સુખ સમે સો સાર થાય '-સાર ( સં. सहकार -મદદ કરવી, તે ઉપરથી ) સાહાય્યના અર્થમાં વપરાયું છે.

---

## કડવું ૯ મું.

આ કડવામાં રાવણ પોતે ત્રિભુવનપતિ તરીકે પોતાનો વૈભવ જણાવી જાય છે. વસ્તુની સંપત્તિનું વર્ણન થવાથી અંહી ઉદાત્ત અલંકાર થયો છે. દેવને રાવણનાં દાસપણાં કરવાં પડે છે એ વર્ણન રાવણની સત્તા અને મહત્તાનું સૂચન કરે છે.

૯-૧-૨ મેઘાડંબર-( मेघ+आडंबर ) છત્રીવાળી અંબાડી. નિપાવે-( સં. निस्+पद्. નિષ્પન્ન કરે ) નિપજાવે, બનાવે. બુહારે-( હિન્દી-बुहारना ) વાળે.

૯-૩ વેદ બંદી ચાર-ચાર વેદ બંદીજનની પેઠે, આશ્રીતની પેઠે રાવણનું સ્તવન કરતા હતા. પ્રાજે-(સં. पराजय ) હાર પમાડવી. ' જય ' માં અ, અ સાથે આવવાથી છેલ્લા વ્યંજનનો લોપ થયો અને ' જ ' માં અ નો એ થયો છે.

૯-૪ જ્યોતિષિકાર-જોષીદાર. વિધિ-બ્રહ્મ; જૂવો અમરકોષ ' विधि र्ब्रह्मा विरंचि-' વાર તિથિ-રાજ અને શ્રીમંતોને ઘેર જોષી અને પુરાણીઓ સહવારમાં તિથિ વાર કહીને કંઇક દાન પામે છે, ત્હેનો ધ્વનિ આ વાક્યમાં છે. અંહી પ્રેમાનન્દના સમયના સમાજનું પ્રતિબિંબ છે.

૯-૫ કોણ માત્ર લક્ષ્મણ રામ-શી ગણત્રિમાં; આ વક્રોક્તિ છે. આ વાક્ય-રચના પ્રેમાનન્દને બહુ પ્રિય છે. સરખાવો નળાખ્યાન, ' તેહેના:

દુ:ખ આગળ યુધિષ્ઠિર, તાહારૂં દુ:ખ કોણ માત્ર'; સુદામાચરિત્ર. 'સુદામાના વૈભવ આગળ. કુબેર તે કોણ માત્ર ,' ઓખાહરણ, ' અનેકમાં એક કોણ માત્ર, હોરે હઠીલા રાણા '.

૯–૬ ક્ષોહણી—અક્ષૌહિણી; (**अक्षाणां रथानां ऊहः समूहः अस्ति अस्यां**) સૈન્યની એક સંખ્યા જેમાં અમુક હયદળ, પાયદળ, હાથી, રથ વગેરે હોય છે. દારુણ–ઘોર.

---

## કડવું ૧૦ મું.

આ કડવું પણ પ્રસિદ્ધ અને મનોરંજક છે. કવિએ અતિશયોક્તિના રંગ પૂરી હાસ્યની રમ્ય જમાવટ અંહી કરેલી છે. પ્રેમાનન્દીય શૈલીનું વિશિષ્ટપણું આ વર્ણનમાં સંપૂર્ણપણે ખીલી નીકળ્યું છે. ઘડીભર શ્રોતાઓ રાવણના યુદ્ધના ગંભીર પ્રસંગને ભૂલી જાય છે રાવણના બધા પાસા અવળા પડયા એટલે છેવટે પોતાના ભાઇને ' જાગોને ભાઇ ભીંડ પડી છે ' એમ કહી જગાડવા એ માણસો મોકલે છે. કુંભકર્ણને સીતાહરણની વાત પહેલ વહેલી આમ જાગ્યા પછીજ ખબર પડે છે, એમ વાંચી નવાઈ લાગે છે. વાલ્મીકિ રામાયણના યુદ્ધકાંડ–સર્ગ ૬૦ માં આવુંજ હાસ્યરસ યુક્ત અતિશયોક્તિવાળું વર્ણન આપેલું છે.

કુંભકર્ણની નિદ્રા સાથે ભાગવતમાં આવતા મુચુકુન્દની વાત સરખાવવા જેવી છે. કુરાને શરીફમાં સાત સુનારાની કથામાં તે સાત જણા હજી પણ ઉંઘે છે અને કયામત વખતે તે જાગશે એમ મુસલમાનોની માન્યતા આ સાથે જાણવા જેવી છે. કેટલાક કહે છે, લંકા પૃથ્વીની મધ્યરેખા ( equator ) પાસે હોવાથી અતિ તાપને લીધે ઉંઘવાનો એક જાતનો રોગ ત્યાં હતો; તેથી કુંભકર્ણની આવી નિદ્રા હતી.

૧૦–૧–૨ સોહાય—( સં. **शुभ्** )–શોભાય–શોભે. અંહી ' ભ ' નો ' હ ' થયો છે હંઢોળે— ( દેશ્ય–**ढंढुल्लइ** ) હાથ વડે ખૂબ હલાવે; શબ્દ અર્થસૂચક છે.

૧૦–૩–૪ શલ્યાપડ—( સં. **शिलापट** )–પથ્થર. મદનભેરમદ ઉપજાવનારી ભેરી (રણવાદ્ય). મેઘશબ્દે–મેઘના જેવા ઘોર ગંભીર સ્વરે.

૧૦–૬–૭ ટૂંક ૬ માં અતિશયોક્તિનો અવધિ (climax) બતાવ્યો છે. અઘોરી–[ સં. अघ+हर પાપ ( અઘ ) નું હરણ કરનારૂ; યોગી, તપસ્વી; અથવા अघोर એ શિવનું એક નામ છે, તે ઉપરથી.] હાલ આ શબ્દ હલકા અર્થમાં વપરાય છે.

૧૦૮– કપોલ માંહે—નાકમાંથી સર્પ ઉંચે ચડ્યા તે ગાલના વિશાલ પ્રદેશમાં ગુંગળાઇ ગયા; કંઇ નિકળવાનો રસ્તો ખોળતાં ખોળતાં કાનનું છિદ્ર જડી આવ્યું એટલે તે રસ્તે સર્પ બહાર નિકળી ગયા એમ કહેવાનો ભાવ છે.

૧૦–૯ વાજ આવ્યો—( અરેબીક वअज् વખાણના અર્થમાં; એનો વિરુદ્ધ અર્થ व्याधि ઉપરથી ત્રાસ બતાવવા યોજાયો સંભવે છે.) ત્રાસ પામ્યો; સરખાવો સુદામાચરિત્ર, ' પાપણીઓ તમને પરમેશ્વર પૂછશે, મુને કાં આણ્યો છો વાજ '.

૧૦–૧૦ અહીં કુંભકરણની સાત્વિક વૃત્તિનો ઉલ્લેખ થયો છે. રાક્ષસ હોવા છતાં કુંભકરણ બ્રાહ્મણ હતો. ' ઇંદ્રાસન ' માગતાં ' નિદ્રાસન ' મળ્યું તે ઉપરથી એ બડો તપસ્વી હતો એમ રામાયણ કહે છે. હેલામાત્રમાં—રમતમાત્રમાં.

૧૦–૧૧–૧૨ અંબાર—ઢગલો, સમૂહ. અલંકાર ઉપમા. મણિધર–સર્પ.

૧૦–૧૩ જાગીને કુંભકર્ણ પહેલાં અન્ન આરોગે છે; બીજું કશું પૂછતોજ નથી; અહીં કવિએ કુંભકર્ણનો નિરાંતવાળો સ્વભાવ ધ્વનિત કરી હાસ્ય ઉપજાવ્યું છે. આ કડીમાં બહુજ ઓછા શબ્દોમાં કુંભકર્ણ પાસે કવિ સમાચાર પૂછાવે છે,

૧૦–૩૪ એ ગત—આવી ગત થઇ તેથી. બીજા પાઠ, ' અગત્ય ' ' અગાધ ' ' આગત '–કરતાં પસંદ કરેલો પાઠ વધારે સ્પષ્ટ છે.

---

# કડવું ૧૧ મું.

કુંભકર્ણ ઘણો ન્યાયી લાગે છે. એણે રાવણની મહત્તાની જરા દરકાર કર્યા વગર પોતાનો મત સાફ જાહેર કર્યો છે. અંહી ભાષા ઘણી સચોટ છે. છેવટ 'હું મરણથી બીહીતો નથી, પણ મને દાઝ તારૂં હેતરે ' એમ છેલ્લી દલીલ કરીને એ ઉપસંહાર કરે છે.

૧૧-૧ કર ઘસી—હાથ ઘસી; નિરાશા બતાવવાનું આ એક ચિન્હ છે. ધૂણી-ધૂણાવી. ( અકર્મક ). તેં દૂભાયા ( હેમ-દેશી. दुहलो, સં. दुर्भग ઉપરથી. ) ત્હારાથી દૂભાયા. ઘર ઘાલ્યું-નુકશાન કર્યું; ભૂંડું સંકટ ઉભું કર્યું. સુદામાચરિત્ર, 'હજાર લાખ ટકાની ખોઇ, ઘર ઘાલ્યું ઘણીયાણી ' તથા દશમસ્કંધ અ. ૧૧ ' સ્ત્રીની પ્રીત શાની સ્વામી ઉપર, કોઇએક દહાડો ઘર ઘાલે. ' અંહી ધ્રુવપદ "વીરા તુંને શું કહું રે "-એ છાપેલી પ્રતમાં નથી. બળીયા સાથે બાથ-આજ ચરણ ઓખાહરણમાં કવિ વાપરે છે-' એ તો બળીયા સાથે બાથ, હોરે હઠીલા રાણા ' અલંકાર નિદર્શના. બીજો પાઠ બાકરી બાંધવી ( અરેબીક बाकर्-દયાળુ ) અનુરાગ બાંધવો: તે ઉપરથી શત્રુવટને આડાઇથી વધારવી એવો અર્થ થયો. સરખાવો પ્રેમાનન્દ અભિમન્યુ આખ્યાન-'તો તમારે શું વહવું, બાંધી બાકરી કૈરવ પર ચઢવું.'

૧૧-૨ ત્ર્યંબક હોતાં—અંહી કુંભકર્ણ રાવણને માનભંગ કરવા સીતાસ્વયંવરને સંભારે છે. ચંપાણા-( સં. चम्प्, હાલવું, જવું; ફા. चस्पिदन्, દાબવું, વળગવું ) ચંપાયા; ભૂતકાળનો કાઠીયાવાડી પ્રયોગ. કૃતઘ્ની--( સં. कृतघ्नी ) કરેલું ભૂલી જાય છે તે; નિમકહરામ. બીજો પાઠ ' કૃતઅંધ '-પોતાને કરેલા (ઉપકાર) તરફ જે અંધ થાય છે, એટલે ગણકારતો નથી તે.

૧૧-૩ સાગર-સેતુની વાત અંહી સંભારી છે. શલ્યા તારી: પુણ્ય સમાન-અલંકાર રૂપક. સરખાવો કહેવત ' રામ નામે પત્થર તરે. ' સાન-( સં. संज्ञा ) અક્કલ; ' સોળે સાન વીસે વાન. '

૧૧ ૪ ઘરૂણી-( સં. गृहिणी ) પત્ની; અહીં એકસરખા 'ઇ' સ્વર સાથે આવવાથી બોલતાં શ્રમ પડે છે તેથી અસવર્ણ સ્વર 'ઉ' થયો છે; જેમકે-માનુની (માનિની), જનુની ( જનની ). થયો વૃદ્ધને ન ગઈ કુટેવ-આણસ વૃદ્ધ થાય છે ત્યારે ત્હેના વિકાર શમે છે; છતાં રાવણના વિકાર શમ્યા નથી તેથી કુંભકર્ણ બોલ મારે છે; સરખાવો— 'भोगाशा जीवनाशा च जीर्यतोऽपि न जीर्यतः ।' કારણ છતાં કાર્ય ન થવાથી અલંકાર વિશેષોક્તિ.

૧૧-૫ જગત જીતી...કામ રે—જગત જીતે બધું જગતમાં રહેલું જીત્યું કહેવાય; અને તેથી કામ ન જીત્યો એમ કહીએ તો વિરોધ લાગે છે; પણ મન અને માનસિક વિકાર કંઇ જગત જીતવામાં આવી જતાં નથી તેથી ફક્ત વિરોધનો એમાં આભાસ છે; અલંકાર વિરોધાભાસ જેર કીધું-( ફા. જેર ) તાબે કર્યું. ક્રોધ ને કામ-મનના ૭ રિપુઓમાં કામ અને ક્રોધ મુખ્ય છે; બધા વિકારનાં એ મૂળ છે. સરખાવો ગીતા, " काम एष क्रोध एष रजोगुणसमुद्भवः । " શામકેશ ઉજવળ થયા-ઘડપણમાં કાળા વાળ ધોળા થયા છે, છતાં ત્હારૂં મન તો ત્હેવું ને ત્હેવું જ વિકારવાળું ( કાળું ) રહ્યું છે; કારણ છતાં કાર્ય ન થવાથી અલંકાર વિશેષોક્તિ.

૧૧-૬ ચંદ્ર વિના જેવી જામની-અલંકાર વિનોક્તિ-એકના વિના બીજું શોભે નહિ, એવું ચમત્કારિક રીતે વર્ણવ્યું હોય તો આ અલંકાર થાય છે. પરનારી જેવી પાવકજવાળા—અંહી ઉપમા અને રૂપકની સંસૃષ્ટિ છે

૧૧-૮ દાઝે હેત—( સં. दह्-दह्यते કર્મણિ; પ્રા. डह- डज्झइ; અથવા સં. दग्धकम् પ્રા. दड्ढउं-દાધુ-દાધ્યું )-લાગણી થાય. હેત-( સં. हर्ष-વ્હાલું, અપભ્રંશ हिज्जु જૂ. ગૂ. હેજ)-વ્હાલ.

૧૧-૧૦ જાણે હોય આપણી માત—આ વિચારથી જ જાણે જાનકી ઉપર અત્યાચાર કરતાં રાવણ અટકતો હતો. આ વિચારને લીધે કેટલાક લોકો અંહી કવિનો દોષ જૂવે છે. " રાવણના આવા મનુષ્ય-સ્વભાવથી વિરૂદ્ધ વર્તન માટે કેટલાક આદિ કવિ વાલ્મીકિનો દોષ

જૂવે છે; પણ એ તકરારોને અંહી જહુ સબળ ઉત્તર મળ્યો છે "—ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો પૃ. ૭૧.

૧૧-૧૧ આ ટૂંકના વિધવિધ પાઠ મળી આવ્યા છે. બીજા પાઠ ફૂટનોટમાં આપ્યા છે. અંહી રાવણનો દુરાગ્રહ અને અડગ ટેક ધ્યાનમાં રાખવા જેવાં છે; આ સાથે સરખાવો મહાભારતમાં દુર્યોધનનો એવોજ દુરાગ્રહ અને ટેક. રાવણ પાસે કવિએ જે કહેવરાવ્યું છે તે જરા વિચિત્ર લાગે છે. રાવણ સીતાને માતા જેવી દેખે છે; છતાં ચિત્ત ત્હેનામાંજ રહે છે, અને તે ચિત્ત ખસેડતાં પોતાને મરવુંજ પડે એમ એને લાગે છે.

૧૧-૧૨ કાલક—કાલિમા, કાળાશ. આ છેવટના વર્ણનથી કવિએ 'ભકર્ણના વિચારને સુન્દર પલટો દીધો છે અને ખૂબી આણી છે.

---

## કડવું ૧૨ મું.

૧૨-૧૨ અંહી કવિ રણયજ્ઞ ટૂંકાવ્યાનો ઉલ્લેખ કરે છે. યુદ્ધકાંડમાં આવતા બધા યુદ્ધપ્રસંગો અને લડાઇની રમઝટ કવિ વર્ણવતા નથી. ફક્ત એમાંથી રસભર્યા અને વીરરસથી ઓપતા પ્રસંગો વીણી કાઢી કવિએ કાવ્ય રચ્યું છે. તેથીજ એ કહે છે—"વર્ણનની યથાર્થતા તરફ ધ્યાન ન આપશો; પણ એમાં રામચરિત્રનો જે સાર આપ્યો છે ત્હેમાં ગાયેલું હરિનું નામ સંભારજો."

૧૨-૪ " હોરે હઠીલા રાણા " આ ધ્રુવપદ પ્રેમાનન્દ પહેલાંના કવિઓનાં કાવ્યોમાં પણ નજરે પડે છે. તેથી પ્રચલિત લોકગીતોમાંનું આ ચરણ કવિએ ઉપાડયું હોય એમ સંભવે છે. કવિ વજીયાના રણજંગના ૧૧ મા કડવામાં ' હઠ છાંડો આણી વાર, હઠીલા રાણા રે ' એમ ધ્રુવપદ છે. પ્રેમાનન્દના ઓખાહરણમાં લીંટી છે-' ઓખા કરતી કંથને સાદ, હો રે હઠીલા રાણા રે ' ક. ૨૯. એહેવાતન—સૌભાગ્ય. જૂવો સુદામાચરિત્ર ક. ૨-૧૫ ' એહેવાતણમાં એકજ ચૂડી '; દશમસ્કંધ કડવું ૫૭-' સર્પણી સહુ વલવલે, પ્રભુ આપો હેવાતન '. આપે...દાન—ત્હમે જીવીને મ્હારૂં સૌભાગ્ય અખંડ રાખો. અંહી

મંદોદરીના મુખમાં કવિએ આજીજીના શબ્દો મૂકયા છે. આ કાળ સાથે ઓખાહરણમાં અનિરુદ્ધને લડતાં વારતી ઓખાના બોલ સંભારવા જેવા છે.

૧૨-૫ **બળીયા સાથે ન ભરીયે બાથ**—જૂવો ક. ૧૧-૧; સરખાવો અભિમન્યુ આખ્યાન કડવું ૬–'બળીયા શું બકીયે નહી, વીરા વાહાલા રે; પર્વત શું ભીડે બાથ, વીરા વાહાલા રે.' અંહીથી રામસેનાના નાયકો અને રામ લક્ષ્મણ વગેરેના અવતારોની કલ્પનાનો પટ મૂલ રામાયણનાં પાત્રોનો દેવાયો છે. આ અવતાર-કલ્પના પુરાણકાલની છે. વાલ્મીકિમાં ત્હેને માટે આધાર નથી. ત્રિલોચનનાથ –સ્વર્ગ, મૃત્યુ, પાતાલ એ ત્રણ ભુવન ત્હેના ધણી–અંહી ભુવનમાં 'ઉ' નો 'ઓ' થયો છે. નૃસિંહ–ચોવીસ અવતારમાંનો ચોથો. હિરણ્યકશિપુના પુત્ર પ્રલ્હાદે ઇશ્વર સર્વવ્યાપક છે એમ કહ્યું ત્યારે વિષ્ણુ સ્થંભમાંથી કમ્મર સુધી સિંહરૂપે અને બાકીના ભાગમાં મનુષ્યરૂપે પ્રગટયા હતા; ને હિરણ્યકશિપુને માર્યો હતો. હિરણ્યકશિપુ–રાક્ષસ–જેને વિષ્ણુએ નરસિંહ અવતાર લઇ માર્યો હતો; પ્રલ્હાદનો પિતા. સનકાદિકનો શાપ જયવિજય નામના વિષ્ણુના દ્વારપાળને થયો હતો. આથી ત્હેમણે હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ તરીકે દૈત્યયોનિમાં જન્મ લીધો હતો.

૧૨-૬-**શેષનાગ**—લક્ષ્મણ–'ધરાધર'–જૂવો ક. ૮-૮.

૧૨-૯ **જાંબુવાન**—રામને સહાય કરનાર રીંછ; બ્રહ્માનો અવતાર. સીતાની શોધ કરવામાં સામેલ હતો. રામાયણના યુદ્ધમાં એણે ભાગ લીધો હતો. કૃષ્ણાવતારમાં પણ એ હતો. એની પુત્રી જાંબુવતીને શ્રી કૃષ્ણ પરણ્યા હતા. હનુમાન–કેસરી વાનરનો અંજનીથી થયેલો પુત્ર. ન્હાનપણથી એ પરાક્રમી હતા; જન્મીને ઉગતા સૂર્યને રાતું ફળ જાણી તે લેવા એ કૂદ્યા હતા. એટલે ઇંદ્રે વજ્ર માર્યાથી એમની હનુ–હડપચી ઉપર તે વાગ્યું ને ત્યાં ઘા થવાથી 'હનુમાન' કહેવાયા. સુગ્રીવના એ મંત્રી હતા. સીતાને અશોકવનમાં મુદ્રિકા આપી આશ્વાસન આપનાર એ હતા. એમણે અશોકવાડી ઉજાડ કરી લંકા બાળી હતી. લક્ષ્મણને શાંગ વાગી ત્યારે શલ્યવિશલ્યા ઓષધી માટે દ્રોણાચલને ઉંચકી લાવ્યા

હતા. એમનું આખું શરીર વજ્રનું હોવાથી તે ' વજ્રઅંગ બલી ' કહેવાય છે.

૧૨-૧૩-૧૪ અહમેવ—અહંકાર. આપણ જીવ ને એ ભગવાન—અલંકાર વિષમ; સરખાવો-સુદામાચરિત્ર ' આપણ જીવ એ સ્વયં ભગવાન '; અંહી બે વસ્તુ વચ્ચે અત્યંત અંતર બતાવ્યું છે. જીવ અને ભગવાન-જીવાત્મા અને પરમાત્મા. આગીયો-અંધારામાં ચળકતું એક જીવડું; એની પાંખોમાંથી દીવા જેવું તેજ પડે છે. સરખાવો મીરાંબાઇ " ચાંદા સુરજનું તેજ તજીને, આગીયા સંગાથે પ્રીત જોડ મા " ભાણ—( સં. भानु ) સૂર્ય.

૧૨-૧૭ આ ટૂંકથી ટૂંક ૨૫ સુધીમાં રાવણની એક લાખ નારીનો મેળ આપ્યો છે.

૧૨-૨૧ જુહાર—( સં. अवहार-અભિવંદન; અથવા સં. जुषण-સેવન ઉપરથી. )-પ્રણામ. રજપૂતાણીઓ જુહાર કરતી-ચિતા પર બળી મરતી તે શબ્દ जौहर ( હિન્દી. जीव+हर ) ઉપરથી થયો છે. જોહર કરવું એટલે જવાહિર બતાવવું. ચિત્તોડના જુહાર ઇતિહાસમાં સુવિદિત છે. સરખાવો-' જોહર ભઇ સબ સ્ત્રી, પુરૂષ ભયે સંગ્રામ. '

૧૨-૩૨ રાવણે નવગ્રહ જીતીને વશ કર્યા હતા; અને જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે એ ગ્રહ એને પીડે નહિ તે માટે એણે ત્હેમને પોતાના પલંગને પાયે બાંધી રાખ્યા હતા, જેથી જ્યોતિષીઓ કહે છે તેમ એ ગ્રહ ' ચલાયમાન ' થવા પામેજ નહિ. મંચક-પલંગ; ' માંચી ' શબ્દ આ ઉપરથી બનેલો વપરાશમાં છે.

૧૨-૩૪ સાંસ-( સં. संशय )-સંશયમાં; સરખાવો સુદામાચરિત્ર ક. ૧૩-૪ ' સુદામાજી પડયા સાંસે. ' અમાસ-( સં. अमा-સાથે+वस्-રહેવું; તે તિથિએ સૂર્યચંદ્ર એક લીટીમાં આવી જાય છે. )-હિન્દુ માસનો છેલ્લો દિવસ.

૧૨-૩૫ રોળ-( સં. रु રડવું ઉપરથી; હેમ. દેશી. रोल्लो ) -નાશ. રોળ વાળશે-સમૂળો નાશ કરશે.

૧૨-૩૯-૪૦ સાહાગી દુષ્ટ-વાંકી, કરડી નજર. કર્ણ-ભૂમિતિ -અને જ્યોતિષમાં એક ખૂણામાંથી સ્હામે ખૂણે, કાટખૂણે દોરેલી રેખા ( Hypotenuse ). રાહુ પડયો સૂરજને કર્ણ-રાહુ ( એક દુષ્ટ ગ્રહ ) સૂર્યથી સ્હામે પડયો છે, એટલે ત્હમારૂં અનિષ્ટ થશે એમ મંદોદરીના કહેવાનો ભાવ છે.

૧૨-૪૩-૪૫ આફણીયે-(સં. आत्मन् ઉપરથ; પ્રા. अप्पुणो) પોતાની મેળે, આપોઆપ. ડાબી આંખે-સ્ત્રીઓની ડાબી આંખ ફરકે તે શુકન કહેવાય; પરંતુ તે આંખમાંથી આંસુ પડે તે અશુભ છે. -પરાં-વેગળાં.

---

# કડવું ૧૩ મું.

આ કડવામાં રાવણ જ્ઞાનદૃષ્ટિએ વિચાર કરે છે; એટલા ઉપરથી -જણાય છે કે રાવણ કંઇ છેક નીચ વૃત્તિનો નહોનો. અંહી એનો બોધ- -યુક્ત જવાબ સતી મંદોદરીને પણ શાન્ત કરી દે છે. રાવણ પોતાની ધર્મપત્નીને ચ્હાય છે અને ત્હેના પ્રત્યે પોતે માનની દૃષ્ટિએ જુવે છે. ' રામનું બુરૂં કર્યું છે તેથી સીતા આપી પગે લાગો ' એમ કહેનાર પોતાના ભાઇ વિભીષણને લાત મારી જે દેશવટો આપે છે તે જ રાવણ પોતાની પત્નીની તેની તે શિખામણ ધૂતકારી શકતો નથી; પરંતુ ઉલટો ત્હેને વિનયથી જ્ઞાનભરેલો ઉત્તર આપે છે.

આ કડવાની છંદ-ભૂજંગીની ચાલ સાથે સરખાવો નળાખ્યાન કડવું ૬૦ જ્યાં બાહુક અને દમયંતીનો આવો જ સંવાદ આ છંદમાં પ્રેમાનન્દે વર્ણવ્યો છે.

૧૩-૧-૨ પાખે-[ સં. पक्ष બાજુ; જૂ. ગૂ. पाखि=વિના] સિવાય. લેખ-વિધિના લેખ. પરિબ્રહ્મ-ચોપાસ વ્યાપતા એવા પરમેશ્વર.

૧૩-૩ ગ્રહજોગ-જ્યોતિષમાં વિષ્કુંભ આદિ સત્તાવીશ યોગ

ગણાવ્યા છે જેમાંના મુખ્ય આઠ. ખટ દર્શન-ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, મીમાંસા અને વેદાન્ત-એ છ ' દર્શન '-( જે દ્વારા ઇશ્વર દેખાય છે તે ) શાસ્ત્રો. **નેમ**-નિયમ. **ન આવે સ્વપ્નામાં**-પરમેશ્વર મન, વાણીથી અતીત છે તેથી ધ્યાન કે સ્વપ્નાવસ્થામાં પણ એનો સાક્ષાત્કાર થઈ શકતો નથી. સરખાવો શ્રુતિ-' **यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।**'

૧૩-૫ **મોરારી**-( **मुर+अरि** ) મુર નામના દૈત્યના શત્રુ, કૃષ્ણ; અંહી રામ. અંહી 'ઉ' નો અસવર્ણસ્વર 'ઓ' થયો છે.

૧૩-**છત્રીસે હથીઆર**-સરખાવો 'પ્રવીણ સાગર'-લહેર ૧૨-૧૧ માંનો

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦
છપ્પો-" ચક્ર શૂલ ધનુ વજ્ર, બાન કબાન તુફંગહ ।। ફરસુ કટારહ છુરા,
૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧
સેલ ખેટક, ગદ સંગહ ।। તોમર પાશ ભુશંડ, બાક ખંજર જંબૂ લહ
૨૨ ૨૩ ૨૪ ૨૫ ૨૬ ૨૭ ૨૮ ૨૯ ૩૦ ૩૧
।। જંત્રસુ અંકુશ ભાલ, હલહ મૂશલ ખગ બર બઠ ।। જંજાલ જરદ
૩૨ ૩૩ ૩૪ ૩૫ ૩૬
ગુપતિ ગુરજ, દાઓ પટા પિસ્તોલ લિય ।। આયુધ ષડાંગ ષટ ત્રીશ જુત, નીતપાલ સન્યા ચલિય ।। " ( તુફંગહ=બંદૂક; કબાન=કોકબાણ; સેલ=બરછી; તોમર=એક જાતનું ભાલું; દાવ-કુહાડો. ) **ઝગે**-( સં. **झगझगाय** ઉપરથી; અથવા **दह्** બાળવું ઉપરથી ) ચળકાટ મારે **ઝગે......ઈંદુ**-અલંકાર ઉત્પ્રેક્ષા. બે કાનમાં જાણે સૂર્ય ( અર્ક ) અને ચંદ્ર ( ઇંદુ ) ગોઠવાયા ન હોય એમ કુંડલનું તેજ પડતું હતું. સરખાવો નળાખ્યાન દમયંતી વર્ણન, કડવું ૧૫-૮ ' આદિત્ય ઇંદુ અટાટો '; મહાલસા આખ્યાન કડવું ૧૧-૪ ' ઇંદુ આદિત્ય બે રહ્યા ઝગી, અડકી રહ્યા છે ગોરે ગાલ લળકે ' **લોલ**-ચપળ, હાલતાં.

૧૩-૯ **અગર દાઝે**--સુગંધી અગુરુનો ધૂપ થતો હતો. સરખાવો લોકગીત, ' અગર ચંદનનારે ઓરડા, રૂપે જડીયાં છે કમાડ રે. ' **કેશરી**-કેસરવાળું. ' ચંદન 'નું એ વિશેષણ છે.

૧૩-૧૦ **ઓવારણાં લઈ** ( સં. **उपचार**; પ્રા. **उपचारो**;

સરખાવો કાદમ્બરી **अवतरणमङ्गल** )-આવકાર આપી. **મોતી પુષ્પે**-મોતી એજ ફુલ-તે વડે વધાવે. **મંત્ર મેલા**-રાક્ષસની મલીન વૃત્તિને લીધે તામસ પ્રકૃતિના દેવોની એ આરાધના કરતા; ત્હેમને રીઝવવાના મંત્ર પણ ત્હેવાજ ' મેલા ' હતા. મારણ, ઉચ્ચાટન, વશીકરણ વગેરે જેવી સાધનામાં મંત્રો પણ ત્હેવા જ હીન અર્થના હોય છે.

૧૩-૧૩-૧૪ **પાહાની**—( સં. पार्ष्णि; પ્રા. पण्ही ) પગની પ્હાની. સરખાવો નળાખ્યાન, ' પગ પાહાનીથી હાર્યો અળતો. ' કહેવત ' સ્રીની બુદ્ધિ પાહાનીએ. ' અંહી મંદોદરીએ એક શૂરી રજપૂતાણીને છાજે એવાં ઉત્સાહપ્રેરક વચનો ઇંદ્રજીતને કહ્યાં છે. **પ્રસૂતા**-માતા.

૧૩-૧૫ **કરે ઉડવા મન આકાશ ઘોડા**-અલંકાર અતિશયોક્તિ. **દેખી છાંય-ચમકે**—અહી ઘોડાના જાતિસ્વભાવનું સાહજિક અને સ્વાભાવિક વર્ણન છે તેથી અલંકાર સ્વભાવોકિત.

૧૩-૧૬ **જાણે અભ્ર આકાશમાં ચંદ્ર ચાલે**—આકાશમાંથી આછી અછી વાદળી હોય અને ત્યાં ઝાંખી છાયામાંથી ચંદ્ર નિકળતો દેખાય ત્હેવી રીતે—ઉત્પ્રેક્ષા બહુ સુંદર છે. **નિકુંભના**-રાવણની ઇષ્ટ દેવી

૧૩-૧૮ **ઉન્માદ** -હર્ષનો, ઉત્સાહનો ઉભરો. **મેઘનાદ**-રાવણનો મ્હોટો પુત્ર. એણે જન્મ સમયે મેઘના જેવો ગડગડાટ કર્યો હતો તેથી એનું નામ પડયું હતું. એણે સત્તર વાર ઇંદ્રને જીત્યો હતો તેથી તે ' ઇંદ્રજીત ' કેહેવાયો. યુદ્ધમા રામ લક્ષ્મણ સ્હામે પરાક્રમ બતાવી ત્હેમને નાગપાશમાં બાંધી લીધા હતા, અને મૂર્છિત કર્યા હતા. દેવીની સાધના કરીને એક અભેદ્ય રથ મેળવવા એ યજ્ઞ કરતો હતો; વાનરોએ ત્હેનો ભંગ કર્યો. પછી ત્યાં યુદ્ધ થયું અને લક્ષ્મણના બાણથી મરાયો. **નવ નીર બોળે**...-રથના આવા વર્ણન સાથે ગીતામાં આત્માનું સ્વરૂપ સરખાવવા જેવું છે-' **नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः । न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥** "

૧૩-૨૦-૨૧ **એક કોસ ચોડો**—રથની ઉંચાઇ કરતાં લંબા વધારે જોઇએ, નહિ તો તે ઉથલી પડે **ચોડો**-( સં. चतुष्+पट ચોપડું, ચોવડું તે ઉપરથી हिन्दी. ) પહોળો **કેસરી**-( સં. केशर + इन् ) કેસવાળી અથવા વાળવાળા; બીજો અર્થ સિંહ. **ત્રેલિયાં** તરીઆં; ગાડાને એક કરતાં વધારે જોડે જોડ છે ત્યારે આગલી જોડાં જેમાં જોડ છે તે. **હેમરાશે**-( સં रश्मि; પ્રા. रस्सि-રાસ ) સોનાનં લગામ વડે. ગુજરાતીમાં ' રાશ ' સ્ત્રીલિંગમાં છે.

૧૩-૨૨ **સૂતાર**--(સં. सूत्रधार; પ્રા. सुत्तार )-સૂતરની દોર વડે ઓળંબાથી, માપ વગેરે લે છે તેથી ). યુદ્ધની તૈયારીમાં કારીગરે પણ સાથે રાખવામાં આવતા જેથી દુરસ્તી તરત થઇ શકે.

૧૩-૨૪-૨૫ **મધ માંસ**—મદ્ય અને માંસ. **ઈંદ્ર ચાપ**-ઇંદ્ર ધનુષ્ય મેઘધનુષ્ય કહેવાય છે. **મીટ માંડી**-(સં. मिष् બંધ કરવુ निमिष શબ્દ આ ધાતુ ઉપરથી છે ) દૃષ્ટિ કરી, જોયું.

૧૩-૨૬ **રુદ્રરૂપ......વખાણે**-અલંકાર અતિશયોક્તિ. **મેરુ શૃંગ જાણે**-આખું મેરુ પર્વતનું શિખરજ જાણે ચાલીને આવતું હોય એમ-અલંકાર ઉત્પ્રેક્ષા. **લોચને ચાલ્યાં લોહી**-શૂરાતન, ક્રો અને વેરભાવને લીધે આંખમાં લોહી તરી આવ્યું. ( રૌદ્ર રસ **લોહી**-( સં. लोहितं રાતું, અપ. लोहिउ ) રુધિર.

૧૩-૨૭ **વિભીષણ**—રાવણનો ન્હાનો ભાઇ; એણે રામને સી પાછી આપવા શિખામણ આપી એટલે રાવણે ત્હેને લાત મારી કા મૂક્યો હતો. તે રામને જઇ મળ્યો અને રાવણની સર્વ ગુપ્ત વાત રામને જાણીતા કર્યાં. રાવણને માર્યા પછી લંકાનું રાજ એને મળ હતું. વિભીષણ રામના પક્ષમાં ન હોત તો રામનો વિજય શં ભરેલો હતો. એ ભેદુ મળવાથી રાવણનું રાજ્ય લૂંટાયું તેથી કહેવ ચાલે છે કે ' ઘર ફૂટે ઘર જાય. '

૧૩-૨૯ **જયમંગલ, હંસલો, જય અને વિજય**-એ ચ રાવણના રથના અશ્વનાં નામ છે. ' પ્રખ્યાત યોદ્ધાઓના ઘોડાઓ

નામ પણ ખ્યાતિ પામ્યાં છે. શાહનામાહમાં રૂસ્તમ પહેલવાનના ઘોડાને 'રૂક્ષ' કહે છે; રાણા પ્રતાપનો ઘોડો 'ચેતક' હતો; શાંખેંગારનો ઘોડો 'હંસલો' કહેવાતો.

૧૩-૩૧-૩૨—પડો-( સં. पटहः ; પ્રા. पडहो ) ઢોલ 'પડો વગાડવો' શબ્દ પ્રચલિત છે. તુરંગી-( ? ). શીંગી-શૃંગ-શીંગડાનું વાદ્ય. પિંઅ પિંગ-તે પ્રકારના ધ્વનિનો સૂચક શબ્દ.

૧૩-૩૩-૩૪ જાણે ચંદ્ર......લંકાનાથે—અલંકાર અતિશયોકિત. લાલા. ( ફા. લએલ્-માણેક ઉપરથી ) રાતામાતા. ચતુરંગી-( સં. चतुर् + अंग ) હયદળ, પાયદળ, રથદળ અને ગજદળ એ ચાર સૈન્યનાં અંગ કહેવાય છે-તે સમેત સેના.

૧૩-૩૫--ગોખ-( સં. गवाक्ष; પ્રા. गवक्खु ) છજામાં પડતી બારી. અંહી રાવણના યુદ્ધપ્રયાણનું વર્ણન ઘણું સુંદર અને આંખ આગળ ખડું થાય ત્હેવું છે. સપ્ત ઋષિ-ગૌતમ ભારદ્વાજ, વિશ્વામિત્ર, જમદગ્નિ, વસિષ્ઠ, કશ્યપ અને અત્રિ-એ સાત; કેટલાક પ્રમાણે મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, કતુ અને વસિષ્ટ-એમ સાત છે; એ નામનું સાત તારાનું ઝુમખું. વેણુ—( वीणा ) બે તુમ્બાનો સીતાર; સરસ્વતી અને નારદનું ખાસ વાદ્ય.

૧૩-૩૯—કામધેન—( कामधेनु ) કામનાને પૂરનારી ઇંદ્રની ગાય. ( મધ્યમપદલોપી ).

---

## કડવું ૧૪ મું.

આ કડવાનો ઢાળ સાતમા કડવા સાથે સરખાવવા જેવો છે. વાનરસેનાના બધા નાયકો, એકકે અપવાદ સિવાય પર્વત ઉપરનાજ રહેનાર છે એમ જણાય છે. એ વાનર તે પર્વતની તળેટીમાં રહેવી

અર્ધસંસ્કૃત પ્રજા તો ન હોય ? વાલ્મીકિ રામાયણ-યુદ્ધકાંડ સર્ગ ૩૭ માં લંકા ઉપર હલ્લો અને રામસેનાની તૈયારી વર્ણવ્યાં છે ત્યાં શ્લોક ૩૩ થી ૩૬ માં રામ કહે છે, ' આ સંગ્રામમાં કોઈ પણ વાનરે મનુષ્યસ્વરૂપ ધારણ કરવું નહિ; કારણ કે વાનરસેના એ આપણી સંજ્ઞા છે. " ફકત ( શ્લો. ૩૪-૩૫ ) રામ, લક્ષ્મણ અને ચાર મંત્રીઓ સહિત વિભીષણ એટલા જ સાત મનુષ્યો તરીકે ફરતા હતા.

આ કડવામાં ગણાવેલી અઢાર પદ્મ વાનરની સંખ્યાનો મેળ એકકે મતમાં મળતો નથી. કોટિ અને લાખના આંકડામાં બધે કોઈ પણ ધોરણ વગર ફેરફાર કરેલો મળી આવે છે. તેથી બધી પ્રતોનો આધાર લઈ ' વાનર જોધા પદ્મ અઢાર ' નો મેળ અમે બેસાડયો છે.

૧૪-૧ કિષ્કિન્ધા-સુગ્રીવની રાજધાની. ૧૪-૮. **ધન્વન્તરીનો અવતાર**-સુષેણ. લક્ષ્મણને રાવણની સાંગ વાગવાથી મૂર્છા આવે છે. ત્યારે દ્રોણાચલ ઉપર ઔષધી મંગાવી આ સુષેણ જ ત્હેનો રસ છાંટી લક્ષ્મણને સજીવન કરે છે.

૧૪-૨૦ **વૈષ્ણવ જોધો**—વિભીષણ; પરમભાગવત વૈષ્ણવોમાં એની ગણના છે; સરખાવો પાંડવગીતા " **प्रह्लादनारदपराशरपुंडरीक-। व्यासांबरीषशुकशौनकभीष्मदाल्भ्यान् ॥ रुक्मांगदार्जुनव-शिष्ठविभीषणादीन् ॥ पुण्यानिमान्परमभागवतान्स्मरामि ॥**"

---

## કડવું ૧૫ મું.

આ કડવામાં લક્ષ્મણ પ્રથમ યુદ્ધે ચઢે છે, બહુ પરાક્રમ દાખવે છે અને દ્વંદ્વયુધ્ધ જામે છે; પછી વાનરસેના જોર ઉપર આવતાં રાવણ કોપે છે. " કો મારી સેનામાં જોધા નથી ? "-એમ રાવણને બોલતો સાંભળી ઇંદ્રજીત રણભૂમિ ઉપર આવી ચઢે છે અને અદ્ભુત શૌર્ય દાખવે છે. છેવટ નાગપાશથી લક્ષ્મણ, રામ અને બધી રામસેનાને બાંધી વિજયી થાય છે.

૧૫-૧ **પરમારથ વાનર ઉદરગી**—રામ અંહી વાનરોની નિઃસ્વાર્થ સાહાય્યને વખાણે છે. **ટમટરગી**–અધીરાઇથી વાટ જોતી; શબ્દ ઘણો અર્થસૂચક છે.

૧૫-૨ અસૂર—( સં. उत्सूर-सायोत्सूरौविकालके; સૂર્ય જતો રહ્યો હોય ત્યારે, એટલે મોડું મરાઠી **उशिर** આવીજ રીતે વ્યુત્પન્ન થયું લાગે છે. ) મોડું સરખાવો અભિમન્યુઆખ્યાન કડવું ૩૪-૯ 'સગ્રામ' કરવાને થાવ છે **અસૂર**, કૌતુક કરશે માહારૂં શૂર.' **ગઈ સીતા......સંભારીયે**—રામ લક્ષ્મણને પાનો ચઢાવીને કહે છે કે ત્હમારા બાહુના બળથી બાણ ફેંકવાની વિદ્યા બરાબર વાપરો અને સીતાને પાછી લાવો.

૧૫-૫ **હનુમાન ઉપર લક્ષ્મણ ચઢયો**— ઇંદ્રજીત, રાવણ, કુંભકર્ણ વગેરે મ્હોટા મ્હોટા યુદ્ધરથ ઉપર ચઢીને લઢવા આવે છે; ત્યારે એવા પ્રકારની સાધન સામગ્રી વગરના રામ લક્ષ્મણ ફક્ત સાદાં હથીયાર વડે લઢે છે તેથી જ અંહી હનુમાનની મજબૂત પીઠ ઉપર ઉભો રહીને લક્ષ્મણ લઢે છે એમ કહ્યું છે.

૧૫-૫ **વજાડે ગાલ**—રાક્ષસ સેના પાસે વગાડવાને જૂદાં જૂદાં રણસંગીત હતાં; વાનરોને તો એમાનું કશું નહોતું તેથી 'વજાડે ગાલ' એમ કહ્યું છે. **પણછમુખ વાગે**-( સં. प्रत्यंचा; દેશ્ય **पडंचा**) ધનુષ્યની દોરી ( પ્રત્યંચા ) નો ટંકાર થતો.

૧૫-૭ **પાડે તાળી**—અંહી સ્વભાવોક્તિ છે. જૂઓ કડવું ૩-૧૦ **વાંકાં પૂછ શું મણિધર કાળી**-પુંછડાની લંબાઇ, ચળકતો કાળો રંગ અને ત્હેનાં પાતળાં ગૂંચળાં ઉપરથી કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે જાણે તે કાલીય નાગ જ ન હોય !

૧૫-૮ **ઉભે દળ**—બન્ને સૈન્ય. **થયાં ચકચૂર**-( સં. **चूर्ण** ઉપ-ઉપરથી ચૂરો-દ્વિરુક્તિ ) તારાજ થયાં; અથવા પ્રચલિત અર્થ લઇએ તો એકતાર થઇ ગયાં, લઢવામાં ગૂંથાયાં.

૧૫-૯ **થયા એહાકાર**—રોળભેળ થયા. **શાકે ફરી મંડાશે**

સંસાર-જાણે જગતની ઉત્પત્તિ ફરીથી થવાની હોય અને ત્હેને માટે પ્રલય થતો ન હોય !-અલંકાર ઉત્પ્રેક્ષા. દ્વંદ્વયુધ્ધનો ઘોર સંગ્રામ પછીની ટૂંકોમાં વર્ણવ્યો છે.

૧૫-૧૦ લથબથ—( લાત અને બાથ ) બથંબથ્થા પર આવી ગયા. અંહી રૌદ્ર અને ભયાનક રસનાં વર્ણન છે. સૈન્યમાં મારામારીને લીધે કોઇના હાથ, કોઇના પગ, કોઇનાં માથાં, કોઇનાં ધડ એમ વિવિધ અવયવો કપાઇને રણમાં રઝળે છે; અને તેથી રણક્ષેત્ર ભયાનક લાગે છે-એમ વર્ણન છે. શું મેદ માંસનાં ઉગ્યાં ક્ષેત્ર-જાણે માંસ અને ચરબીનાં જ ખેતર હોય એમ દેખાતું; અલંકાર ઉત્પ્રેક્ષા.

૧૫-૧૫ મસ્તક વોહોણા લઢે કબંધ—લઢતા લઢતાં માથું કપાવા છતાં ધડ લઢવા મંડયાં. મહાદ્વંદ્વ-દ્વંદ્વયુધ્ધને લીધે ભારે દોડાદોડ થઇ રહી અને તેથી ધૂળ ઉડી રહી દિવસ રાત ન જાયે વહી-અલંકાર અતિશયોક્તિ. ખળકે વહે-'ખળકે' શબ્દથી વહેવાનો વેગ અને ઘોધનો ધ્વનિ નિકળે છે. શોણિતની નદી-લોહીની જાણે નદી વહેવા માંડી. ' રણ નદી '-એમ પણ કવિઓ લખે છે. સરખાવો અભિમન્યુ આખ્યાન કડવું ૫૨-"...રુધિરની રુધિરની નદી ભયાનક, ખલકે વહેતી જાતી. કુંજરના મસ્તક કાચબા સરખાં, મીન વીરનાં લોચન; ભડના ભૂજ ભુજંગ સરખાં, મગર માથા વિનાનાં તન. સેવાળ વાળ વીર શીરના, ફીણ રુધિરના છાંટા; પડે પાળા પ્રાક્રમી, અટવાયે આંતરડાંના આંટા. માંસ પાળ બાંધી બે પાસે, એવી ભયાનક નદી, શું કહું જનમેજે રાજ, મુખે વાત નવ જાય વદી, કડી ૯ થી ૧૨.

૧૪-૧૪—વપુ......સ્વેદની—શરીર ઉપરથી પરસેવાના રેલા ઉતરતા. લોહદંત કરકડે-અંહી વાનરસ્વભાવોક્તિ છે. લોખંડના હોય એવા વાનરોના મજબૂત દાંતની ચીચીયારી થતી હતી.

૧૫-૧૫ ક્ષિતિ અંબર શું ચઢીયાં ચાક—જાણે પૃથ્વી અને આકાશને ચાક ઉપર ચઢાવ્યાં હોય ને જેવો ઘોર અવાજ થાય એવો હનુમાનની હાકનો અવાજ થયો. અલંકાર ઉત્પ્રેક્ષા; સરખાવો અભિમન્યુ આખ્યાન કડવું ૪૬-૫ 'અલ્યા મેદ બાણે એકઠો, પૃથ્વી ચઢાવું ચાક.'

આ ટૂંકથી દ્વંદ્વયુદ્ધની જોડનાં નામ ગણાવ્યાં છે. સૌ પોતપોતાનો સમોવડીયો અને સરખા બળવાળો યોદ્ધો ખોળી લે છે.

૧૫–૨૧–૨૩ હરિ–વાનર. વાધ્યા જુધે...સમુદ્ર–અલંકાર ઉપમા. પર્વણી–( સં. पर्वन्‌ની સાતમી વિભક્તિ ) પૂનમ. વાધે–આમળ ધપે અને ધસે. પ્રલૈ સમે–અંહી બે સમાન સ્વર અ, અ, સાથે આવવાથી ત્હેને બદલે અસવર્ણ સ્વર ' એ ' થયો છે. જ્યમ પ્રલે...રામચંદ્ર-અલંકાર ઉપમા.

૧૫–૨૫–૨૫ ક્રોધે પરજળી ( સં. प्र+ज्वल्‌ ) ક્રોધથી બળી રહેલો એવો. હેલામાં–જૂવો કડવું ૧૦–૧૦; સરખાવો અભિમન્યુઆખ્યાન કડવું ૨૪–૧૭ ' હાથેવાળો હેલામાં મળ્યો રે '

૧૫–૨૬–૨૭ હરિનો ઉતારૂં ઉન્માદ–વાનરાને પાંશરા કરૂં. ગયો ઉંચો રવિમંડળ લગે–અલંકાર અતિશયોક્તિ. અપ્રીત-જેનું માપ કાઢી ન શકાય એવું; અસંખ્ય. કાળરૂપ કોપ્યો ઇંદ્રજીત–અલંકાર રૂપક.

૧૫–૨૮–૨૯ શાખામૃગ—ઝાડની શાખા ( ડાળી ) ઉપર મૃગની ત્વરાથી કુદી શકે તે–વાનર. થયા નિપાત–માર્યા ગયા. મોઝાર–[ પ્રા. मज्झार, સં. मध्य+अगार ( ન. ભો. દી. ); मध्य+कार ( કે. હ. ધ્રુ ); જૂની ગુ. મુઝારિ ' ]–માં; આ શબ્દ કવિતામાં જ વપરાય છે.

૧૫–૩૦–૩૧ મોહ પરભવતો નથી—( સં. परि+भू હરાવવું ) મોહ ત્હમને હરાવે એ સંભવતું નથી. ભડજન ( સં. भट्ट–ભડ ) યોદ્ધાઓનો સમૂહ. કડાજૂડ–( સં. कटक કડું+युत જોડવું, સાંધવું ) જેમ કડું સાંધેલું હોય અને ત્હેમાંથી કોઇ નિકળી શકે નહિ તેમ સજડ. ૧૫–૩૨ સરપ ખાંધ્યાં તપે કપિ હિલ–સરપનાં ઝેરને લીધે ત્હેનો તાપ લાગ્યો.

૧૫–૩૫–૩૬ હાવે જીત્યાની સીતા મૂકે આશ—આ લીટી.

રામ અને સીતા બન્નેને સરખી લાગુ પડે છે. વાચક-( **वाक्य**નો વર્ણવ્યત્યય )-વચન. **મૈથલી**-મિથિલાના જનકની પુત્રી.

૧૫-૩૮ **પેરે**—( સં. **प्रकार**, પ્રા. **पआर** ઉપરથી બનેલું સ્ત્રી લિંગરૂપ; જૂ. ગૂ. પિરિ ) ની જેમ. **પશુ**-યજ્ઞમાં હોમવાનું પશુ. **પશુની પેરે...રામ**-અલંકાર ઉપમા **મોહ્યો...મદિરા**-ઉપમા.

૧૫-૩૯ **પ્રીત રામની...દશમુખી**-અંહી ' દશમુખી મહારાજ '-એ ઉપમેયની ઉપમાન કરતાં અધિકતા બતાવવાથી **વ્યતિરેક** અલંકાર થયો છે.

૧૫-૪૦ **ત્રિજટા**—અશોક વાટિકામાં સીતાને સાચવવા રાખેલી રાક્ષસી; રાવણથી છાની એ સીતાની સારી સરભરા કરતી. જ્યારે ઇંદ્રજીતે સીતાને માયાવી રામનું મસ્તક બતાવ્યું ત્યારે એણે સીતાને આશ્વાસન આપી ખરી હકીકત હતી. **ના હારે રામ મળે ત્રિલોક**—ત્રણ લોક ભેગા થઇને રામ સ્હામે લઢે તો પણ રામ હારી જાય નહિ.

૧૫-૪૧ **કાલજીત**-જેણે કાલને જીતેલો છે એવા ( બહુવ્રીહિ ); બીજો પાઠ **એકાતીત**-[ એક + અતીત ( **अति-दूर+इत्त** ગયેલો ) ] માયાથી પર, વેગળો. **અબંધ**-મુક્ત; સ્વતંત્ર.**વેગળી**-( **वि+गता** ) દૂર ગઇ.

૧૫-૪૨ રામના કૃત્રિમ મસ્તક બતાવ્યાની વાત મૂલ વાલ્મિકિ રામાયણમાં ( સર્ગ ૪૭ ) એકંદર લડાઇની શરૂઆત પહેલાંની છે; અને રાવણે અજમાવેલો એક સામ ઉપાય છે. સીતાનું આશ્વાસન કરનાર રાક્ષસી સરમા છે. રણયજ્ઞમાં પ્રેમાનન્દે આ પ્રસંગને યુદ્ધ વર્ણન સાથે મેળવી દીધો છે. યુદ્ધકાંડ સર્ગ ૪૮ માં ત્રિજટા જ સીતાનું આશ્વાસન કરે છે; રામને તો સીતા જોવા આવ્યાની કંઇ ખબર પડતી નથી. ' નિવારવા સીતાનું દુઃખ, રામે હસતું કીધું નિજ મુખ '-એમ લીટી મૂકી કવિએ સુંદરતા આણી છે.

૧૫-૪૫ **ગુણાતીતને શું માયાબંધન...**અલંકાર વિરોધાભાસ

ગુણાતીતને સગુણ સ્વરૂપમાં માયાબંધન છે જ; તેથી વિરોધનો માત્ર આભાસ છે. ખગરાજ–ગરૂડ. રામ વિષ્ણુના અવતાર હતા તેથી તેમનું વાહન અંહી આવે છે. તમે સૂતે સૂતો સંસાર–અલંકાર અતિશયોક્તિ–અસંબંધમાં સંબંધ બતાવ્યો છે.

૧૫–૪૮ વાનરોએ લંકાને જે આગ લગાડી હતી તે રાવણે વરસાદ ( પરજ્ય ) પ્રેરીને હોલવી દીધી. હુતાશન–હોમેલું જે અશન કરે છે, બાળી નાખે છે તે અગ્નિ.

૧૫–૫૦ જેમ રાહુ તારામાં......કપિમાંય—અંહી કુંભકરણને રાહુ સાથે અને કપિ જે દેવના અવતાર હતા ત્હેમને તારા સાથે સરખાવ્યા છે. અલંકાર ઉપમા.

શું અરાડ પક્ષનો આવ્યો કાળ-ઉત્પ્રેક્ષા. સેં.—( સં. शतं પ્રા. सअं–) સો, સેં કુંભકર્ણનું ભારે વિકરાલ શરીર અને ત્હેની લડવાની રાક્ષસી પદ્ધતિનું વર્ણન પછીની ટૂંકમાં આવે છે. રામાયણના આ પાત્ર સાથે હનુમાનની ચપળતા અને ચાલાકી સરખાવવા જેવાં છે. મહાભારતમાંનો ભીમ અને તેનું અંગબળ કુંભકર્ણનાં કેટલાંક પરાક્રમો સાથે મળતાં આવે છે. કુંભકર્ણના વર્ણન સાથે સરખાવો દશમ સ્કંધ માંનું પૂતનાના મૃત્યુ વખતનું વર્ણન—કડવું ૨૩

૧૫–૫૩ આ ટૂંકમાંનું બીભત્સવર્ણન ટમકમાટ ઉપજાવે ત્હેવું છે. રીર–( સં. રી અવાજ કરવો ) ચીસ. બૂમ. કક્ષાપટ–બગલની બખોલ. ૧૫–૫૪ વાટે–( સં. वत्मन; પ્રા. वत्ता ) રસ્તે, માર્ગમાં. હંસ–( સં. अहं सः ) જીવ, આત્મા. સરખાવો અભિમન્યુ આખ્યાન કડવું ૧૫ ' હસતાં હંસ જ હરખે પેઠો, હરિભગિનીઉદરમાં રે ' કડવું ૨૫ ' હંસ ઉડી ગયા સરવ કોના, જર કહાવ્યું દુર્યોધન રે '; દશમ સ્કંધ. ' નિજ સાધન બળે, જે થયો બ્રહ્મનો હંસ.' પડયા ઉભયોની ન પડે પ્રીછ–અંહી લડાઇનો આબેહૂબ ચિતાર ખડો થાય છે.

૧૫-૫૫ આ કડીમાં ગાઢો બિભત્સ રસ છવાઇ રહ્યો છે. ઓઘ-શાળા-( સં ओघ સમૂહ, વહેણ )-રેલા, નિંગાળા ૧૫-૫૬ વાળ્યો દાટ-( સં. दंष्ट; પ્રા. दट्ठो ) નામ નિશાન ન રાખ્યું; સરખાવો મામેરૂ કડવું ૭, ડાટ વાળ્યો રે, ડોસીએ ડાટ વાળ્યો રે' ઉચાટ-ઉંચો જીવ. ૧૫-૫૮ વિરથ-રથ વગરનો.

૧૫-૫૯ પાળો—( સં. पाद ઉપરથી ) પગ ઉપર. અંહીથી કવિ અતિશયોક્તિવાળા સુન્દર વર્ણન ઉપર ઉતરી પડયા છે. કુંભકર્ણના વિરાટ શરીરમાં મ્હોટા બેટ જેવડું પેટ છે ત્હેમાં વાનરો કેમ ફેરા ફરે છે અને પરસ્પર અફળાય છે તે વર્ણન હાસ્યરસનાં છે.

૧૫-૬૦ હનુમાન જાતે કુંભકરણના હાથમાં આવીને પડે છે. બાકી એ ચપળ વાનર વિશાળ કુંભકર્ણના સપાટામાં આવે એમ નહોતો. ૧૫-૬૧ ગ્રાસ્યો-( સં. ग्रस् ) ગળી ગયો, કોળીયો કર્યો. સરખાવો નળાખ્યાન કડવું ૫-૧૫ ' ગાજશાં હશે હીમાળે ગ્રસ્ય, તે ગ્રસશે દમ-યંતીનો હસ્ત. ' ખગ્રાસ. ૧૫-૬૨ વાડીવાળો-અશોક વાડી લૂંટનાર હનુમાન; આ પરાક્રમ રાક્ષસોને બહુ ખુંચતું હતું તેથી ત્હેમનું સૈન્ય હવે હરખાય છે.

૧૫-૬૩ કૂખ—( સં. कुक्षि ). અફળાય-(સં. आ+स्फाल) અથડાય; બીજો પાઠ ' અકળાય '-સ્પષ્ટ છે.

૧૫-૬૪ દુર્ગંધ વાસના......બેટ—અલંકાર પૂર્ણોપમા પેટને સાગરનું રૂપક આપવા માટે સરખાવો બાલણ કાદંબરી પૂર્વ ભાગ પૃ. ૨૮ ' ક્ષુધા હરી અતિ ઊંડૂં પેટ, મુનિ પીધું મહિરામણ બેટ. '

૧૫-૬૬ ઉદર માંહે અજવાળું......શોભિત વહ્યું—અંહીં અદ્દભુત રસ છે. નદીપે શોભિત અદકું વહ્યું-અલંકાર અતિશ-યોક્તિ. પે'-સં. पार्श्वेन ઇપરથી પાસિં, પાહિં પાઇ, પે'-એ રીતે ઉત્ક્રાન્તિ થઇ હોય એમ સંભવે છે. જ્યમ મોહોટા ઘરને......જાળ્યું-જ્યમ મ્હોટા ઘરને અજવાળા માટે બારી અને છજું હોય છે તેમ

કુંભકર્ણના મ્હોટા અંધારા પેટમાં છિદ્ર પડવાથી બારી અથવા છજું હોય એમ અજવાળું થયું. અલંકાર ઉપમા ભજ્યું-સં. ભજ્ આશ્રય લેવો, ના ઉપર આવવું-ઉપરથી.

૧૫-૬૭—અંહી અતિશયોક્તિની પરિસીમા બતાવી છે. ૧૫-૬૮ જ્યમ કુંજરને સાહે કેશરી—અલંકાર ઉપમા. કેશરી—સિંહ. લઘુલાઘવી-શરીરને સંકોચાવી ન્હાનું કરવું તે.

૧૫-૭૦-૭૧ ટે—(कुण्ठितम्  ) ચટ. રુધિરધારા...ગિરિ-પતિ-આ ઉત્પ્રેક્ષા ઘણી સુંદર અને હૃદયંગમ છે. વાલ્મીકિ રામાયણ યુદ્ધકાંડ સર્ગ ૬૭ માં આ જ ઉત્પ્રેક્ષા સાંગોપાંગ નજરે પડે છે. ધાતુ-ગેરુ વગેરે; જેમ પર્વતના શિખર ઉપર વરસાદ પડે ને તેથી પર્વત ઉપરની ગેરુ જેવી ધાતુઓ ધોવાઇ ને રાતાં ઝરણ વહે તેમ-વિશાલ કુંભકર્ણના માથા ઉપરથી લોહીના રેલા ઉતરતા હતા.

૧૫-૭૩ પદબંધ કરૂં—(સં. पद्बद्ध) કવિતામાં લખું. અહમેવ-અભિમાન, અહંકાર. ૧૫-૭૪ પાહુ-( સં. पाद+आवृत्ति ) લાત.

૧૫-૭૫ મસ્તક પડતાં કંપી ધરા—અલંકાર અતિશયોક્તિ. લંકા કોટના પડયા કાંગરા-આ વર્ણન સાથે સરખાવો પૂતનાવધનું વર્ણન-દશમ સ્કંધ કડવું ૨૩ ' બહુ વૃક્ષ ભોપનાં છાપરાં રે, પડતાં ચુરણ થાય. ' ૧૫-૭૭ વિપ્રે-( સં. व्यग्र ) અસ્થિર, અસ્વસ્થ. જૂવો. કડવું ૧૭-૬.

---

## કડવું ૧૬ મું.

આ માયાવી સીતાવધનો પ્રસંગ મૂલ રામાયણ યુદ્ધકાંડ સર્ગ ૮૧ માં છે.

૧૬-૧ સેનઘટા—સૈન્યનો ગાઢો સમૂહ. આવ્યું-( आ+वृ )

ઢાંકી દીધું. ૧૬-૩ માયા તણી સીતા-અંહી આબેહૂબ બનાવેલાં પૂતળાંથી ભૂલાં પડાય એવી કલા બતાવવામાં રાક્ષસોની કલા માટે ઉંચો અભિપ્રાય થાય છે.

૧૬-૪ આપ—( સં. आत्मा; પ્રા. अप्पा અથવા अत्ता ) પોતાપણું. સરખાવો અભિમન્યુઆખ્યાન કડવું ૨૬ ' જાણ્યું વિમ તે મૂક્યાં આપ, છે આગળનું આગળ પાપ. ' અને રણયજ્ઞ ક. ૨૫-૩૪ ' મંદોદરી વિલપે ઘણું, વળી અપની પછાડે આપ રે. ' કડવું ૧૮-૧ ' વ્રત કરી કયમ કહ્યું આપ. '

૧૬-૫ કારમી—( સં. कृत्रिमम; દેશ્ય कारिमम ), સાચી નહિ તે, બનાવટી. પતિત-( पत्-પડવું ) નીચે પડેલો, પાપથી પડેલો. ૧૬-૬ જુગત કરતા સોય-સો યુક્તિઓ કરતા હતા.

૧૬-૯ હનુમાનને મુરછા થઈ—અંહી હનુમાનની સ્વામિભક્તિ ધ્વનિત થઇ છે. મોહ પામ્યા જુગદીશ—રામનો મનુષ્યસ્વભાવ બતાવ્યો છે. અંહી દેવનો નિર્વિકાર સ્વભાવ રામને માટે નથી વર્ણવાયો; અને તેથીજ રામચરિત્ર વધારે રસિક અને લોકપ્રિય થયું છે. વાલ્મીકિને મન પણ રામ મનુષ્ય હતા, દેવ નહોતા.

૧૬-૧૧ વાનરનો ચોહોટ્યો સ્વાદ—(સં. प्राप्तकं; પ્રા. पत्तउं ઉપરથી પુહુત; અને જૂ. ગૂ. માં પુહુટ )-ઇચ્છા પૂરી થવાથી સંતોષ થયો. બીજો પાઠ ' અંબેનો ' એમ છે; ત્યાં 'યુદ્ધમાં બલિદાન મળવાથી હરખાતી મહાકાલી ' એમ અર્થ થાય.

૧૬-૧૨ પુરુષ પુરાણ—બ્રહ્માંડમાં સૌથી જૂનામાં જૂનો, વિષ્ણુ. સરખાવો ગીતા. અ. ૧૧ શ્લો. ૩૮ 'त्वमादिदेवः पुरुषः पुराणः।' ૧૬-૧૫-ના સમાય ઘટમાં સંધ-એમ ઘડામાં આખો સિંધુ (દરીયો) સમાય નહિ તેમ-અલંકાર ઉપમા; બીજો પાઠ ' સીપમાં ન રહે સંધ ' એનો અર્થ પણ સારો છે.

૧૬-૧૭ સૂરજમંડળ લગે જઇને......સંગ્રામ—અતિશયોક્તિ;

સરખાવો કર્મણમંત્રી કૃત સીતાહરણ કૂં૦ ૨૮૮, ૨૮૯. ' લક્ષ્મણ ઉપરિ બાંધ્યું; સૂર્ય થકી તિહાં ઊંચું વાધ્યું, ઇંદ્રજીત મિષ હેતુ. '

૧૬-૨૦ અંહી રામનો મનુષ્યસ્વભાવ ધ્વનિત છે. રામ એક પ્રાકૃત-પામર મનુષ્યની પેઠે નાશીપાશ થઇને આ'વા ઉદ્‌ગાર કાઢે છે. ૧૬-૨૨ બાપ-'પિતા' એ અર્થમાં બાપ દેશ્ય શબ્દ છે. લાડમાં પુત્રાદિકને ' બાપ ' કહેવાય છે.

---

## કડવું ૧૭ મું.

૧૭ ૨ આણ્યા બાજ રે—જૂવો કડવું ૧૦-૯. ૧૭-૪ સંન્યાસ-સકામ કર્મનો ત્યાગ. ૧૭-૭. પરિશોધ-વિચાર, નિર્ણય. ૧૭-૯ મેઘનાદ સાગર કેમ પીધો રે-સાગર પીવો એ અશક્ય અને અઘરું કામ કહેવાય; તેમ ઇંદ્રજીતને જીતવો એ એટલુંજ દુર્ઘટ કાર્ય હતું. અલંકાર રૂપક.

૧૭-૧૧ આપ અજાળ્યું—દેહ કષ્ટ કર્યું. સાલ-( સં. શલ્ય ) ખૂંચતું દુઃખ. આજ સીતા ગયું રત્ન વાળ્યું રે-આજ હવે એમ લાગે છે કે સીતારૂપી રત્ન હાથમાંથી ગયું છે તે જાણે તમે પાછું આણ્યું.

---

## કડવું ૧૮ મું.

આ કડવામાં લક્ષ્મણની પ્રતચર્યાના અહેવાલ ઉપરથી એની નીતિ-મત્તાનો ઉંચો ખ્યાલ આવે છે. એક વડીલ ભાઈ પ્રત્યે માન અને તીવ્ર આજ્ઞાપાલકતા, આચાર સાથેનો વિવેક અને માનસિક ધર્માચરણનું કઠણ વ્રત-એ લક્ષ્મણના અખંડ જીવનમાં, અને ખાસ કરીને વનવાસના જીવનમાં એકસરખા જ્વલંત ચારિત્ર્યનું દ્રષ્ટાંત રજૂ કરે છે. કાયિક વાચિક અને માનસિક એવું અચલ શુદ્ધ બ્રહ્મચર્યવ્રત અને સીતા પ્રત્યે 'સુમિત્રા સરખી સીતા માત' ના જેવો પૂજ્ય અને પવિત્રભાવ-લક્ષ્મણના જીવનમાં

ખાસ તરી આવે છે. સીતાહરણ પછી રાવણનું જટાયુ સાથે યુદ્ધ થતું હતું તે વખતે સીતાએ ફેંકેલાં કેયૂર, કુંડલ અને નેપૂર રામના હાથમાં આવે છે; રામ લક્ષ્મણને તે બતાવે છે ત્યારે નૈષ્ઠિક બ્રહ્મચારીનો ઉત્તર છે કે, 'नाहं जानामि केयूरं नाहं जानामि कुंडलम् । नूपुरं चैव जानामि नित्यं पादाभिवन्दनात् ॥ ' ભ્રાતૃપત્ની તરફ ઊંચી દૃષ્ટિએ જોવું ન જોઇયે એવા હિન્દુધર્મશાસ્ત્રના આદેશ પ્રમાણે વર્તનાર લક્ષ્મણના આ વાક્ય જેવું સુન્દર વાક્ય અન્યભાષાના સાહિત્યમાં ભાગ્યેજ હશે.

૧૮-૧ નાસા લોચન ટપકે નીર—અંહી રામનો ભ્રાતૃભાવ ઝળહળી રહ્યો છે. સ્નેહથી ગદ્ગદ્ થવાથી આંખ અને નાકમાંથી પાણી ઝરે છે. સહોદર-સરખા ઉદરમાં જન્મેલા તે-ભાંડુ-સાઇ ( બહુવ્રીહિ ). અંગી-રામનો સહાયકાર. બીજો પાઠ ' સુમિત્રા બાપ '-સુમિત્રાનો પુત્ર.

૧૮-૪ ભ્રાન્તિએ કરી—ભૂલથી. ૧૮-૬ બહરીરૂળ-બોર. ૧૮-૭ સ્મરણ થઇ-સાંભરી આવ્યું. ગુસ્તક ધૂણી દંતે ઝીલ્યા જીહ્વા-ભૂલ થવાથી, અને મહા અનિષ્ટ થયું એમ લાગવાથી દાંત વડે જીભને કચરી બોલતી અટકાવી-આ સામાન્ય મનુષ્યવર્તન છે. સરખાવો અભિમન્યુ-આખ્યાન કડવું ૧૫-૧૮ ' નણંદે જીભ કરડી ત્યાં દંત રે, ભાભી કોપી તમારો કંથ રે. ' બાધિક-બાધ કરેલું, નિષિદ્ધ.

૧૮-૯ દક્ષિણ અંગે હું, મધ્યે અવિનાશ, સીતા સૂતાં ડાબી પાસ—અરણ્યમાં રાક્ષસની બ્હીક તેથી રામ, સીતા અને લક્ષ્મણ સાથે જ સૂતાં. રામજી મંદિરોમાં મૂર્તિઓનો અનુક્રમ આ પ્રમાણેજ હોય છે. સરખાવો રામરક્ષાસ્તોત્ર. " दक्षिणे लक्ष्मणो यस्य वामे च जनकात्मजा । पुरतो मारुतिर्यस्य तं वन्दे रघुनन्दनम् ॥ "

૧૮-૧૦ બીજો પાઠ ' અજાન બાહુ લાંબો અત્યંત '-આજાનઢીંચણ સુધી પહોંચે એવો લાંબો હાથ; પણ અંહી પુનરુક્તિદોષ આવે છે.

૧૮-૧૧ વિવેક લહ્યો—સારાસાર વિચાર કર્યો. ૧૮-૧૨

મન હોય ચંચલ ઘણું-કપટ વસવાનું કારણ ' ચીનું
ાય ચંચલ ઘણું ' એ વાક્યમાં આપ્યું છે. તેથી અલંકાર કાવ્ય-
જાનકી નિશ્ચે તજશે દેહ—પરપુરૂષનો સ્પર્શ થવાથી જાનકી
ારણ નહિ કરી શકે. અશોકવાટિકામાં હનુમાન એંધાણીની વીંટી
ીતા પાસે આવે છે ત્યારે કહે છે, " રામચંદ્ર થોડા સમયમાં
ાઇને આ તરફ આવી પહોંચે છે; અથવા આજ ઘડીએ ત્હમે
ં હો તો મ્હારી પીઠ ઉપર બેસી જાવ, હું સમુદ્ર ઓળંગી રામ
ત્હમને લઇ જઇશ. " ત્યારે સીતાજી પ્રત્યુત્તર આપે છે કે " એક
મનો યશ તેમ કરૂં તો ઓછો થાય; અને બીજું રામ સિવાય
ષનો સ્પર્શ મ્હારાથી થઇ શકે નહિ; ( રાવણના સ્પર્શ વખતે તો
ાધીન-વિવશ હતી ) "-આ ઉપરથી જણાશે કે લક્ષ્મણની ઉક્તિ
છે.

૧૮-૧૩ સંસર્ગ પાતક—સંસર્ગ-સ્પર્શાસ્પર્શનું પાપ પાતક-
ારૂં માટે) પાપ. સુમિત્રા-લક્ષ્મણની માતા. પ્રાશ્ચિત્ત-(प्रायश्चित्त)
પાપકર્મના ક્ષય માટે શાસ્ત્ર પ્રમાણે કરવાનું કર્મ-જૂવો મનુસ્મૃતિ
यो नाम तपः प्रोक्तं चित्त निश्चय उच्यते । तपो-
यसंयुक्तं प्रायश्चित्तमिति स्मृतम् ॥ "

---

## કડવું ૧૯ મું.

આ કડવામાં કવિએ ઇંદ્રજીતના યજ્ઞભંગનો પ્રસંગ વર્ણવતાં
ાસની જમાવટ કરી કાવ્યમાં ખૂબી આણી છે. મૂલ વાલ્મીકિ
ાણમાં ૮૭ મા સર્ગમાં આ કથા છે. ઘોર યુદ્ધના વર્ણન પછી
ડીવાર છૂટકારાનો શ્વાસ આપણે લેતા હોઇએ એમ આ વાંચતાં
ે.

૧૯-૧ બીજો પાઠ 'રઘુનંદન મન ઉપની રળી'-આનંદ; સરખાવો
વિંદઃ—' સાંજે સ્વાગતમાં પ્રભુ ઉડવતા, પૂરો તમારી " રળી ! "
ા-વખાણ.

૧૯–૪–૬ જતિ-(यति) યમ, નિયમ પાળનાર. વાહાણું-(સં. विभानकं; પ્રા. विहाणउ) સ્હવાર. ૧૯–૭ આરક્ત-સ્હેજ રતાશવાળાં. કરી પરિધાન-પહેરીને.

૧૯–૯ મગ-(સં. मुद्ग) એક અનાજ જે હવિષ્યાન્ન કહેવાય છે. બાકળા-(સં. बाष्कल) બાફેલા મગ અડદ; સરખાવો કહેવત 'ભૂતને બાકળા નાખવા', અડદ સરસવ રાઈ મસૂર–આ બધાં આસુરી દેવીનાં હુતદ્રવ્ય છે.

૧૯–૧૨ ઈંદ્રજીત બેઠો......મેરુ સમાન–મન અને આસન દૃઢ કરીને બેઠો. અલંકાર પૂર્ણોપમા. ૧૯–૧૩ અંહી વાનરચેષ્ટા કવિએ આબેહૂબ વર્ણવી છે.

૧૯–૧૪ વણસાડયા–( वि+नश् ) બગાડયા; સરખાવો 'વણસે વણસેવના થકી, નરધારી નરધારણા નકી' છોછ–(સં. स्पर्श; પ્રા. छिवइ; હિન્દી છૂના ઉપરથી.) અશૌચ; અશુદ્ધિ. પૉશો–(સં. प्रसृति) બે હાથના પંઝા એકઠા કરીયે ને જે પોલાણ થાય તે.

૧૯–૧૫ પ્રેમાનન્દે અંહી હાસ્યરસની છોળ ઉરાડી છે. યુદ્ધના ગંભીર અને દારુણ પ્રસંગોની વચ્ચે આવાં વર્ણનો આપવાથી યુદ્ધવર્ણનની એકતાનતા અને તેથી થતો કંટાળો જતાં રહે છે; અને ઉલટું વર્ણનમાં વૈવિધ્ય અને રમણીયતા આવ્યાં છે. એક તરફ રાક્ષસ સૈન્ય અને બીજી તરફ રામનું વાનરસૈન્ય સ્હામસ્હામે પડાવ નાખી પડયું છે; લડાઇ ઘડીકમાં જોસભેર, તો ઘડીકમાં ધીમી થતી જાય છે. એ પ્રસંગને લીધે શ્રોતાઓને સ્હેજ કંટાળો આવવા જેવું થાય એટલામાં અંહી આપેલા વાનરચેષ્ઠાના મનોરંજક વર્ણનથી યુદ્ધવર્ણન સાંભળ્યાનો થાક ઉતરી જાય છે. રૂમરણની માળ–જપમાળ.

૧૯–૧૭ શુક્રાચાર્ય–ભૃગુના પુત્ર અને દાનવોના ગુરુ. એમની પાસે સંજીવની વિદ્યા હતી. એ મ્હોટા વિદ્વાન, યોદ્ધા અને કવિ હતા. ૧૯–૧૮ બીજો પાઠ લઘુનિત–મૂત્રપરિત્યાગ. પૂઠળે (સં. पृष्ठ; પ્રા. पुट्ठ) પાછળ.

૧૯-૧૯ પરમાણે-જાણે; વિભીષણ રામનો ભેદુ ન હોત તો રામને વિજય મળત કે નહિ તે શંકા છે. અંહી તો 'ઘર ફૂટે ઘર જાય' જેવું થયું હતું. ૧૩-૨૧ ભીડયું.-(સં. अपिनद्ध-पिनद्ध) બંધ કર્યું. બીજો પાઠ પૂર્યું-(સં. पूर्-પૂરવું).

૧૯-૨૩ પઠ પ્રહારે ધરા ધમધમે-અતિશયોક્તિ. આખી અણી-(સં. अणि-णी ધાર, કોર) જરા પણ ઇજા વગર; સરખાવો 'અણી ચૂકયો સો વરસ જીવે' ૧૯-૨૪ વઢે ઉતપાત-(उत्+पत् કૂદવું) કૂદી કૂદીને, ઉછળી ઉછળીને લડતા. ૧૯-૨૯ રણ રાખ્યું-અણી સાચવી લીધી; કટોકટીનો પ્રસંગ સાચવ્યો: સરખાવો અભિમન્યુઆખ્યાન કડવું ૫૨-૩૭ 'પછી ખટરથીએ રણ રાખ્યું, બાણે આવ્યો પરજન્ય.'

૧૯-૨૭ શસ્ત્ર સૌ યુદ્ધ અંહીથી શરૂ થાય છે. આ પ્રકારના યુદ્ધમાં શસ્ત્ર પછી ત્હેનું નિવારણ કરનાર બીજું શસ્ત્ર સ્હામું ફેંકાય છે અને આવી અસ્ત્રપરંપરા વર્ણવવાનો કવિઓનો સંપ્રદાય છે. કુસ્તીમાં જેમ એક દાવની બીજી તોડ હોય છે તેમ અંહી હોય છે.

અગ્ન્યાસ્ત્રથી અગ્નિ વરસે ત્હેનું નિવારણ પર્જન્યાસ્ત્રથી થતા વરસાદથી થાય છે. વરસાદના મેઘનાં વાદળાં વિખેરી નાખવાને મેઘનાદે વાયુ પ્રેર્યા એટલે પવનના સપાટામાં વાદળાં વિખેરાઇ ગયાં. સુસવાટ પ્રેરતો વાયુ ઓછો કરવાને લક્ષ્મણે વાયુ ભક્ષી રહેનાર સર્પને સંભાર્યા અને ત્હેનું અસ્ત્ર ફેંકયું. સર્પ પવન ગળી ગયા એટલે એ સર્પને નસાડવા ઇંદ્રજીતે સર્પના જન્મવેરી એવા ગરુડને સંભાર્યો. ગરુડાસ્ત્રથી સર્પ ન્હાસી ગયા એટલે ગરુડને ઉરાડી મૂકવા લક્ષ્મણે મ્હોટા મ્હોટા પથ્થર વરસાવનારૂં શૈલાસ્ત્ર ફેંકયું. એટલે એ પથ્થરને નિવારનાર વજ્રનું અસ્ત્ર ઇંદ્રજીતે ફેંકયું વજ્રથી પથ્થરના ભૂકે ભૂકા થઇ ગયા. આ પછી દેવોનાં આપેલાં અસ્ત્રોનો ઉપયોગ થવા મંડયો. લક્ષ્મણના બ્રહ્માસ્ત્ર સ્હામે ઇંદ્રજીતે રુદ્રાસ્ત્ર મૂકયું. લક્ષ્મણે વિષ્ણુનું અસ્ત્ર મૂકયું (विष् વ્યાપવું એ અર્થમાં) ત્હેના પ્રતાપે સાગરે પણ જાણે માઝા મૂકી. આટલે સુધી અસ્ત્રપરંપરાનું વર્ણન છે. (ટૂંક ૨૭ થી ૩૯) પ્રેમાનન્દે આવુંજ યુદ્ધ વર્ણન અભિમન્યુ અને ષડ્રથી વચ્ચે વર્ણવ્યું

છે. જુઓ કડવું પર–ટૂંકો ૩૩ થી ૪૦ સુધી. વળી ઓખા-હરણનું કડવું ૩૮ મું આ વર્ણનથીજ ભરેલું છે. અસ્ત્ર—( अस् ફેંકવું ) મંત્રથી ફેંકાતાં હથીઆર.

૧૯–૨૮ પ્રગટ્યા–પ્રગટાવ્યા (અકર્મક). ગિરિ કાપી નાખ્યા–ઇંદ્રના વજ્રે ઊંચા વધતા જતા પર્વતોની પાંખો કાપી નાખી હતી. એ ઇંદ્રનું વજ્ર મેઘનાદ ત્હેને જીતીને લઇ આવ્યો હતો.

૧૯–૨૯ અંહી જોવા જેવું છે કે લક્ષ્મણનાં અસ્ત્ર સાત્ત્વિક ( વિષ્ણુ ) અને રાજસ ( બ્રહ્મા ) પ્રકારનાં છે; ઇંદ્રજીત રાક્ષસ હોવાથી ત્હેણે ઉગ્ર તેજસ્વી રૂદ્રનું તામસ અસ્ત્ર, યોજ્યું છે. સુત રાવણે–રાવણ સુત ઇંદ્રજીતે; વિભક્તિનો વ્યત્યય થયો છે.

૧૯–૩૦ થી ૩૩ વિષ્ણુવાસ્ત્રની અસર ઘણે સુધી થઇ છે. અલંકાર અતિશયોક્તિ. ધીમાન—બુદ્ધિવાળો. દેવશાબાન-ઇંદ્ર. કાકુત્સ્થ-કુલદીપન-સૂર્યવંશમાં થઇ ગયેલા ઇક્ષ્વાકુના પુત્ર કકુત્સ્થના કુલમાં રામ થયા હતા–તેથી ત્હેના વંશને દીપાવનાર. અલંકાર રૂપક. પર્વણીએ જ્યમ વાધે સમુદ્ર—જેમ અમાસ અને પૂનમને દિવસે સમુદ્રમાં ભરતી આવે છે તેમ.

૧૯–૩૪ ' ઇંદ્રજીત અકળાયો ઘણું, કો પાસે ન દીઠું પોતા તણું. ' પૃ. ૪૮ મે ૩૪ મી ટૂંકની આ બીજી લીંટી છાપવામાં રહી ગયેલી છે તે ત્યાં વાંચવી. કો પાસે ન દીઠું પોતાતણું—સરખાવો સાતમે કોઠે આવી પહોચેલા અભિમન્યુની સ્થિતિ–તાપીદાસકૃત અભિમન્યુ આખ્યાન " અરૂંપરૂં શોધે તેણીવાર, દેખે નહિ કો આવે વાહાર; અકળાયો મન પેહેલી આશ, હવે ભીમનો શો વિશ્વાસ. "

૧૯–૩૫–૩૬ ધનુખ આકરખી–( आ+कृष् ખેંચવું ) ધનુષ્ય ખેંચવું. ષનો ખ થયો છે. ધારા જાણે ચમકે વીજળી–શરની ધારાનો ઝંઝઝમતો ચળકાટ અને વેગને લીધે વીજળીની ઉત્પ્રેક્ષા કરી છે: વીજળી–( સં. विद्युल्लता; પ્રા. विज्जुल्लिआ; દેશ્ય विज्जुला. ) શકે... ...ફાડશે-ઉત્પ્રેક્ષા. બ્રહ્માંડને ફાડશે—ગંગાવતરણ વખતે બ્રહ્માંડમાંથી છિદ્ર પડયું હતું તે દ્વારા ગંગા નીચે આવ્યાં હતાં એમ કથા છે તે ઉપરથી.

૧૯-૩૭ લોલ-હાલતાં. કપોલ-ગાલ. મુખ સોળકળા શશી બાળ-મુખ તો સોળ કળાથી ખીલેલો ચંદ્રજ જોઇ લ્યો-એવું હતું.

૧૯-૩૮-૬૯ સુલોચના-શેષનાગની પુત્રી, ઇંદ્રજીતની પત્ની. તે સતી ગણાય છે. ઇંદ્રજીતનું માથું ખોળામાં લઇ એણે અગ્નિપ્રવેશ કર્યો હતો. દોલતરામ પંડયાએ " ઇંદ્રજીતવધકાવ્ય " નામનું મહાકાવ્ય આ પ્રસંગ ઉપર રચ્યું છે.

---

## કડવું ૨૦ મું.

ઇંદ્રજીતવધથી મંદોદરીના ત્રણે પુત્ર મરાયા; એમ થવાથી એક વ્હાલસોઇ માતા જે વિલાપ કરે છે તે હૃદયને હલમલાવી નાખે ત્હેવો છે. પરિણામે રાવણને એ વિલાપની અસર થાય છે ને એ બીજીવાર યુદ્ધે ચઢે છે.

૨૦-૨૩ વાંઝણી-( સં. वन्ध्या; પ્રા. वंझा ) પુત્ર વગરની. થઇ લંકા ઉજ્જડ સમશાન-અલંકાર રૂપક. ૨૦-૪ જુગ જાણીતા-જગપ્રસિદ્ધ. દુઃખણી-( दुःखिनी ) દુઃખવાળી.

૨૦-૬ કુમુદિની પેરે કરમાણી-અલંકાર ઉપમા. ૨૦-૭ બીજો પાઠ બુદ્ધિભ્રષ્ટ-મંદોદરી પોતાના પતિ રાવણને આવા કઠણ શબ્દો કહે એ અજુગતું લાગે છે. ૨૦-૯ વાસવી સાંગ—વાસવ-ઇંદ્રે આપેલી સાંગ. હંસ—જૂઓ કડવું ૧૫-૫૪. ૨૦-૧૨ સળકે શેષ, ધરા ધમધમે-શેષ હાલવા માંડયા, પૃથ્વી ધ્રૂજવા મંડી; અતિશયોક્તિ. ૨૦-૧૩ ઉડે રેણુ...થાશે એક-અલંકાર ઉત્પ્રેક્ષા. શોણિત સરિતા-જૂવો કડવું ૧૫-૧૩. ૨૦-૧૪ જાજુલ-( ज्वल् ઉપરથી जाज्वल्यमान ) ધીગ ધીગતો અને રાતો. અકલે અનલ...તદ્રુપ-અલંકાર ઉપમા.

૨૦-૧૬ શરપ્રહારે ઉડયા જેમ રેણુ-જેમ ધૂળના રજકણ ઉડે તેમ-અલંકાર ઉપમા. દોહોવટ-૨૦-૧૭ ( दश+पर्म ) દશે દિશાએ ૨૦-૧૮ સાથ અનાથવત થયો-આખું સૈન્ય રક્ષક-નેતા વગરનું થયું.

૨૦-૨૧ માર્યું કપિહળ...કહળી. અલંકાર ઉપમા. ૨૦-૨૨ ક્ષિતિતલ-જમીન. પડછંદા ( સં. प्रतिच्छन्द )-પડઘા. સરખાવો ન્હાનાલાલ, 'ઝીણા ઝીણા મેહ'નો રાસ:-'મીઠા મૃદંગ પડછંદા રે' થયો રુદ્ર...... આવર્યો-કોપ રૂપી તમસ્-અંધકારને લીધે રુદ્ર જેવો ભયાનક થયો અને એનું મુખ ક્રોધના આવેશથી ઘેરા લાલ રંગથી છવાયું.

૨૦-૨૪ જયમ બીલમાંહે...પાપણી—અલંકાર પૂર્ણોપમા. બીલ-દર; સરખાવો અભિમન્યુ આખ્યાન કડવું ૫૩-૨૨ ' એવે એક શસ્ત્રરાયે, મૂકી મોટી સાંગ; સર્પણી સરખી આવી પેંઠી અભિમનને અંગ. '

૨૦-૨૭ શિતલ પદ...કર્ણ આ બધાં મૃત્યુનાં ચિન્હો છે; મૃત્યુ વખતનાં શીત આવે છે ત્હેનો ઉલ્લેખ અંહી થયો છે. ૨૦—૨૮ પ્રાણ વોહોણો-( સં. विहीन; પ્રા. विहूणं ) પ્રાણ વગરનો. ૨૦-૨૯ સુપેણજન-' જન ' શબ્દ માનાર્થે વપરાયો છે.

૨૦-૩૦ સંત શિરોમણ—સાધુઓમાં શ્રેષ્ઠ. છેહ-( સં. छिद् કાપવું; विच्छेद-વછો આ ધાતુ ઉપરથી છે. ) છેહ દેવો-સ્નેહ કાપવો, દગો દેવો, વિશ્વાસઘાત કરવો. ૨૦ ૩૧ ધીર-( સં. धैर्य ) ધીરજ. ચિત્રકૂટ-એ નામનો બુંદેલખંડમાં પર્વત છે; ત્યાં રામે પહેલો વનવાસમાં મુકામ કર્યો હતો.

૨૦-૩૪ મત્ય—( मति-ઇ નો ય થયો છે. ) બુદ્ધિ. પત્ય-( સં. प्रति+इ વિશ્વાસ મૂકવો. प्रतिति ) વિશ્વાસ. માઠી-(मृष्ठ, मृष धातु ) ખરાબ. ૨૦-૩૫ ગોહ્યારો-(સં. गो+हत्या+कार ) મહા પાપી. ૨૦-૩૭ સુરતક પડિયો આલ-મ્હોટું દુઃખ પડ્યું. કરણી-( कृ ધાતુનું નામ करण તેનું સ્ત્રીલિંગ ) આચરણ. સરખાવો ' કરણી તેવી પાર ઉતરણી '.

૨૦-૩૯ હોય કાહપે પાષાણ કઠણ......મારૂં ફૂડે—અંહી ઉપમાનનો ઉત્તરોત્તર ઉત્કર્ષ બતાવવાથી અલંકાર સાર. સરખાવો

દશમ સ્કંધ, નાગદમન. 'હોય કાષ્ટપેં પાષાણ કઠીન, તેથી કઠીન છે લોઢું; વજ્ર તુલ્ય છે કાળજ મારૂં, શું દેખાડું મોહોડું રે-શામળીયા'.

૨-૪૦ આ કડી અને પછીની કડીની એક લીટીમાં એક સંસ્કૃત શ્લોકનો ભાવાર્થ કવિએ મૂકયો છે એમ લગભગ બધી પ્રતો ઉપરથી જણાય છે. એ શ્લોક લહીઆઓના દોષથી અશુદ્ધ છે, તે આમ હોવો જોઇએ એમ લાગે છે—" निर्गुणे हि शरीरे मे पक्रमेवाद्भुतं महत् । यद्यत् पतति सौमित्रे तत्तत्सर्वं सह्यते मया ॥ "

૨૦-૪૨ તો આજ કેમ અધર્મી થયો—સરખાવો ઉત્તરરામચરિત નાટક—જ્યાં બ્રાહ્મણપુત્રના અકાળમૃત્યુથી ત્હેનો પિતા રામના રાજ્યને માથે અધર્મનો દોષ મૂકે છે. અંહી લક્ષ્મણના જીવનમાંથી પરિચીત એવા પ્રસંગો સંભારી સંભારી રામ એના સ્નેહ માટે આંસુ સારે છે. આ વર્ણનમાં કરુણરસની રેલ રેલી છે, અને વાંચનાર રામના દુઃખમાં ભાગ લેવા મંડી જાય છે એટલું બધું વર્ણન સ્વાભાવિક છે.

૨૦-૪૫ દશરથ રાજાને સ્વર્ગમાં કલ્પી રામ ત્હેમને ઉદ્દેશીને કહે છે; અંહી કવિએ કરુણ રસની હદ વાળી છે. ૨૦-૪૬ જડચેતન બધું અંહી રડે છે અને રામના દુઃખમાં સમભાગ થાય છે. સરખાવો દશમ સ્કંધ દેવકીવિલાપ-'રોયાં વૃદ્ધ જોબન હો, રુવે બાળક બાહુઆં, રોયા હય હસ્તી હો, રોયાં નગર ઝાડુવાં-દેવકી રોતાં હો રોઇ પ્રજા આમની'-વૃક્ષને મનુષ્યની પેઠે લાગણી થાય છે એમ ડૉ. જગદીશચંદ્ર બોઝે પૂરવાર કરી બતાવ્યું છે. ૨૦-૪૯ જલજંત-( जंतु ) જળચર પ્રાણી ૨૦-૫૧ શલ્યવિશલ્યા શલ્યને કાઢી નાખનાર ઔષધી; મૃતસંજીવની. જુવો ૨૦-૫૮ 'વિશલ્યકરણી'. ૨૦-૫૩ પ્રાતસ્-સ્હવાર.

૨૦-૫૭ આગળથો—આગળથી; પ્રેમાનંદ 'થી'ના અર્થમાં 'થો' ઘણું વાપરે છે. જુવો ચંદ્રહાસ આખ્યાન કડવું ૧૫-૯ 'મેં પાપણીએ પુન્ય ન કીધું, તો કયાંથો આવો સ્વામ;' અભિમન્યુ આખ્યાન 'પાપી રહો પ્રાણ લેવા, પેટમાંથો નવ હાલેજી.' ૨૦-૬૦ નિઃશે-( निश्चय ) નિશ્ચય કરીને, નક્કી.

૨૦-૬૧ રજની ગયું—રાત થઇ. અંહી 'રજની' સ્ત્રીલિંગ છતાં નપુંસકલિંગ વપરાયું છે. ૨૦-૬૨ સમૂળો-મૂળ સહિત, બધો. તે પુષ્પવત લીધો કપિશીશ-પર્વતને પુષ્પ સાથે સરખાવવાથી ફુલ જેવો તે હલકો છે એવો ધ્વનિ નિકળે છે. અલંકાર રૂપક. ૨૦-૬૩ નિધન-( नि+हन )-મૃત્યુ.

૨૦-૬૪ અંહી એક બોધક પ્રસંગ કવિએ મૂક્યો છે. અહંકાર માટે સરખાવો બાઇબલમાંનું વાક્ય 'Pride hath a fall.' ૨૦-૬૫ પાવનપુરી અયોધ્યા-સાત મોક્ષ આપનારી નગરીઓમાં અયોધ્યા એક છે. જૂઓ-' अयोध्यामथुरामाया, काशीकाञ्चीअवन्तिका । पुरीद्वारवती चैव सप्तैता मोक्षदायिकाः ॥ '

૨૦-૬૬ તેણે સમે......ફેરા ફરે—અંહી કવિએ ભરતને દશરથ-રાજ્યના રક્ષક તરીકે બતાવી ત્હેના ઉદારાપણામાં ઉમેરો કર્યો છે. ૨૦-૬૮ ધરણ-ધરણિ-પૃથ્વી. ગિરિ-દ્રોણાચલ. ૨૦-૭૧ શર પ્રહારની પીડા ઘણી-અંહી હનુમાનની સ્વામિભક્તિ અને સેવાધર્મની તીવ્ર લાગણી જ્વલંત પ્રકાશે છે.

૨૦-૭૩ શર—( સં. शरः ) સંસ્કૃતમાં પુલ્લિંગવાચક છે; છતાં ગુજરાતીમાં 'બાણ' ના અર્થમાં એનું નપુંસક લિંગ છે; અંહી મૂલની જાતિ છોડી દેવાઇ નથી ૨૦-૭૫ થઈ વિસર્જન-અદૃશ્ય થઇ ગઇ.

---

## કડવું. ૨૧ મું.

આ કડવામાં રામબાણની સર્વવ્યાપકતા અને રાવણની પરાધીન સ્થિતિ બતાવ્યાં છે. સર્વ સંબંધીઓ દુઃખની વેળાએ એનાથી વેગળા જાય છે—ત્હેનો પણ રાવણને અનુભવ થાય છે. તેથીજ મંદોદરી અર્થાન્તરન્યાસથી કહે છે ' નથી નાથ ! કો દોહલે કાળ બાથી. '

૨૧-૨ દશમુખ ફેરીને નવમુખ છાંડે—દશમુખ રાવણ, રામનાં બાણ સ્હામે ફેરીને મ્હોં માંડી શકતો નહોતો. અંહી 'દ' અને 'નવ'

સાથે આવવાથી અર્થનો ભ્રમ થાય છે; પરંતુ 'નવ' નો અર્થ નકારમાં લેતાં એ ભ્રાન્તિ દૂર થાય છે. પતીત પૂઠે...તેવાં–અલંકાર ઉપમા.

૨૧–૩ ઉદ્યાન–વાડી; 'ઉજાણી' શબ્દ આ ઉપરથી બન્યો છે. ભોંયરાં–( भूमिगृहं–भूंइघरं–भूंइहरं–भूंइअरं– ). મેડી–( સં. माडि; મરાઠીમાં આજ શબ્દ વપરાય છે ). ચર્યું ખેડી–પગથી આગળ ધપીને; સં. खेटक ઉપરથી ?

૨૧–૫ મુખઢાળો દેઇ–(त्यज–ટાળવું ઉપરથી નામ 'ટાળો'). મ્હોં આગળથી દૂર થવું. ૨૧–૬ મામ–(સં. मम)–મમત. સરખાવો સુદામાચરિત્ર 'મામે વણસે કામ, મામ ન મૂકીએ રે'

૨૧–૭ રામનાં બાણ સતી મંદોદરીની મર્યાદા છાંડતાં નથી–એટલો બધો મંદોદરીના સતીત્વનો અને ચારિત્રનો મહિમા અંહી ધ્વનિત છે. ૨૧–૮ મુજબુધ થોડી–વિનય બતાવે છે. લાગ્યા બોલ કડવા પ્રથમ જેહ ગીઠા–પહેલાં મનને સારા લાગે એવા શબ્દો ત્હમે સાંભળ્યા; હવે એ ત્હમને કડવા લાગશે. સરખાવો કવિ ભારવી, કિરાતાર્જુનીય 'हितं मनोहारी च दुर्लभं वचः' તેમજ સુભાષિત 'अप्रियस्यापि पथ्यस्य श्रोतावक्ता च दुर्लभः।'

૨૧–૯ કંથ–(સં. कान्त; પ્રા. कन्तु) નાથ, પતિ. રણીયા–( ફા. रण ) આડા, જક્કી. બીજો પાઠ રાગી–(राग–ક્રોધના અર્થમાં મરાઠીમાં વપરાય છે.) કયમ હરણ જીતે......સાથે–અલંકાર વિષમ. કુંજર જીત્યો કંઈ......સાથે–અલંકાર વિષમ.

૨૧–૧૦ કાંહાં મેરુ કાંહાં કાંકરો, સમુદ્રખાડી—અલંકાર વિષમ. ભલી લાજ કાઢી–વચન કટાક્ષયુક્ત છે. ૨૧–૧૩ સેજ સુતા–( સં. शय्या; પ્રા. सेज्जा ) પથારીમાં સુતા. સમ–(સં. सपथ અરબી कसम )–સોગન. ૨૧–૧૪ નથી નાથ કો હોહલે કાળ બાથી–અલંકાર અર્થાન્તરન્યાસ. સરખાવો કડવું ૮–૧૦ 'વાંકી તે વેળાએ રે કો, વાહાલું કો નથી'

. દશમુખ નિરમુખ કહો કેમ ફરીયા–રાવણને દશમુખ છતાં

મુખ વગરનાં કેમ કર્યાં એમ વિરોધ; પરંતુ 'નિરમુખ' એટલે પડી ગયેલે મ્હોડે' એમ અર્થ હોવાથી વિરોધનો પરિહાર થાય છે. તેથી અલંકાર વિરોધાભાસ. ૨૧-૧૫ લટપટી પાઘ-સરખાવો મામેરૂં કડવું ૧૩-દામોદર દોશીનું વર્ણન 'બાંધી પાઘ તે અવળે આંટે રે' શર-ઘા; બાણનો ઘા.

૨૧-૧૬ લાજ્યો.....ગર્વવાણી-અભિમાનીનું અભિમાન મંદોદરી આગળ પારાની પેઠે ઉતરી જાય છે; અને એના મ્હોંમાં હવે ગર્વ-વાણી શોભે નહિ. તેથી મંદોદરીના શબ્દ એ મૂગે મ્હોંએ સાંભળી લે છે. ૨૧-૧૭ ફ્રેડો દેહ મૂકી જયમ......રાવણરાય-અલંકાર પૂર્ણોપમા આ કરુણ ઉપમા, આગળ જતાં સર્વથા સાચી પડે છે.

૨૧-૧૮ ભૂંગળ તણો નાદ.....દિગ્પાળ ચારે-અલંકાર અતિશયોક્તિ. ૨૧-૧૯ આ ટૂંકમાં બે ઉત્પ્રેક્ષાઓ છે. ૨૧-૨૦ આજ્ય -ઘી. ૨૧-૨૨ ઓઢયાં ઉંટનાં ચર્મ રુધિર ગળતાં-અંહી બીભત્સરસ છે. ૨૧-૨૪ શૂરને મુખ સંગ્રામ લેતા-સ્હામે મ્હોંએ લડતા. ઝૂંઝાર-( સં. युध्यति; પ્રા. जुज्झइ ઝૂઝે. ) ઝૂઝનાર. ૨૧-૨૫ શું પ્રહલે કરવા............વેશ લીધો—ઉત્પ્રેક્ષા.

૨૧-૨૬ વપુક્રોધ......ફરતો-રાવણના શરીર ( વપુ )માં ક્રોધ વ્યાપી રહ્યો હતો અને તેથી જાણે કાળ હોય ત્હેવી એની મુખકાન્તિ થઇ હતી; અને એ ફરે તેમ મેઘાડંબર ફરવાથી જાણે એ આકાશ સાથે ફરતો હોય એમ લાગતું. આ ટૂંકનો સરલ અર્થ એકકે પ્રતમાં નથી જડયો. ૨૧-૨૭ દશશૃંગનો પર્વત રાય ભાસે-અલંકાર ઉત્પ્રેક્ષા ગુફામુખ જેવાં વદન—રૂપક અલંકાર.

---

## કડવું ૨૨ મું.

આ કડવામાં આપેલા યુદ્ધવર્ણનમાં દરેક ચરણમાં ત્રણ ત્રણ યમક આવે છે; તે ઉપરથી ' છંદ ત્રિતાલો ' એમ કહ્યું હોય એમ લાગે છે. છંદમાં અનુપ્રાસની ઝડઝમકને લીધે લડાઇના વર્ણનને માટે તે બહુ

અનુકૂલ જણાય છે. ઘોર સંગ્રામનું ધમધમતું અને ઉછળતું વર્ણન એકશ્વાસે વાંચી જઈએ ત્હેવું છે. વર્ણનમાં, લડાઈનું ઘમસાણ આંખ આગળ પ્રત્યક્ષ કરવાનો ગુણ છે; અને ત્યાંજ કવિની કલાની સફલતા છે. અભિમન્યુઆખ્યાનમાં પ્રેમાનન્દે ૪૪ મા કડવામાં આવા ત્રિતાલવાળા છંદમાંજ યુદ્ધવર્ણન કર્યું છે; તે વર્ણન આ કડવા સાથે વાંચી જવાની અમારી ખાસ ભલામણ છે. યુદ્ધવર્ણન સિવાય દમયન્તીના સ્વરૂપ-વર્ણન વખતે પણ, પ્રેમાનન્દ નળાખ્યાનના ર૭ મા કડવામાં 'નૃપભિમક તનયા, રૂપ બનયા, રસીલી રંગ પૂરણા'–એ હરિગીતની ચાલમાં જે યમકની ચમત્કૃતિભર્યું વર્ણન આપે છે તે પણ આવુંજ સુન્દર છે.

યુદ્ધમાં હથીયારનો કડકડાટ, દોડધામ, ઘાયલની ચીસ, મારફાડ, કાપાકાપી વગેરે થાય ત્હેનું વર્ણન કરવામાં શબ્દો પણ એવા કઠોર અને કર્કશ જોઈયે. ઘોર ઘંઘેર ધ્વનિનો ખ્યાલ આપવા અઘોષ વ્યંજનો, અનુનાસિકો અને ઘ, ઝ, ઢ, ધ, ભ જેવા દરેક વર્ગના વ્યંજનો વપરાય છે આમ રસ અને પ્રસંગને અનુરૂપ વાણીની રચના કવિઓ કરે છે.

૨૨–૧ સોંઢયા– ( સં. **समुपढौक्**; સરખાવો ઢૂંકવું, ઢૂંકડું; અથવા **समृद्ध–समुड्ढ–संवुड्ढ**–સોંઢ–**समृद्ध** એટલે શૌર્યની સમૃદ્ધિ-યુક્ત. શૂર ચઢવાને ' સાંઢવું ' કહે છે—' મીયાંકી બકરી સાંઢે જબ વાઘકુ બી મારે. ' ) સૂંઢાડયા; તૈયાર થયા. કુમદંડ-ઝાડનો થડ. ૨૨–૨ ગુભલ્લ–ભાલાવડે, ૨૨-૩ અસ્થિ ચૂરે-હાડકાં ચૂર્ણ કરે. ૨૨–મુખે માર ભાખે–' મારો મારો ' એમ મુખથી બોલે. ૨૨–૫–રૂંઢમુંઢ–મૂંડેહું રૂંઢ–ખોપરી, મૂઢ-ભભાન. ૨૨–૬ વઢારે–( સં. **वि+कृ; विकारय** ) યુદ્ધને માટે બોલાવે. પગે ઝીંક–પગથી પકડીને ઝીંકી નાખે; પછાડે. હૈયે હીક આવે સરખાવો અભિમન્યુઆખ્યાન ' ધસી મારે ઢીંક, હૈયે આવે હીક, છીંક ખાતાં કોના જીવ જાયે. ' ૨૨-૭ યત્ર તત્ર સર્વત્ર-અંહી ત્યાં ને બધે. ૨૨–૯ એકજ થાયે–એક જથામાં આવી જાય. ૨૨–૧૦ જાજરી—( સં. **जर्जरित** ) વિખેરીનાખી; ઝાંખી કરી નાખી.

# કડવું ૨૩ મું.

આ કડવામાં રામરાવણનું આખરનું યુદ્ધ વર્ણવાયું છે. વાલ્મીકિ લખે છે, " આ રામરાવણનું યુદ્ધ એટલે गगनं गगनाकारं सागरः सागरोपमः। रामरावणयोर्युद्धं रामरावणयोरिव ॥-" આ અનન્વય અલંકારથી રામરાવણ યુદ્ધ એ જાણે न भूतो न भविष्यति એવું અદ્વિતીય કહેવાય છે.

૨૩-૨ કોદંડ—ધનુષ્ય; ત્હેના ટંકારની અસર આ ટૂંકમાં અતિશયોક્તિથી વર્ણવી છે. જૂઓ કડવું ૩-ટૂંક ૫-૬-૭. ૨૩-૩ માર્તંડ-સૂર્ય. શતખંડ-સો કકડા. ૨૩-૫ ભારતી-સરસ્વતી. ૨૩-૬ નિર્જર-જેને જરા (વૃદ્ધાવસ્થા) નથી તે-દેવ (બહુવ્રીહિ) ૨૩-૮ જન્મ પ્રલહે ......સ્વરૂપ-અલંકાર પૂર્ણોપમા.

૨૩-૧૦ રાવણના મારથી વાનરો સંગ્રામ, રામ અને પોતાની મામ-ત્રણે મૂકીને ન્હાશી ગયા. કવિએ રાવણના પરાક્રમ અને શૂરાતનને પૂરતો ન્યાય આપ્યો છે. એને માટે વખાણ કરતાં કવિ અટક્યા નથી. આ ટૂંકમાં પહેલી લીટીમાં લ, લ અને બીજીમાં આમ, આમ સાથે આવવાથી અનુપ્રાસ નામનો શબ્દાલંકાર થયો છે.

૨૩-૧૩ શું અલ્પે......રામે કરી-પ્રલયના વખતનો જાણે અગ્નિ ( પાવક ) ન હોય તેમ ક્રોધની ઝાળથી ક્રૂર લાગતી દૃષ્ટિથી રામે જોયું. ૨૩-૧૬ વનચર—વનમાં ચરે તે, વાનર. ૨૩-૧૮ અંબેનું-અંબાનું, માતાજીનું. સાધન-આરાધન. ૨૩-૧૯ સોડનો ઘા થયો સહોદર-ભાઇ થઇને ભાઇને જ ઘા માર્યો; પેટમાં પેંશી પાળી મારી. સરખાવો કહેવત " ઘર ફૂટે ઘર જાય, " વિભીષણ રામના પક્ષમાં છતાં બાંધની ખાતર કવિએ એને આડકતરો ઠીક ચાબકા માર્યો છે. સોડ-(સં.शाटक) વસ્ત્ર; સરખાવો ' સોડ ઘાલવી. '

# કડવુ' ૨૪ મુ'.

આ કડવામાં અનુષ્ઠાન અને ત્હેની સાધનસામગ્રી કવિના વખ-
ા કર્મકાંડીઓ જેમ વાપરતા તેમ કવિએ વર્ણવ્યાં છે. ધ્યાનભંગ માટે
નરો જે ઉપાયો યોજે છે ત્હેનું હાસ્યરસથી ઉછળતું વર્ણન આપવાની
અંહી કવિએ સાધી છે. એક સ્થાયી રસની પુષ્ટિને અર્થે બીજા
ચારી ભાવનું આલંબન કવિ વખતો વખત કરે છે, તેમ અંહી થયું
સરખાવો ઇંદ્રજીતયજ્ઞભંગ વખતનું વર્ણન કડવું ૧૯.

૨૪-૪ કરે કૌતક—( સં. कौतुक ) ઉપહાસ, મશ્કરી કરે.
-૫ ક્ષુદ્ર વચન આરાધન પ્રકારો-જૂવો કડવું ૧૫-૧૬ 'લક્ષ ગાળ
ી ગ્રહી કાન'. નાના ભાત—અનેક પ્રકારે. સરખાવો ' नाना नारी,
नष्फला लोकयात्रा । '. મૂછ-( સં. श्मश्रू; પ્રા. मस्सु ).
-( સં. कूर्च ) દાઢી. રંજાડે—( ફા. रञ्जीदन् શોક કરવો; 'રંજ'—
ક આ ઉપરથી છે. ) ત્રાસ આપે, દુઃખ દે. ૨૪-૮ મંદોદરીનું અપ-
ન કરવાનું બીડું ઝડપનાર અંગદ કેમ થયો તે જાણવા સાધન નથી.

૨૪-૧૦ અંહી ક્ષુદ્ર વાનરોથી બળવાન પતિ સન્મુખ કેશ ગ્રહીને
પમાન પામતી મંદોદરી સાથે દુર્યોધનસભામાં યુધિષ્ઠિરભીમઅર્જુન-
મુખ દુઃશાસનને હાથે અપમાન પામતી દ્રૌપદીનો પ્રસંગ સરખા-
ા જેવો છે.

૨૪-૧૧ વીલુ'—(સં. विह्वलकं; પ્રા. विहलउ-विहलउं)
મણું; ઓશીયાળું. વિનતા-( वनिता; वन् સ્નેહ કરવો)—સ્ત્રી; અંહી
રવ્યત્યય થયો છે, અને વ, વ સાથે આવવાથી અનુપ્રાસ થયો છે.
ધનાધની માતા—અંહી વિશેષણ સાભિપ્રાય છે—ઇંદ્રજીત જેવા પરાક્રમી
ની માતાની આવી સ્થિતિ !—એવો ભાવ છે; અલંકાર પરિકર.

૨૪ ૧૨ શોચે ભરીયો—અંહી ક્રિયાપદને સ્ત્રીવાચક બહુવચન
ાડવાનો દાખલો છે. પુરાણીઓની કથામાં 'ગોપીયો જતીયો હતીયો'
ી રીતના પ્રયોગો સાંભળીયે છીયે.

૨૪-૧૩ **શ્રવણ સાંભળો...ટીટૂડી**—અલંકાર ઉપમા; અંહી કવિએ સુન્દર ઉપમાન કલ્પ્યું છે. વાલ્મીકિ પણ યુદ્ધકાંડ સર્ગ ૩૨ શ્લોક ૩ માં ' **क्रोशन्ती कुररी यथा ।** ' એમ ઉપમા આપે છે. ટીટૂડી-( **टिट्टिभ** ) ન્હાનું સરખું પંખી છે; એટલે ત્હેની પામરતા અને બલહીનતા અંહી ઉંડી અસર કરે છે.

૨૪-૧૪ **શત્રુથકા**—સ્હામા, વિરોધી પક્ષના હોવા છતાં; દેવને પણ દયા અને ન્યાયવૃત્તિ હમેશાં રહે છે એમ આથી બતાવ્યું છે. સરખાવો સુદામાચરિત્ર ૩-૯ ' રાજા થકા ભિક્ષાએ જય, જાચ્યા શ્રી જુગદીશ. ', થકા-(**स्था** ધાતુ ઉપરથી, જૂ ગુ. માં 'સ્થકા' રૂપ છે)-હોવા છતાં. ૨૪—૧૫ **તાપસના સેવક**—રામ લક્ષ્મણે વનવાસ કરેલો તેથી તાપસ. ૨૪—૨૧ મંદોદરીના ઉદ્‌ગારો કવિએ એવા સચોટ વર્ણવ્યા છે કે અંહી આપેલી ઉપમા શ્રેષ્ઠ પ્રકારની થઇ છે **જીવતા વાઘની ત્વચા**......તે **બલ માહારી થાય**—તીવ્ર અસર કરે અને રૂવાં ઉભાં કરી નાખે એવા એક સતીને છાજતા શબ્દો અહીં મંદોદરીના મુખમાં મૂકાયા છે. ૨૪—૧૭ **બળનષ્ટ**—બળ નાશ પામ્યું છે જેનું એવા ( બહુવ્રીહિ ); બીજો પાઠ ' નિર્બળશઠ '— નિર્બળ થયા તેથી શઠ થયા.

૨૪-**તસ્કર**—ચોર; કારણ કે રામલક્ષ્મણમાંથી કોઇ પણ પર્ણકુટિમાં નહોતું ત્યારે રાવણ સીતાને હરી ગયો હતો. **એક પુસ્તક ..દસ પુસ્તક ધિઃક્કાર**—અલંકાર માટે જૂવો કડવું ૧૫-૩૯.

૨૪—૧૯ અંહી અંગદ અને વાનરોના શબ્દો અતિ હીન છે. કોઇના ઘરમાં રહેલી સ્ત્રીનો બીજો પુરુષ અંગીકાર કરે ત્હેમાં નીતિની ભાવના ખરેખર હલકી કહેવાય; છતાં રામાયણ-કાળમાંજ આપણને બે દાખલા મળ્યા છે તે ધ્યાનમાં લેવા ઘટે છે-એક તારા અને બીજી મંદોદરી. **ઘરુણી**-( **गृहिणी** ) સ્ત્રી. **તારુણી**—તરુણ સ્ત્રી. ૨૪-૨૨ અંહી ભવિષ્યમાં થનારી વસ્તુને કવિએ કહી છે; અંગ્રેજીમાં ત્હેને Historic Fallacy કહે છે. ૨૪-૨૩ આ વલણમાં ઉપલી લીંટીમાં સૂચવેલા પ્રશ્નનો ઉત્તર આપેલો છે.

---

# કડવું ૨૫ મું.

૨૫-૧ **દશ ચાપ મંડલાકાર કીધાં**-બે હાથમાં એક ચાપ (ધનુષ્ય) એમ એકંદરે દસ ધનુષ્ય એકી વખતે રાવણે ચઢાવ્યાં. **મંડલાકાર કીધાં**-ધનુષ્યની દોરી ખેંચાય ત્યારે ગોળ આકાર થાય છે; સરખાવો કુમારસંભવઃ—કામે શિવ સ્હામે જે ધનુષ્ય ચઢાવ્યું છે ત્હેનું વર્ણન કાલિદાસ આમ આપે છે.—'**ददर्श चक्रीकृतचारुचापं**'–સર્ગ ૩ શ્લો.૭૦. **અખંડ શરની ધાર રે**–બાણની ધારા અખંડ–સતત વરસતી હતી.

૨૫-૨ **શ્યામ, રામ અને સંગ્રામ**–દરેકમાં આમ, આમનો ઉચ્ચાર થવાથી **શ્રુતિવૃત્તિ** નામનો શબ્દાલંકાર થયો છે. **મેઘશ્યામ**–ચારે યુગમાં ઇશ્વરાવતારના વર્ણ જૂદા જૂદા કહ્યા છે; સત્ય કરતાં દ્વાપરમાં સ્હેજ ભૂખરો, તેથી ત્રેતામાં વધારે ઘેરો અને કલિયુગમાં તેથી વધારે શ્યામ–એમ પુરાણ કહે છે. રામ ત્રેતાની શરૂઆતમાં થઇ ગયા. ૨૫-૩ અંહીથી ઇંદ્રે મોકલેલા રથનું વર્ણન છ ટૂંકમાં આપ્યું છે. **માતલી**–ઇંદ્રનો સારથી. ૨૫-૪ **રથચક્ર......ગાજે મેઘ રે**–અલંકાર ઉપમા; સરખાવો શાકુન્તલમાં આ માતલીનાજ રથનું વર્ણન, અંક છઠ્ઠો. ૨૫-૫ **પ્રથગ**–( **पृथक्** ) જૂદા જૂદા. **નવજાતિ**–મણિની નવ જાત છે **મીનાકારી**–મીનાની કારીગીરીવાળું. **મીનો**–(ફા ) કાચના જેવી ચળકતી એક વસ્તુ.

૨૫-૬ **શ્રીકાર**—સુંદર. **તકીયા**—( ફા. ) અઢેલવાની વસ્તુ; સરખાવો 'ગ્રિજનાથ અનાથનકો **તકીયો** હય.' **વીંજણા** (સં. **व्यजन**;—પંખા. ૨૫-૮ **ફેરવાળ**-ફરી શકે એવી. **તુરંગ**- (ત્વરાથી જાય છે માટે ) ઘોડા. **હીસારવ**–(સં. **हेषारव**) ઘોડાનો હણહણાટ. ૨૫-૯ **રવિમંડળ વા ચંદ્રમંડળ......વૈમાન રે**—અલંકાર ઉપમા. **વિમાન**–(**वि+मान** વજન) જેનું વજન નથી, બહુ હલકું છે એવું આકાશમાં ફરવાનું વાહન. ૨૫-૧૦ **ક્રૂર દ્રષ્ટે**-રામને પોતાની વિરુદ્ધ મદદ આપવાને લીધે રાવણે ઇંદ્ર સ્હામું કરડી નજરે જોયું. ૨૫-૧૩ આ ટૂંકની પહેલી લીટીમાં ૫, ૫ સાથે આવવાથી **અનુપ્રાસ** થયો છે. **પદરજ**-અંહી સમર્પણભાવ ધ્વનિત કર્યો છે. **હોય...ઇંદ્રરાય રે**–'ઇજત' પ્રા. કા. માં છે, તે 'ઇંદ્ર'ને બદલે પ્રતની અશુદ્ધિને લીધે લેવાયું લાગે છે.

૨૫-૧૬ આ ટૂંકમાં, રાવણના અવસાનને નજીક લાવનાર દુષ્ટ ગ્રહયોગનું જે જૂથ (રિષ્ટ) બાઝયું હતું તે નીચેની ટૂંકોમાં કવિ ગણાવી જાય છે. વિશ્વામિત્ર-મ્હોટા તપસ્વી હતા; પોતે ક્ષત્રિય રાજાના પુત્ર હોવાથી રાજર્ષિ કહેવાતા. એમને બ્રહ્મર્ષિ થવાની ઇચ્છા હતી. તે બાબતમાં એમને વસિષ્ઠ સાથે વાદ થયો હતો. એક વાર દશરથ રાજા પાસેથી પોતાના યજ્ઞના રક્ષણ માટે બાલક રામલક્ષ્મણને એ માગી ગયા હતા. ત્યાં રાક્ષસનો વધ થયા પછી ત્યાંથી જનકને ત્યાં સીતાસ્વયંવરમાં એ ગયા હતા. રામલક્ષ્મણને ધનુર્વિદ્યા એમણે શિખવાડી હતી. તેથીજ અંહી રામ એમનું સ્મરણ કરે છે.

૨૫-૧૭ શિવના અશ્રુ રાખ્યા નહિ રે—જૂવો કડવું ૭-૧૬. શાપ છે નંદી તણો-એક સમયે રાવણે પોતે શિવભક્ત હોવા છતા નંદીશ્વરનું મોઢું જોઇ હસીને કહ્યું કે "આ તો સાવ વાનરમુખો છે." તેથી કોપ પામી નંદીએ શાપ દીધો હતો કે "હારૂં મૃત્યુ વાનરથી નિર્માણ થશે "-જૂવો વાલ્મીકિ રામાયણ-ઉત્તરકાંડ સર્ગ ૧૬. શુક્ર-ભાન. ૨૫-૧૮ સન્ધ્યા સમો-સંધ્યાકાળ રુદ્રનો કહેવાય છે; દિવસ અને રાતનો એ સન્ધિકાળ છે. સરખાવો હિરણ્યકશિપુનો વધ વિષ્ણુએ નૃસિંહઅવતાર લઇને સંધ્યાકાળેજ કર્યો હતો. બાણ અગસ્ત્યનું—રામે રાવણને મારવાને બ્રહ્માસ્ત્ર કાઢયું; એ અસ્ત્ર પૂર્વે બ્રહ્માએ ઇંદ્રને આપ્યું હતું અને ઇંદ્રે અગસ્ત્યદ્વારા રામને આપ્યું હતું. જૂવો વાલ્મીકિ યુદ્ધકાંડ સર્ગ ૧૦૮. સીતાનો શ્રાપ-શાપ સ્પષ્ટ શબ્દોમાં દીધેલો મળી આવતો નથી; છતાં એને મળતા સીતાના ઉદ્ગાર સુંદરકાંડ સર્ગ ૨૨ માં જ્યાં રાવણ સીતાને ધમકી આપે છે ત્યાં છે.

૨૫-૨૦ રિષ્ટ-અનિષ્ટ-યોગ; " रोगिणो मरणं यस्माद्-वश्यंभावी लक्ष्यते । तल्लक्षणमरिष्टं स्याद्रिष्टमप्यभिधीयते ॥ ". અષ્ટયોગે રિષ્ટ ઉપજ્યું-આઠ અપયોગ-અનિષ્ટ ઘડીઓ એકઠી થવાથી ઘણું માઠું પરિણામ આવવાનું થયું. ૨૫-૨૧ રાવણે પોતાના બળના પ્રમાણમાં ભારે યુદ્ધ કર્યું; છતા છેવટની અણીની વખતે એનું બધું બળ, શક્તિ અને ( શસ્ત્રાસ્ત્ર-) વિદ્યા નાશ પામ્યાં, અને રામનાં બાણ વાગતાં એનાં મર્મસ્થાન ભેદાવા મંડયાં.

૨૫-૨૨ એટલે રાવણ કળી ગયો કે હવે ' દિન પલટયો; પલટી ઘડી; ' અને હવે જરૂર મ્હારો અંતકાળ આવી પહોચ્યો છે. તેથી રાવણ પોતાનાં વીસે લોચન વડે રામને જોઇ રહ્યો; અને રામનું રૂપ પોતાના હૃદયમાં ઉતાર્યું. ૨૫-૨૩ જગતના હિત કારણે-રામને ઇશ્વરના અવતાર તરીકેનું એક ખરૂં કર્તવ્ય એ હતું કે સજ્જનોના હિતની ખાતર ( लोकानां च हिताय वै । ) દુર્જનોને દંડ દેવાનો હતો તેથી રામે કૃત્રિમ કોપ કર્યો ( ક્રોધે ચડયા જુગદીશ રે ).

૨૫-૨૪ પંગત—( સં. पङ्क्ति ) હાર; ઓળ. તોયે ના મૂકે ટેક રે-રાવણ એક વીરને છાજે તેમ છેક છેવટ સુધી યુદ્ધ કરી રહ્યો હતો. રાવણ એક પ્રતિનાયક તરીકે મહાન યોદ્ધો હતો એટલું ન્યાયની ખાતર કહેવું જોઇએ; આ સાથે સરખાવો અભિમન્યુનું છેવટનું પરાક્રમ જ્યારે હાથ કપાઇ જવાથી એ પગવડે બાણ છોડે છે. ૨૫-૨૫ આ ટૂંકમા પહેલી લીટીમાં ઉપમા અને બીજીમાં ઉત્પ્રેક્ષા છે. મદગળ-જેને મદ ગળે છે-ઝરે છે ત્હેવો મસ્ત હાથી. એકદંતો-એક દન્તુશળવાળો; લડાઇમાં જેનો એક દંતુશળ (દન્તશૂલ) ભાગી ગયો હોય અને બીજો એકલો રહ્યો હોય ત્હેવા હાથી જેવો રાવણ શોભતો હતો, એમ ઉપમાનો ભાવ છે. સરખાવો અભિમન્યુઆખ્યાનમાં કર્ણનો પુત્ર ઘવાય છે ત્હેનું વર્ણન-કડવું ૪૬-૧૯ ' કર વિના બિરાજતો, કુંવર મહાકાળભાથી; તે ઘૂમતો રણ વિષે, જેમ દંત વહોણો હાથી.' શું એક શૃંગે...રીસ રે-રાવણ હવે એક માથાનો હોવા છતાં બીજાં મસ્તકના કપાયાથી ત્યાંથી રુધિરની ધાર વહેતી હતી; તે માટે કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે જાણે કોઇ ગિરિના એક શૃંગ ઉપરથી ગેરુ જેવી બીજી ધાતુઓ ધોવાઇ ધોવાઇને નીચે વહી આવતી ન હોય !

૨૫-૨૬ અમર—જેને મૃત્યુ નથી તે—દેવ. એક હસ્ત અવની...ભાર રે—કહેવાય છે કે દુષ્ટ માણસોનો ભાર પૃથ્વીથી પણ સહેવાતો નથી. પૃથ્વી એનાથી ભારે મરે છે; તેથીજ રાવણથી દમાયલી પૃથ્વી, ત્હેના મરણથી ભાર ઘટયાને લીધે એક હાથ ઉંચી આવી. ૨૫-૨૭ નારદ-( नरस्य धर्मं नारं-तं ददाति सः-માનવધર્મને શીખવનાર ) બ્રહ્મા ના માનસપુત્ર; તે મનુષ્યોને ધર્મને

બોધ કરતા. તે સદૈવ વીણા વગાડતા અને ઇશ્વરનું ગાન કરતા વિશ્વમાં ફરે છે. દેવતાઓને પરસ્પર અથવા ઋષિને કે રાજાને સંદેશો પહોંચાડવો હોય છે તો તે નારદ કરે છે. એ કલહપ્રિય કહેવાય છે. શારદ–શરદ્ ઋતુમાં જે દેવીની પૂજા થાય છે તે દેવી શારદા.

૨૫–૨૯ અંતકાળે સ્તવન...ઓળખ્યા–છેવટે રામને વિષ્ણુ તરીકે રાવણ ઓળખે છે એટલે ત્હેમનું સ્તવન ત્હેણે કર્યું. અહીં જયવિજયના શાપની કથાનો સંબંધ કવિએ બતાવ્યો છે. જૂવો સનકાદિક–કડવું ૧; આ સાથે સરખાવો ગ્રાહથી સપડાયલા ગજેન્દ્રે સૂંઢમાં કમળ ધરીને કરેલી પ્રાર્થના. ૨૫–૩૦ આવાગમનથી છોડાવો–જન્મ–મરણરૂપી સંસારમાં આવવું અને જવું ત્હેમાંથી મ્હારો મોક્ષ કરો. શ્રુતિ છે કે જે બ્રહ્મને સાક્ષાત્ જુવે છે તે 'न स पुनरावर्तते ।' આપો મૂળ ઠામ–અંહી વિષ્ણુના દ્વારપાળ જય અને વિજયને બ્રહ્માના પુત્ર સનત્કુમારોએ દીધેલા શાપનો ઉલ્લેખ છે. પાંચ પાંચ વર્ષના ચાર ઋષિબાલકોને વિષ્ણુના અંતઃપુરમાં જતા અટકાવનાર જયવિજયને શાપ થયો કે 'ત્હમે રાક્ષસ થાવ; ત્હમે અંહી વૈકુંઠમાં રહેવાને પાત્ર નથી.' પછી જયવિજયે પ્રાર્થના કરતાં શાપનો અનુગ્રહ થયો કે મૃત્યુલોકમાં જો વેરભાવે વિષ્ણુને ( કે એમના અવતારને ) ભજશો તો ત્રણ જન્મમાં ત્હમારો ઉદ્ધાર થશે; અને ત્હમારૂં મૂલ સ્થાન પામશો; નહિ તો જો સ્નેહભાવે ભજશો તો સાત જન્મ વહી જશે." તેથી જયવિજયે વેરભાવે ભક્તિ માગી અને તે રામાવતારમાં રાવણ, કુંભકર્ણરૂપે જન્મ્યા હતા.

૨૫–૩૧ અહીં 'રીઝયા એટલે શીશ છેદ્યાં' એમ કહેવામાં દેખીતો વિરોધ છે; પરંતુ તેમ કરીને મોક્ષ આપ્યો એમ જાણવાથી વિરોધ જતો રહે છે. ૨૫–૩૨ અહીં કવિએ રાવણના ભૂમિપતનને બહુ સુન્દર ઉપમાઓથી શણગાર્યું છે. જેમ આખા નક્ષત્રમંડલ સાથે સૂર્ય નીચે આવી પડે, અને જેમ મેરૂ પર્વત મૂળમાંથી ઉખડીને તૂટી પડે તેમ લંકાપતિ રાવણ રામના છેવટના બાણથી જમીન ઉપર પડયો ( અલંકાર ઉપમા ). ૨૫–૩૩ અહીંથી કવિએ રાવણવધના સમાચાર કૈલાસાનું વર્ણન ઘણાજ થોડા પણ સચોટ શબ્દોમાં કર્યું છે; આપણને સાંભળતાં જેટલો વખત થાય છે તેટલોજ સમય બધું થઇ રહેતાં લાગે છે.

૨૫-૩૫ **સંસ્કાર**-અંત્યેષ્ટિ-મરણ પછીના સંસ્કાર. ૨૫-૩૭ અહીં ભારદ્વાજનો સંદેહ સામાન્ય વાંચકને પણ થાય છે. અહીં જે વાનરને સજીવન કર્યાની કથા છે ત્હેનો આધાર યુદ્ધકાંડ સર્ગ ૧૨૦ માં છે ખરો; પરંતુ ત્યાં તો ફક્ત ઇંદ્ર ત્હેમને જીવતા કરે છે એટલી કથા છે. અહીંનો પ્રસંગ વધારે રસિક છે. ૨૫-૪૦ **પામ્યા સહુ લોક**-લોક સાત કહ્યા છે. ભૂર્, ભુવર્, સ્વર્, મહર્, જન, તપ, અને સત્ય. સૌસૌની કરણી પ્રમાણે તે તે લોકને પામ્યા એમ ભાવ છે. ૨૫-૪૧ **મહાને ઠામ**-મડદાની આસપાસ. મડું-( ફા. मुर्देह् ) મડદું; સરખાવો અભિમન્યુઆખ્યાન ક. ૧૫-૮ ' જુઓ કમાઇ આપણા કંથની, જે મડું મસાણથી આણ્યું. ' ૨૫-૪૨ **ભૂત**-વાસના કલેવર; લિંગ દેહ. **દેહી**-દેહના અર્થમાં; સરખાવો સુદામાચરિત્ર કડવું ૯-૮ ' કે શું ઉદર ભરાતું નથી, તેણે સૂકી દેહી. ' **જીવ ધસી**-વાસના દેહ પોતાના જૂના કલેવર પાસે ભમતો હતો તે ચેતન આવતા ફરી કલેવરમાં દાખલ થયો.

૨૫-૪૪ **ધીજ કરાવી**-( સં. दिव्य ) અઘરી કસોટી કરી; જેને અગ્નિમાં નાખ્યા છતાં અગ્નિ બાળતો નથી તે પવિત્ર ગણાય છે. સરખાવો મનુસ્મૃતિ અ. ૮-૪૧૫ ' **यमिद्धो न दहत्यग्निः स ज्ञेयः शपथे शुचिः ।** ' સરખાવો દયારામ, 'કહો તો ધીજ પતીજ કરૂં, શિવપિંડી હાથ ધરાવો રે.' બીજો પાઠ '**દ્વીજ**' પ્રાચીન કાવ્યમાં છે; અને તે ઉપર નોટ છે કે 'સીતાને ઉપનયનસંસ્કાર કરાવ્યા; સ્ત્રીઓને ઉપનયનનો અધિકાર છે '-વગેરે વિવેચન, એક ખોટા પાઠને લીધે ઉદ્ભવ્યું છે. વખતે એમને મળેલી પ્રતમાં 'ધીજ'ને બદલે 'દીજ' હોય તે બદલ ઉપરનો સુધારો કરવામાં આવ્યો હોય એમ સંભવે છે. **સાખ પૂરી દશરથ રાય રે**-સીતાની અગ્નિશુદ્ધિ થયા પછી દશરથ રાજા ત્યાં વિમાનમાં બેસીને આવે છે, અને સીતા શુદ્ધ છે એમ રામને કહે છે. ( યુદ્ધકાંડ સર્ગ ૧૧૯ ). **કૈકેયીનો શાપ મૂકાવ્યો**-કૈકેયીએ રામને માટે વનવાસની માગણી કરી ત્યારે દશરથે શાપ દીધો હતો કે ' હું પુત્ર ભરત સહિત ત્હારો ત્યાગ કરૂં છું. ' રામના કહેવાથી એ શાપનો એમણે અનુગ્રહ કર્યો. અહીં રામના ચારિત્રનું ઉદાત્તપણું વ્યક્ત થયું છે. જેનાં વચનથી પોતાને રાજ્યના સુખને બદલે વનવાસનાં દુઃખ ભોગવવાં

પડયાં, અને સીતાહરણની આપત્તિ ભોગવવી પડી તેજ કૈકેયી માટે આટલી બધી સ્નેહની લાગણી એક રામ જ રાખી શકે ( સર્ગ ૧૧૯ ).

૨૫-૪૬ પુષ્પક વિમાન—કુબેરનું વાહન; તે રાવણે પોતાના ભાઇ પાસેથી પડાવી લીધું હતું. લંકાથી અયોધ્યા પહોંચવાને એકજ દિવસ લાગે ( જૂવો સર્ગ ૧૨૧ ) એટલી એની ગતિ હતી.

---

## કડવું ૨૬ મું.

રાવણવધ પછી સીતાની અગ્નિશુદ્ધિ અને સીતા સાથે રામનું અયોધ્યા તરફ પ્રયાણ—એ ગયા કડવામાં કહેવાઇ ગયું છે. આ કડવામાં કાવ્યનો ઉપસંહાર છે. લંકાથી પાછા અયોધ્યા જતાં રામ, પોતાના કેટલાક ચિરપરિચીત પ્રસંગો અને સ્થળો પુષ્પક વિમાનમાં બેઠા બેઠા સીતાને બતાવે છે. ઉત્તરરામચરિત નાટકમાં ભવભૂતિ કવિ પહેલાજ અંકમાં જે ચિત્રપટદર્શનનો પ્રસંગ ગોઠવે છે ત્હેને ઘણો મળતો છે. વાલ્મીકિમાં યુદ્ધકાંડ સર્ગ ૧૨૩ માં આ કથા છે.

૨૬-૨ પાજખંડના કીધી—લંકા અને રામેશ્વર વચ્ચે જે સેતુ બાંધ્યો હતો તે પાછો રામે તોડી નાખ્યો; તે એવા હેતુથી કે કોઇ બીજો શત્રુ વિભીષણને લંકા ઉપર ચઢી આવી સંતાપે નહિ. રામેશ્વરમાં રામેશ્વરના મહાજ્યોતિર્લિંગની સ્થાપના રામે કરી હતી. વાલ્મીકિમાં સેતુબંધની કથા પહેલવહેલી આજ સ્થળે આપેલી છે. ૨૬-૩ સીતાને શ્રીરામ દેખાડે-ઉત્તમરામચરિત નાટકમાં લક્ષ્મણ સીતાને ચિત્રપટ બતાવે છે; અંહીં રામ બધું બતાવે છે. અજ્ઞાત વાટ-અજાણે રસ્તે; પંચવટીથી દક્ષિણમાં જનસ્થાન, કિષ્કિંધા, અને લંકા એ બધો પ્રદેશ રામ લક્ષ્મણને અજાણ્યો હતો; પણ પછી સુગ્રીવ સાથે મૈત્રિ થવાથી રામ, સીતાની ભાળ કાઢતા કાઢતા લંકા પહોંચ્યા હતા. બીજો પાઠ 'આ અયોધ્યાની વાટ જી'-અસંગત છે. ઋષ્યમૂક-પર્વત, જ્યાં રામને સુગ્રીવનો પ્રથમ મેળાપ થયો હતો. કિષ્કિન્ધા-વાલીની રાજધાની. ૨૬-૪ પંચવટીવન—રામ સીતા વનવાસમાં પાંચ વડની છાયા નીચે પર્ણકુટી બાંધીને રહ્યાં હતાં. જટાયુશ-પક્ષી અરૂણનો પુત્ર. એ દશરથનો મિત્ર હતો. 'વનવાસમાં આગળ, રાક્ષસનો ભો છે તેથી પંચવટીમાં

રહેલો ' એમ એમને એણે કહ્યું હતું. રાવણ જ્યારે આશ્રમમાંથી સીતાને ઉચકી જતો હતો ત્યારે રાવણ સાથે એણે યુદ્ધ કર્યું હતું. રામ સીતાની શોધ કરવા ગયા ત્યારે જટાયુએ બધો વૃતાન્ત કહીને પ્રાણ મૂક્યા હતા. **આશ્રમ નારી**-શબરી; એ ભીલડી હતી. પંપા સરોવરને કાંઠે માતંગ ઋષીનો આશ્રમ હતો ત્યાં એ રહેતી. કોઇ દિવસ રામ અંહીયાં આવશે એમ એને થવાથી, હમેશાં એ આશ્રમ વાળતી ને ફુલફલાદિક લાવી મૂકતી. વનમાંથી એ બોર વીણી લાવતી અને રામ આવે ત્યારે ત્હેમને ધરવા માટે ચાખી ચાખીને તે મૂકતી, કે રખેને કોઇ ખાટું બોર આવી ન જાય. આ શબરીનાં ભાવભર્યાં એઠાં બોર પણ રામચંદ્ર આરોગ્યા હતા. આ કથા અરણ્યકાંડ સર્ગ ૭૪ માં છે. **શરભંગ**-ઋષિનું નામ; વિરાધ રાક્ષસનો વધ કર્યો પછી રામ એમના આશ્રમમાં ગયા હતા. **અત્રિ**-સપ્ત ઋષિમાંના એક; અનસૂયાના પતિ-દત્તાત્રયના પિતા. ચિત્રકૂટથી નિકળી રામ અત્રિના આશ્રમમા એમના સમાગમે આવ્યા હતા. જૂવો અયોધ્યાકાંડ સર્ગ ૧૧૭.

૨૬-૫ **ત્રિવેણીગંગા**-ચિત્રકૂટ પાસેની મંદાકિની નદી; હાલની સરસ્વતી છે તે પણ હોય. **ગોભિલ્લ નગ્ન**-શૃંગવેરપુરનો ભિલ્લરાજ ગુહ જેને ત્યાં રામ લક્ષ્મણ સીતા વનવાસમાં નીકળ્યાં તે વખતે રાતવાસો રહ્યાં હતાં. પછી બીજે દિવસે ગંગાની સ્હામે પાર ગુહે આપેલા નાવમાં બેસી એ ઉતર્યાં. હતાં. **સુદક્ષિણ**-સુતીક્ષ્ણ મુનિનો સમાગમ શરભંગના આશ્રમમાંથી નિકળ્યા પછી રામને થયો હતો. જૂવો અરણ્યકાંડ સર્ગ ૭.

૨૬-૯ **ભરત**-કૈકેયીના પુત્ર; એ એમને મોસાળ હતા ત્યારે કૈકેયીએ દશરથ કને રામને વનવાસ અને ભરતને માટે રાજગાદી માગ્યાં હતાં; પણ ભરતે તો ગાદી ન સ્વીકારતાં નંદીગ્રામમાં રામની પાદુકાઓ રાખી અયોધ્યાનું રક્ષણ કર્યું હતું. રામને માટે એને આટલો બધો ભ્રાતૃપ્રેમ હતો. **શત્રુઘ્ન**-સુમિત્રાનો પુત્ર, લક્ષ્મણનો ભાઇ. **હેં હેં કહી હેલામાં ઉઠયા**-અંહી ઉમંગને લીધે થતો ત્વરાતિશય કવિએ વર્ણવ્યો છે. ૨૬-૧૦ **હાટ**-(પ્રા. हट्ट) દુકાન; સરખાવો હડતાળ (હાટે + તાળાં). **સમારે**-(समीक्ष) સરખું કરે, સુધારે. ૨૬-૧૧ **તરીયા તોરણ**-(સં. त्रिक ઉપરથી) બરૂના પોલા સાંઠાનું ત્રિકોણ પાડીને બનાવેલું તોરણ; અથવા

(ત્રયઃ + તોરણ) ત્રણ જાતનાં તોરણ, આસોપાલવ, આંબો અને નાગરવેલી એમ ત્રણનાં પાંદડાંનાં તોરણ બંધાય છે (પ્રા. કા. ટીકા) નાટક–નૃત્ય. નૌતમ-(નવ નવું + તમ ઉત્કર્ષવાચક શબ્દ) વધારે નવું; અવનવું. ૨૬–૧૨ રાજ્યસામગ્રી–રાજાની પદવીને ઘટતી ને શોભતી સામગ્રી. (મધ્યમપદલોપી સમાસ) ૨૬–૧૩ ' પુણ્યપવિત્રે '–એ શબ્દ લક્ષ્મણ સાથે અથવા ભરત શત્રુઘ્ન સાથે લઇ શકાય છે. ૨૬–૧૪ કોડે–કોડથી, અભિલાષ સહિત. કટક–સૈન્ય. ૨૬–૧૫ કુશલી ભેટ–કુશલ સમાચાર. ૨૬–૧૭ અપવાદ શિરનો ભાગેજી–રામને વનવાસ મોકલ્યા બદલ અને દશરથ-મૃત્યુના નિમિત્ત થવારૂપ અપવાદ જાય તે માટે જૂઓ–રામે દશરથની પાસે કૈકેયીનો શાપ મૂકાવ્યો છે. કડવું ૨૫–૪૪.

૨૬–૧૧ લવકુશ મૂકયા નંદીગ્રામમાં—રામના બે પુત્ર લવ અને કુશ જ્યારે સગર્ભા સીતાને રામે લોકાપવાદને લીધે કાઢી મૂકયાં હતાં ત્યારે વાલ્મીકિના આશ્રમમાં તે જન્મ્યા હતા. અંહીથી ઉત્તરકાંડના કથા–પ્રસંગનું સૂચન છે. હરિગુણ ગ્રામ-ઇશ્વરના ગુણો–ચરિત્રોનો સમૂહ. ૨૬–૨૨ કડવાં છવીસ—અંહી કાવ્યનું પૂર કવિ આપે છે; જેથી ટૂંકામાં વધઘટ હોય તો પકડાઇ શકે. નંદાવતી–નંદરબાર; અંહી પ્રેમાનન્દને રાજાશ્રય મળ્યો હતો; તેથીજ એ લખે છે ' ઉદર કાજે સેવ્યું નંદરબાર. ' ૨૬–૨૪ દેસાઇ મહેતા શંકરદાસ–કવિના આ વૈષ્ણવ મિત્ર સંબંધી કંઇ માહિતી મળી શકી નથી. સંક્ષેપે કથા કહી કાંઇ હુતી, પૂરવે તે મેં વિસ્તારીજી–હાલનું કાવ્ય ગમે તો પ્રેમાનન્દના જ પહેલાં રચેલા કાવ્યની દ્વિતીય આવૃત્તિ હોય; અથવા તો પરિશિષ્ટમાં આપેલા પ્રેમાનન્દના પુરોગામી કવિ વજીયાનો રણજંગ અને કવિ વિષ્ણુદાસના અપ્રસિદ્ધ યુદ્ધકાંડના આધારે પોતે તે કથા વિસ્તારી હોય–એમ બે સંભવિત અર્થ નિકળે છે. ૨૬–૨૬ બુધ અનુસાર—બુદ્ધિ પ્રમાણે; અંહી નિરભિમાની મહાકવિ વિનય બતાવે છે. ૨૬–૨૯ આ ટૂંકમાં છેલ્લું શ્રોતાવક્તાને માટે શુભાશિર્વચન છે. નાટકમાં ભરતવાક્ય હોય છે તેમ આ લાગે છે.

## કવિ વજીયાકૃત

# રણજંગ.

---

કડવું ગુણસમુદ્ર ગણ સરસ્વતિ, પૂજીને કહું કર જોડ;
૧ લું: રણજંગ લંકાં કીધો રાઘવ, ગાઉં ગુણ પા ઘોડ[૧]— ૧

જાનકી-કારણ જગત ત્રિ જાણે, સાયર બાંધી પાજ;
લીધા પેહિલો આપી લંકા, ભોગવે છે આજ— ૨

બોહોતેર કોડ છે રીંછ રાયને, કપિ પદ્મ અઢાર;
ત્રિકૂટ વીંટયો વાંનરે, આવ્યો અયોધ્યા રાય— ૩

શેષ સળક્યો ધ્રુવ ધ્રમક્યો, ચળવળ્યા રવિ ચંદ્ર;
આગળ હાક વાગે હનુમંતની, ( ત્યારે ) ઉધ્રક્યો ભડ ઇંદ્ર— ૪

સીતાછળ[૨] સેતબંધ બાંધી, ઉતર્યો અણભંગ[૩];
લંકાગઢ તળે સુરકાજ રાઘવ, રચ્યો મહા રણજંગ— ૫

---

કડવું રાવણે ત્રિકૂટાચળ શણગારીયો, છાયું મેઘાડંબર છત્ર,
૨ જું: તે કોટના કાંગરા ઉપર, રાવણ નચાવે સુરપાત્ર— ૧

રામે સારંગનો ગુણ[૪] સજ કરી, પોંખીયા[૫] વાળા તીર;
છત્ર ભાંજીને ભોમ પાડયૂં, જયો જયો રઘુવીર— ૨

આયો લશ્કર પૂર સાયરતીર ઉતરે રિ;
તબહી સાયર પૂર અગાધ, સબહી ભૂખે મરે રિ— ૩

---

૧ (?). ૨ સીતા મેળવવા રૂપી છળ-કારણ, બાહાનું. ૩ જરા પણ હાણ વગર. ૪ સારંગધનુષ્યની દોરી. ૫ ફેંક્યાં.

તબ એક આંબલી કો વૃક્ષ, ત્યાંહાંથી આંબળો ડરો રિ,
વાંનર સમઢી ધાય, આંબલા પાછળ ફરે રિ— ४

તબ રાંમજી કેહિ એક વાત, હનુમંત વચન સુણોરેઃ—

अगाधं सागरे तोयं वैरी च लंकेश्वरः ।
चंचलं वानरं सैन्यं न जाने किं भविष्यति ॥ १ ॥
हनुमंतो- प्रकृतिः स्वस्वभावस्य न मां मुञ्चति राघव ।
वाचः अहं प्रकृतिं मुञ्चामि प्रकृतिर्मां न मुञ्चति ॥ २ ॥

---

કડવું માહારા સ્વાંમીજી બળ બોલી દેખાડૂં—
૩ જું: કોહો તો આંહાંથો ગડગડૂં, યમપૂરી ઉજાડૂં;
આકાશ માંહી ઉતપટું,[१] જઇ ઇંદ્ર ઉડાડૂં— १

સાત સાયર સિંધૂ શોષુ, ગગન ને પાતાળ જ પેખું;
................................શેષ કે ડંખ દોખું, २

મૂજ વીરને વરદાન જ એહેવૂં, વજ્રમે મોરૂં અંગ ડાખૂં;
અગ્યારમો હું રૂદ્ર કહાવૂં, કોહો તે હું કરી આવું— ३

બધ ગઢ જળ માંહે તારૂં, ત્રિકૂટ કટકા કરી નાખું;
કોણ થાય આડૂં, સ્વામી બળ બોલી દેખાડું— ४

એમ કેહેતાં રાંમ હરખ્યાં, અને કયીં ગેહેંઘાટ;
વાંનર સઘળા હરખીયા, મન લાગીયા ઉચાટ— ५.

---

કડવું તીન દિન ભયો ઉપવાસ, રામજી કાહા કરે રે;
૪ થું: રામજી પૂર્યો શોષત બાંણ, સાયર તબ ડરે રે— १

સાગર લે બ્રાહ્મણકો રૂપ, આઇ પાયે પર્યો રે;
તબ રાંમજી કેહિ એક બાત, ભટજી બચન સુણો રેઃ— २

---

[१] ફદું ( उत् + पत् ).

"તુમ લીયો બ્રાહ્મણકો રૂપ, ભટજી કાહ પધારે ? "  ૩

"પ્રભુ તુમકુ હે સબ ગ્યાન, તુમસેં કાહ કહું રે;
સીતા હરી ગયો રાવણ રાય, મેરો કછુ ન ચલે રે—  ૪

તુમારે સુગ્રીવ હનુમંત સાથ, એસી વિધ કરોરે;
પાષાણે બાંધો પાજ, સેન્યાઓ ઉતરે રે "—  ૫

જબ બાંધી સાગર પાજ, સેન્યાઓ ઉતરી રે;
તબ આયો લંકા હેઠ, રાવણ કછુ ન ડરે રે.—  ૬

---

કડવું ૫ મું: આવી કરી અંગદ મોકલ્યો, વિષ્ટિ કેરે કાજ;
અંગદ જતો ત્યાંહાં ગયો, જાંહાં હુતો રાવણ રાજ—  ૧

ધીંગટા ધીંગટા ફટફટ રે ફોકટા જોબડા ચોગડા
કાંરે તું સીતાને ચોરી લાવ્યો—  ૨

રામ લક્ષ્મણ રૂડા મારશે, તુજ કાઢશે ખાલ, તુ ખાસ ઘોરી  ૩

રાવણ આવડા શું દીસે, દશ મસ્તક દડદડવડાં,
બાણ ચોગાન રમશે કોગે ચઢયો, મહારાજ દોટ દેશે,
ધારી [૭]બાબરે જોર [૮]વાંસે.  ૪

એક બલી સંકટ, બીજો કક્ષાપટ, ત્રીજો લંપટ જેણે સીત ચોરી  ૫

આવડા રાવણા શુંઅ દીસે બાપડા, રાવણાની મા શું ધ્યાન હુતી ?
અંગદ ઉચરે [૯]મર્મ રાવણ મરે, કપિ કોપ્યા—  ૬

રાંય કહે સાંભળે નગર આખું,
ભરડ ભિક્ષુક (શું) અંક રાખી રહ્યો,
રંક તું લંકમાંહાં કોહોણે વાસ્યો ?
સીતા સરખી સ્ત્રીને કાંરે લાવ્યો ?  ૭

---

૭ બાબરાંથી—વાળથી પકડીને. ૮ વાંસે ચાબૂક મારશે. ૯ રાવણનાં મર્મસ્થાન ભેદાતાં હતાં.

કડવું મુહ્ને હશે હો લંક દીધી શીર સટે;
૬ ઠું: તો હું રાવણ ચઢયો હઠે— મુહ્ને. ૧

ગમૂ ગઢ લંક રાજ્ય રિદ્ધ રેળું, યુદ્ધ છાંડે તે ચોધ જુઆ,[10]
સીતા રામ સરીસો સંગમ હશે, મૂજ વૈકુંઠ ગયા— મુહ્ને. ૨

દશરથસુત કેહિ સુણ દાનવડા, રણવટ બાધાં બોલ રેહિ,
એક બાંણે દશ શિર અળગાં તો તું રાવણ રામ કેહિ—મુહ્ને. ૩

સુખે રામ રાજ એશઇ નાહી, તો રવિ શશિ;
એ ભંડાર સોપું, નભ કાગદ જૂ ફાડું—
શ્રી રઘુનાથચરણપ્રતાપ થઉં, રથે ભુજા પસારૂ-- મુહ્ને. ૪

સંકટ પડે જો શરણ સંભારૂં, તો હું દીન ન કહાવું;
દશ શીશ ઇશનિર્માલ[11] હે, અબ કેસે ચરણ છોડાઉં—મુહ્ને. ૫

---

કડવું એક સંકેતા તે વચો, ગયો શ્રી રઘુ પાસ,
૭ મું: એ મંદબુદ્ધિ કાંઇ ન જાંણે, પાંમશે સર્વ નાશ— ૧

એક વાર રવિ ઉગમતે કપિ, રઘુનાથજીને જન દહામા દીધ;
ઉપ્રકયા રાવણ તણા હસ્તિ, હાક હનુમંત કીધ— ૨

રચી તુલા કપિ રઘુનાથ આગળ, બોલ્યા બોહોત પ્રકાર;
સુગ્રીવ હનુમંત લક્ષ્મણ જાંબુવંત મળ્યા માજી[12] ચ્યાર— ૩

ઉના જડ જળે ભરયો, ધાયું ઉનયો આષાડ,
અસુર ઓસરયા ઇંદ્ર ત્રાઠો રંભા પાંમી ત્રાસ— ૪

લંકા ગઢ તળે સુરકાજ રાઘવ રમ્યો મહા રણજંગ;
સીતળછળે સેતુ બાંધી ઉતરયો અણભંગ— ૫

---

૧૦ જૂદાં. ૧૧ શિવ-નિર્માલ્ય. ૧૨ ( ? )

કડવું ૮ મું:

આકાશથી ચારુ ઉતર્યું, ઇંદ્ર મોકલ્યું વિમાન;[૧૩]
મનપવન ઘોડા જોતરી, એક શ્વેત ને બીજો શ્યામ— ૧

સૂત્રધારી વિશ્વકર્મા, જડાવ્યા રથની જોડ;
નીલુઆ મણી લસણીઆ, પદ્‌મ રાગની કોડ— ૨

કર ધર્યો નેજો ભીમચો, ને લસે લોઢાં લીસ;
રઘુનાથ પાગ જ પરઠતાં, ત્રેહેકયા તલાવા ઇશ— ૩

રઘુવીર વીરાસન વાળ્યું, કળા સોલે સાથ;
બહુ છત્ર માથે ઝળહળે ને ધ્વજ સહીત પતાક— ૪

---

કડવું ૯ મું:

બકતર પેહિર્યું બેસતું, કસે કસણે [૧૪]હીર;
તરકસ બાંધ્યૂ શોભતું ને કવો ગુણ જંગીર— ૧

મોજડી લાલ સુરંગ પહેરી, તેને જડયો જરદ જગાઇ;
કટિલંક ઉપર કટારી, તેને જડયો કોડ જડાવ— ૨

કટિ ધર્યાં ભાથા ને પૂંખ [૧૫]ઝગકે, બેઠા શ્રી રઘુરાય;
ટોપ આગળ ઝૂમ ઝૂમે, જાંણે વીજ આષાડ સોય— ૩

તાકવી જાણે ત્રિકૂટ ઉપર, પૂજ્યા—પોંખ્યા તીર;
વીર હાક વાજે વછૂટે તે સોંસરાં શરીર— ૪

શાંમ નવાણુ તરલ ને વદન રાતુ, દેહ ધખીયા ઘોમ;
રાવણને ઘેર કોપ્યો રાઘવ, કરે અસુરાં હોમ— ૫

સારંગ[૧૬] સરૂઓ અસુર આહુત[૧૭], શોણિત તે સોમપાન;
કબંધ ઠીકે થયા, પોતે તાં જજમાન— ૬

---

૧૩ આ ઇંદ્રરથવર્ણન સાથે સરખાવો પ્રેમાનન્દ ' રણયજ્ઞ ' કડવું ૨૫ મું. ૧૪ કસોએ હીર-રેશમ હતું. ૧૫ પીછાં. ૧૬ બાણ; અંહી રણનું યજ્ઞ તરીકેનું રૂપક કવિએ કલ્પ્યું છે. ૧૭ આહુતિ પડાવ નાંખ્યો; છાવણી કરી.

ત્રેત્રયાં ત્રંબક ઢોલ ઢમક્યાં, કપિ દે મેહેલાંણ;
સુગ્રીવ અંગદ યોદ્ધ જાંબુવંત, હનુમંત સુષેણ સુજાણ. લંકા.

---

કડવું એકવારકુ રાવણે રઘુનાથ સાંહામૂં, દેવરાવ્યું મેહેલાણ;
૧૦ મું: મચાંણી[18] તેડાવીઓ મલ્યા સીંદૂર સાંહાણ પલાંણ—

[19]ગરૂડ ભમરો પદ્મપંખો, ગવાસો ને બાજ;
ચંપારાયમ માંણીક મનસખો; ત્યાંહાં હંસલો હંસરાજ—

વૈતાલ વાલો વાંનરો, ભાતતો ભવનું મૂલ;
યુગમોહન જગજ્યોત જયદેવ, મકરકંદ કપોલ—

મહાદેવ દક્ષણાવંત દિનકર, તિલક ટોપ ટટાર;
કનક કથીપો કોટિધ્વજ, ત્યાંહાં ઝાંઝરે ઝમકાર—

નીલકંઠ સાએર સલૂણો, અજૂઆલો આંખીઆર,
પદારથ પીરોજો પાંખરો, તાંહાં નવલખો નલીઆર—

ચિત્રાંગદ ચંચલ ચડવડો, વોગરો થપથો આંણ;
હીરસેન દીપક દરમણી તે, રાજ પાજ પલાંણ—

એક ઉડણ અણુસંગ અટારે, મૃગરાજ મોતી છોડ,
ઘોડેરા ય ઘણા મૂલ મનોહર, ચંદ્રમણી ચકોર—

યુગમોહન ને યુગજ્યોત જયદેવ પટાસૂત્ર પલાણ;
બે કોડ પીળા પવનવેગી પાખરીઆ ન્હોરી આણ.

બીજી પાયગેના રાયરંજન, સુલૂણા શણગાર;
સરમોઢ જંબુદ્વીપ જમલા, આંણીઆ અજુઆલ.

શ્રીપાજ પાસ બે કોડ છે બેવટા બાવન વીર;
તેજી તે સોહે અતિ ભલા જાણે ઝળકે ચંદ્ર ઘે હીર.

---

૧૮ ઘોડાનો ઉપરી. ૧૯ અહીં ઘોડાની જાત ગણાવી છે; સર૧ પ્રેમાનંદ–'રણયજ્ઞ' કડવું ૬ ઠું.

પાંચ[20] કોડ પાટીઆ હતાર છે, ઇંદ્રજીતને અવીચાર;
કાબરા ત્રણ્ય કોડ છિ, કુંભકરણને મોકલાવ. ૧૧

સાખ ધરણ માંડવ મોડ, લેખુ દેઇ તું આવ;
અઢાર આરે બોલગે તેને અકેકો હું દેય. ૧૨

કરડા કાળા બોરડા, નીલુઆ હરડા હાડ;
ચાંપાવરણા મણીસરા, માંહે તુરી તેજે ઘાટ. ૧૩

બોરીઆ બોહેતેર કોડ છે, તે જમાઇઓને આપ;
રંણુથંભલે રણમચંક તેણે રીંછ પાખર લાલ. ૧૪

ઘોડારના ઘોલ વેહેલીઆ તે સોલ કોડ શણગાર;
પલાંણુ ઘોડા રથતણા તે પાખરા રણ ઝોલ. ૧૫

ચરણો સીંચાણો, સર રાહુઓ શણગાર;
ગીરીવાંણ ગઢમાંહિ છિ તે સીહલા સીતેર હજાર. ૧૬

હંસજમલો હાથીઓ ચાખડ ચીત્રા જોડ;
એ ચ્યાર એકો સૂત્ર છે, તે માહરે રથ પયોર.[21] ૧૭

કૈલાસીશે મુને મનવેગી, મહાદેવે મોકલ્યો છે કાલ;
સજ કરી માહારે સૂત્ર આંણી, પેલા દહામીને આવ. ૧૮

તેર કોડ તાજા તલેટીના, કસો કુંઅરા આપ;
દસ કોડ કાછી કરી મો રથ, ચઢીને તું ચાલ. ૧૯

અરબી કોડ અઢાર છે, આપ અસુરાંર[22] છોડ;
એક કોડ ઉના અરબી પાખરી પાલા દોર— ૨૦

બલી વણા બાર કોડ છે તે જીત્યા કોહોણે નવિ જાય;
તે વઢે વરાયે વેહુ થાય, જે વસે પાતાલ માંહ. ૨૧

ચંદ્રના ચોવીશ કોડ છે, તે જલ શીતલ જાત્ય;
પ્રગટયા અગ્નિને આ હોલવે, દિવસ કેડી કરે રાત્ય. ૨૨

---

૨૦ અંહીથી પ્રેમાનન્દ-રણયજ્ઞના સાતમા કડવા સાથે સામ્ય છે.
૨૧ જોડ (?). ૨૨ વિલંબ.

અર્કના આડત્રીસ ક્રોડ છે, તે તાં આણી ઉદાર,
જયવિજયે પૂરા પાખરીને, સુખાસન શણગાર. ૨૩

પવનના પંચવીશ ક્રોડ છે તે પાડે પર્વત શૃંગ;
સાત ક્રોડ શુક્રાચાર્યના તે માયારૂપ તુરંગ. ૨૪

આઠ હજાર છે ઈંદ્રના ચ્યાર ચ્યાર ચમર બંધાવ;
આકાશ માર્ગે જાએ આવે, તે પંખાલા પલાંણ. ૨૫

યમ તણા ચાર ક્રોડ છે, તે જાણે કાલિંદ્રી કૂપ;
દીસતા જાણે ડુંગરા જોતાં થાય જળરૂપ.[૨૭] ૨૬

ભલે ઘોડે ચઢયો રાવણ, સજ્યા સર્વ શણગાર;
પંચ રત્ન ઘોડા પાખર્યા, તેહના વર્ણું ક્રોડ અઢાર. ૨૭

વખાણતાં ઘડી વાર લાગે, વાત કરતાં ફેર;
પદારથ ઘોડા ઓઠવ્યા, જાણે પર્વત મેર. ૨૮

ગજઘટા સાયર ઘમેઘમે, એવા સહસ્ર ક્રોડ સૂંઢાળ;
નેજા અંબાડી ઢલકે અંકુશ હાથ કુંતાર.[૨૮] ૨૯

જયમ જયમ કહ્યા ત્યમ ત્યમ કરી મોકલ્યા રાજદ્વાર;
ઝળહળે માંણીક અંગે મોતી, હૈયે વૈજયંતી માલ. ૩૦

પદારથ ઘોડા પાઠવ્યા, જાણે અર્ક કોટિ ઉદ્યોત;
ભખીઆરડે માણેક જડયાં, સાંકળ્યા સૂતાજ્યોત. ૩૧

ચમર ચાંપ્યાં ચુઆ ચંદન, પૂજ્યા રેવંતરૂપ;
મૃગમદ[૨૫] ચંદન આરતી, તાંહાં હોય નાંના ભોગ અનુપ. ૩૨

હસંતો રવિ હાથીઓ હોયે નગર મોઝાર;
કનડે વીખડે ગીત ગાયે વડે રાજદ્વાર. ૩૩

જાણુ સાક્ષીત્ર સ્વરૂપ દીસે રાવણ પેહિરે જીણ;
વીસ લોચન ઝરે પાવક, ઝગહળે દશવીણ. ૩૪

---

૨૩ જૂઓ રણયજ્ઞ કડવું ૭–૧૦ માં પ્રાચીનકાવ્યનો પાઠ. ૨૪ મહાવત. ૨૫ કસ્તુરી.

દશ લાખ મણનું ઝીણુ બગતર, પેહિરયું સબળ શરીર;
ઝગમગે મોતી ઝગે માંણીક, ઝગે ઝાઝૂ હીર. ૩૫

ગદા હથરોટા ટોપ ટટાર લખા નાંના જ્યોત્ય;
તેણિ તેજે આકાશમાંહે જાણે અર્ક કોટિ ઉદ્યોત. ૩૬

મોજડી લાલ સુરંગ પેહિરી, જડયો જરદ જગાદ;
કટી લંક ઉપેરિ કટારી તેણિ જડયો કોડ જડાવ. ૩૭

કેડ કટારી હાથ ભાલો, ખંધ ધિંડોર૨૬ જોડ;
ગદા મુદગર સજી કરી ત્યાંહાં પટા ને પાધોર. ૩૮

શંકુ દર્શન પાશ અંકુશ, તીર તરકશ માંન;
ખલે નેજો મીમચો, ત્યાંહાં મૂઠ કરી કમાંન. ૩૯

છત્રીશ આયુધ ઉચકયાં તેણિ આંણી ધાર અમોઘ;
મૃગમદ ચંદન આરતી ત્યાંહાં હોઇ નાંના ભોગ. ૪૦

ચૂઆ ચંદન આરતી, ગુરુ કરે શુક્રાચાર્ય;
મોતીડે થાળ ભરી કરીને વધાવે નિજ નાર. ૪૧

અંગના કરે ઓવારણાં, ને ધણી દે આશીસ;
રણજંગ જીતી આવજો, જીવજો કોડ વરીસ. ૪૧

આવે ઇંદ્રની અપછરા, કરે ભાંમણાં આશીસ;
આવે દેવની અંગના કહે જીવજો કોડ વરીસ. ૪૨

બ્રહ્માની સાવિત્રી આવે, કરે ભાંમણાં આશીસ;
રણજંગ જીતી આવજો, જીવજો કોડ વરસ. ૪૪

૨૭એક હાથ ચંચલ ચાબકો, બીજે હાથે ભિંડીમાલ;
ત્રીજે હાથ દે દેખાંમણી, કરે કટકના ભાગ. ૪૫

ચોથે હાથ કમાંન સાહી, પાંચમે બરછો સોય;
છઠે પુસ્તક વાંચે છિ, સાતમે દરપણ જોય. ૪૬

---

૨૬ ઢાલ. ૨૭ અંહી રાવણના વીસે હાથની પ્રવૃત્તિ ગણાવવાથી ચમત્કૃતિ આવી છે.

આઠમે તિલકજ કરે નલવટ, નોમે સાહી લગામ;
દશમે તે સાહી સ્મરણી[૨૮], તેણે જપે શિવનું નામ, ૪૭

અગીયારમે તેડે યોદ્ધને, દે શીખાંમણ સુધ;
બારમે તરૂઆર ઉધાડી, તે કરવાને મહાયુદ્ધ. ૪૮

તેરમે રાય સજે ભૂષણ, ચૌદમે બખ્તરી સાર;
પંનરમે યોદ્ધને મોકલે, આઘા યુદ્ધ કરવા ધાર. ૪૯

સોલમે મૂછે તાયો દે, સતરમે કરે ચમરનો વાય;
અઢારમે તેડે યોદ્ધને, આઘા યુદ્ધ કરવા જાય. ૫૦

સર્વ આયુધ એમ ધરયાં, ઓગણીસમે ઝાલે તીર;
વીસમે સાહ્યો વીંજણો, એવો સુભટ સુધીર. ૫૧

દશ મસ્તક વીસ હાથ રૂડા, વીસ લોચન સાર;
વીસ શ્રવણે ઝગે મુક્તા, વીસ વિધના હાર. ૫૨

રાવણનો શ્રૃંગાર સુંદર, વર્ણ્યો કેહિ નિજ મર્મ;
રાવણને ઘેર સર્વ હતું, પણ એક નોહોતો ધર્મ. ૫૩

રાવણ પૂછે રે મંદોદરી, તું કેહિ મુજ સાચી વાત;
હું જીતું કે નહીં જીતું, તે કહો સાક્ષાત્ ૫૪

મંદોદરી કેહિ સુણય રે રાણા, સાચું કહું તે સાર;
લોકાચારે એમ કેહિ, ધર્મે જય નિરધાર. ૫૫

શ્લોક.

स्वधर्मी रघुनाथोऽस्यि, अधर्मी दशकंदरः ।
एवं वदंती लोकानां । यतो धर्मस्ततो जयः ॥

[૨૯]રાંમજી વાંકા ને આપણ પાધરાં રે, વાંકા સાથે લક્ષમણ વીર—
સુણય હો રાણા રે— ૫૬

સીતાને આપી રાંમજીને પાયે પડો રે, એમ કહે મંદોદરી નાર—
સુણય ૫૭

---

૨૮ જપમાળા. ૨૯ સરખાવો પ્રેમાનંદ-રણયજ્ઞ કડવું ૮ મું.

વાંકાં ધનુષ ને સરીખા પાખરા રે, વાંકાં વાનર કેરાં પૂછ; સુણ૦ ૫૮
વાંકો તે વાંકો રે સુગ્રીવ રાજીયો રે, વાંકી રઘુનાથજીની મૂછ; સુણ૦
વાંકાં નાક ને હોઠ પાકરાં રે, વાંકે સાગર બાંધી પાજ. સુણ૦ ૬૦
જેણે જલ ન તરીયાં તુંબડાં રે, ત્યાંહાં રામે તાર્યાં પાષાણ. સુણ૦ ૬૧

---

કડવું ૧૧ મું.
[30]હઠ છાંડો આણી વાર, હઠીલા રાણા રે,
તાહારા કટકમાંહિ દીસે છે વાંકી વાત, સાંભળ હો રાણા રે. ૧
વિભીષણ ભાઇ રામજીને જઇ મળ્યો, તેને આપ્યું લંકાનું રાજ્ય.
રાવણ તુજને રામજી મારશે રે, લેશે લંકાનું રાજ્ય, હઠીલા૦ ૨
રામજી ભડવાંએ લંકા ભેળશે, તારાં રાક્ષસડાંને કરશે લોટ, હઠીલા. ૩
ખગપતિ બોલ્યો હો રાણા તાહારે માળીએ રે, વાયસ બોલ્યો ઘરને બાર. ૪

[31]રાવણ કેહે છે નાલનફાતે વાનર થાશે ચૂર,
એ શું બોલી રાણી મંદોદરી, મુજ[32] ઉફરો નથી કો સુર. ૫

રાવણ એણી પેરે બોલીયો, સુણ મંદોદરી નાર;
તેત્રીશ ક્રોડ માહારી સેવા કરે, ત્યાંહાં કોણ સુગ્રીવ મોરાર. ૬

નરપતિ ધુએ રે ધોતીયાં, સૂર્ય કરે રે રસોઇ;
મેહ[33] તે ભરડે છે કોદરા, યમ આણે છે તોય. ૭

અણુંથ ગધેડાં ચારે છે, ચામુંડા ઢોળે છે વાય;
પવન બાહારે[34] છે આંગણું, ઇંદ્ર ઓળગ કરાય. ૮

બ્રહ્મા પુસ્તક વાંચે છે, નવ ગ્રહો બાંધ્યા ખાટ;
રામ લક્ષ્મણ મુજને શું કરે, તું તો ગેહેલી ગુમાર. ૯

---

૩૦ સરખાવો પ્રેમાનંદ રણયજ્ઞ કડવું ૧૨ મું. ૩૧ સરખાવો પ્રેમાનંદ–રણયજ્ઞ કડવું ૯ મું. ૩૨ મ્હારાથી ચઢીયાતો. ૩૩ બૃહસ્પતિ. ૩૪ સાફ કરે છે.

મુજ વારતા તે કાં કરૂં રે, સીતા કેરૂં હર્ણ;
સુતો સિંહ જગાવીઓ, માગી લીધું મર્ણ. ૧૦

વણ પૂછે મંદોદરી મોતી આંખાં દો;
દલ આવ્યું રઘુનાથનું રજ લાગી રતનાં. ૧૧

વજીર રાંમજીના જાંબુજો, બ્રહ્મા ઇંદ્ર ને ઇશ;
સીતાને તું લાવીયો, ભોમ પડે દશ શીસ. ૧૨

હઠીલો સાથે લક્ષ્મણ હનુમંત વીર;
અસ્વાર આવ્યા રે શ્રીરામના રે, લંકાગઢ ખોયો અબ્જીર. ૧૩

રાવણ ખાંન ને ખોજા રામજીને ઘણા રે. સંખ્યા નહીં સરદાર;
કટકતણો આંક કિમ વાલીએ રે, પાલાતણો નથી રે પાર. ૧૪

પવન રાંમજીને પંખો કરે, દીવટીયા ચંદ્ર ને સૂર;
આગા અસ્તાવ્યા લેઇ રહ્યા, બારે મેઘ હજૂર ૧૫

ગોખ ચઢી મેં નીહાળીયું, કટકતણો વિસ્તાર;
મંદોદરી કેરે મુશકયે, ત્રુટયો નવસેર હાર. ૧૬

[૩૫]આજ દહાડો ધૂંધળો, સુણ પીયુડા મોરી વાત;
રાણો રાવણ રણ ચઢયે, મંદોદરી કેહિ છે વાત. ૧૭

એક અણચિંતવ્યું આવી મળે, આથોડુ થાએ ફોક;
દૈવ લખાવે જેહીં લખે, મીટી ન સકે લોક. ૧૮

હે હે દૈવ દયા નહીં, અઘટ ઘટાવનહાર;
મુજ પીયુ રણ સાંચરયો, નહીં આવે બીજી વાર. ૧૯

હે હે દેવ દયા નહીં, અલીઅલ એહ જ પંથ;
સીતાનો ધણી આવીયો, મુજ પીયુડો નવ લહંત. ૨૦

લંકા ગાંમને ગોંદરે રાવણે. રચ્યો રણતાલ તેણીવાર;
રાણો રાવણ રણ ચઢયો, મંદોદરીતણો ભર્ત્તાર. ૨૧

---

૩૫ સરખાવો પ્રેમાનંદ–રણયજ્ઞ કડવું ૮–૨, જયાં આ જ શબ્દો મળી આવે છે.

ઊગતે કીરણે ૩૬ કહકહો કીધો, હા કીધાં કહે ચંદ;
કીયે હાંમાં દડવડી જાંણે ઘન ઘોરંત. ૨૨

ઓઢવા કપિ કીધા ૩૭ મોહોરે, હડવડા પાડે હાક;
કપિ રીંછ વાંનર મળ્યા, પાડતા મોઢા ઢાક. ૨૩

જાંબુવંત ત્રાડે હનું કરે હોકાર, સુગ્રીવ સાહે ઝાડ;
અંગદ સુષેણ ઉછળ્યા, પાડતા પોકાર. ૨૪

ગદાના ગુંજાર ધુમધુમે, રથના ધુમકાર, પાડતા તે પ્રહાર;
ઓઢવા ગુણ સુજાણ આવી રામે કીધો ધનુષ્યટંકાર ૨૫

---

કડવું ૩૮ ત્રિકુટાચળ તાલ, મળ્યા કપિરાલ, ઊગતે સુર સુ સોફળીયા;
૧૪ મું: રામનો રણજંગ, જાંણી અણભંગ, ઇંદ્ર બેસી વિમાન જોવા ચઢીયા ૧

કરડે કપિ દંત, ગાજે ગિરિશ્રૃંગ, ત્રુટે શિરબંધ, ઢળે ઢળીયા;
દેઇ તે દડાક, વાજે વીરહાક, પડે શેષ હાક, શીસે ઢળીયા. ૨

ખળહળે લોહી ખાલ, જ્યંતા ખંધાલ, ધાકંતા તોખાર; સો ઢગ વળીયા
કીધો રિપુહોમ, દેવ ખંધ ધોમ, ઉઠયા અંગ રોમ, ઉમા વળીયા. ૩

ગડેડે જાંબુવંત, હાકે હનુમંત, ઈંદ્રજીત ને હનુમાન આથડીયા;
હનુ કરે હોકાર, ગદાના ગુંજાર, તાંહાં કુંભકર્ણ ને લક્ષ્મણ આથડીયા. ૪

ભાજંતે ગાંમ, રોળ્યા એક ઠામ, ત્યાંહાં રાવણ રાંમ ધાયે મળીયા;
કવિ કરે વખાણ, સમરે પુરાણ, સાધે ગુણતા કવે દશ કંધરીયા;
કવે દશકંધ, તાણ ગુણબંધ, જાંણ અધચંદ્ર શહુ ગળીયા. ૬

રાવણનાં વાઢયાં દશ વેણ, જાણ શ્રૃંગમેર, માથાં નાલકેર પૂજા ચઢીયાં;
રઘુનાથજીનો રણજંગ, જાંણી ઈંદ્ર, બેસી વિમાંન જોવા ચઢીયા. ૭

છેદી વીશ અંગ, કીધૂ દેહભંગ, લસીને ચોરંગ, શુ લડથડીયા;
રહ્યો રૂદે રાંમ, પાંમ્યો નિજ ઠાંમ, બેસીને વિમાંન, વૈકુંઠ ગયા. ૮

---

૩૬ કોલાહલ. ૩૭ આગળ. ૩૮ આ ત્રિતાલવાળા છંદ સાથે સરખાવો પ્રેમાનંદ—રણયજ્ઞ કડવું-૨૨ મું.

ત્રૂટે કડીઆલ, ફૂટે અણીઆલ, વાજે વીર બાંણ, આરાં પરીયા;
હોય વપુ કાટ વાજે હથીઆર તે જાયે ધટસુ સોંસરીયા.[૩૯]　૯
આરયા સર્વ મીર, કોપ્યો રઘુવીર, સાહ્યો શૂરધીર, સો સેહથીયા;
કોપ્યો કપિ કાળ, કાઢી અંતરાળ,[૪૦] ગળે ઘાલી માળ, કેસુ ફુલીયાં. ૧૦
ઢોળ ઢમકતે, દદાંમા દમકતે, ઘંટા વાગે નાદશું ધમધમીયા;
નિપન્યો રણુજંગ, જંગાનો તરંગ, માંહે નવરંગ, કથા લખીયા. ૧૧
રઘુનાથજીનો રણુજંગ, જાંણી ઈંદ્ર, બેસી વિમાન જોવા ચઢીયા;
વજીયો જન વાંણ, જીત્યું ભગવાંન, ઋષિ વાલ્મીક કવિ કહીયા. ૧૨
જયો રણુયાગ, કીધો ચાર ભાગ, આપ્યો મહા ત્યાગ, લંકા હરીયા;
વજીયા મુખ વાંણ, ગાયું ગુણ જાંણ, સતી ભગવાંનજી લેઇ વળીયા; ૧૩

---

કડવું. ઢોલ ધમુકતે જાનકી લેઇ વળીયા, દેવતા લાગ્યા પાય;
૧૫ મું. સાથ સજોડા ધોડે ધૂમણી ત્યાંહાં વજીયો વધામણી જાય. ૧
રાંણી સીતા સુંદર સદન સોહામણી, વર પાંમી છે રઘુનાથ;
વલકલ નાંખી વસ્ત્ર પેહિરીયાં સાથરે સુતાં વાડીમાંહે. ૨
રાંમજીએ ધનુષ ચઢાવીઉં લક્ષ્મણ પૂરે છે બાંણ;
દશ મસ્તક છેદયાં રાવણતણાં અયોદ્ધામાંહે હવું છે જાણ. ૩
.............................ત્યાંહાં વજીયો વધામણું જાય;
સાથ સજોડા ધોડે ધૂમણી, સહુકો મંગળ ગાય. ૪

---

કડવું [૪૧]રાંમ આયે રાંમ નગર અયોદ્ધામાંહિ રે;
૧૬ મું. કરી શણગાર પેહિરી પીતાંબર, રાંમ વધાવા જાય રે. ૧

---

૩૯ સુંસરાં, આરપાર. ૪૦ આંતરડાં. ૪૧ સરખાવો પ્રેમાનંદ-રણયજ્ઞ કડવું ૨૬ મું.

એક છત્ર સિંહાસન લીનો, એક વળી એક ઢળી શીર તામે;
એક સખી મોતીડે વધાવે, એક રાંમના ગુણ ગાવે. ૨

તવ હર્ષે લોક નગરનિવાસી, તવ હર્ખ્યાં કોસલ્યા માયરે;
સબજન ઉલટ અંગ ન માય રે. ૩

---

કડવું રામનાંમ આધાર, હમારે રાંમ નાંમ આધાર,
૧૭ મું. રાંમનાંમપર પ્રીત ન ઉપની, તેહનો શો અવતાર, અમારે. ૧

પઠન ગુણ હું કછુ ન જાંણું કવણ ઉપાડે ભાર;
આયુ ઘટે ને જરા વ્યાપે, કંધે બેઠો કાળ. ૨

વેદ પુરાણ શાસ્ત્ર એમ બોલે, રાંમ ઉતારે પાર;
વજીયો કહે ગાય સુણે, તે પાંમે પદારથ ચાર. અમારે.

---

[ઇતિશ્રી રણજંગ સમાપ્ત સંપૂર્ણ શુભમસ્તુ ॥ શ્રી ॥ સંવત ૧૭૪૦ વર્ષે માઘ માસે શુક્લ પક્ષે સપ્તમીયાં રવિવાસરે લખી છે ॥ લખીતં દવે શ્રીપ હીરજી ॥ રણજંગનાં કડવાં ૧૭ ॥ શુભમસ્તુ ॥ દવે શ્રી ૫ સોમેશ્વર સુખદેવની ચોપડી લખી છે. ॥

भग्नपृष्ठकटिग्रीवा बद्धमुष्टिरधोमुखम् ।
कष्टेन लिखितं ग्रंथं यत्नेन परिपालयेत् ॥ ]



# પૂર્તિ.

રામાયણ—(सं. रामस्य अयनं चरितं अधिकृत्य कृतो ग्रंथः ) રામ—શબ્દનો મહિમા બતાવનાર સુભાષિતઃ—' राकारोच्चारमात्रेण मुखान्निर्याति पातकम्। पुनःप्रवेशशंकायां मकारोऽस्ति कपाटवत् ॥'—ભાવાર્થ રામયશોરસાયન રાસમાં આપ્યો છે—"રા" ઉચ્ચારતાં મુખ થકી, પાપ પુલાઇ જાય; મતિ ફિરી આવે તેહથી, 'મ' મો કમાડી થાય." નવધા ભક્તિ—' श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम्। अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥'. કડવું. ૨-૫ મળવાની વાત ના બાધી (બાઝી) —સરખાવો બાણ કાદમ્બરી પૂર્વભાગ પૃ. ૧૫૨ 'બાઝિ નહિ કો સાથિ'—ગાઇ સાથે મેળ પડતો નથી. અઘોરી-( સં. घोर ભયંકર, अ ઉમેરાયો 'અલોપ'ની પેઠે ). ઓવારણાં-[ સં अपवारय् ઉપરથી अपवारणं-અશુભને અપવારવા-(ટાળવા) માટે જે વિધિ (હાથ વગેરેના અભિનયથી) કરાય છે તે ]. ગોઝારો-( સં. गुह्यागार-गुज्झाआर ઘર, કૂવો ઇત્યાદિ જેમાં અકાલમરણાદિક થયાં હોય તે અશુભ કહેવાય છે તે ઉપરથી મનુષ્ય માટે પણ કહેવાય ઓરડાની સાથેની ઓરડીને 'ગજાર' કહે છે તે શબ્દ પણ આમ વ્યુત્પન્ન થયો લાગે છે.) નીશાણ-(नि+स्वन् અવાજ કરવો ) ડંકો, નોબત. નિશાન (ફા.) અને 'નિશાની'થી આ શબ્દ નોંધ્યો છે. મોળીયું—( સં. मुकुट ઉપરથી ) માથે બાંધવાનું વસ્ત્ર. મીઠ-[ सं. मिष् મીચવું, ઉપરથી निमेष; मिष् + ति પ્રત્યય, ( दृश् નું दृष्टि તેમ ) मिष्टि-પ્રા. मिट्ठी-મીઠ-મીટ ]. બુહારે-( પ્રા. बोहारी-बउहारी-સાવરણી ). મસાણી-શબ્દ પ્રેમાનન્દજ 'સાહિત્ય' માસિકમાં છપાયલા વિરાટ પર્વ અ. ૬ માં વાપરે છે.- 'રાય તણા અશ્વ ખેડવું, મારું નામ તે મસાણી'. વધામણી-( સં. वर्धयति. वर्धापयति ઉપરથી નામ वर्धापनम् ; પ્રા. वद्धावइ ) હકારે-સં. आकारय् બોલાવવું ઉપરથી. સમ- સં. शपथ-અપ. सवहु-सवह-सवँह-सवँ અને સમ એમ ઉત્ક્રાન્તિ લાગે છે.

# રસાલંકાર પ્રકરણ.

**કાવ્ય એટલે શું?**—સામાન્ય રીતે બોલીયે તો, કાવ્ય એટલે
ર અર્થનો સુન્દર શબ્દમાં પ્રયોગ. કાવ્યશાસ્ત્રીઓએ કાવ્યનાં જૂદાં
ં લક્ષણ આપ્યાં છે.. કોઇએ રસને પ્રધાન ગણી રસાત્મક વાકયને
ા કહ્યું છે; કોઇએ વક્રોકિત—એટલે ચમત્કારવાળી ઉકિતને કાવ્ય
યું છે; કોઇએ રમણીય અર્થ ઉત્પન્ન કરનાર શબ્દોને કાવ્ય કહ્યા છે;
એ શબ્દ અને અર્થ બન્નેને કાવ્ય ગણ્યા છે. ખરું જોતાં, શબ્દ
અર્થ પરસ્પર જોડાયલા છે; માટે શબ્દ અને અર્થ બન્ને મળીને
ય થાય છે.

**રસ**—પણ શબ્દ અને અર્થ કાવ્યનું શરીર છે; કાવ્યનો આત્મા
રસ છે. જે લખાણમાં લાગણીઓ એવી સુન્દર રીતે વર્ણવી હોય કે
તાં વારને આપણું મન ત્હેમાં તલ્લીન થઇ એક પ્રકારનો અલૌકિક
નન્દ ભોગવે, તો ત્હેમાં રસ છે એમ કહેવાય. રસનું સ્વરૂપ એવું
ાય છે કે શબ્દાર્થનું ગ્રહણ થતાં આખો સંદર્ભ (વર્ણવાતો
ંગ) ચાલે ત્યાં સુધી જે આનન્દની સ્થિરતા મનમાં થાય તે રસ;
રસને ત્વરાથી ગ્રહણ કરવાની શક્તિ તે રસિકતા.

**રસની ઉત્પત્તિ**—હૃદયમાં વાસનારૂપ રહેલા રતિ, શોક, ક્રોધ,
સ્મય વગેરે કેટલાક ભાવોમાંથી છે. એ ભાવોનો અનુભવ થયાથી મનમાં
મનો સંસ્કાર હમેશ રહે છે; અને તેથી તે સ્થાયીભાવ કહેવાય છે.
ા સ્થાયીભાવ વ્યકત થાય છે ત્યારે રસ કહેવાય છે. કાવ્યમાં કવિ
લે અંશે પોતાના હૃદયના ભાવ ઉતારી શકયો હોય અને તે હૃદય-
વ સાથે વાંચનાર, જેટલે અંશે પોતાના હૃદયભાવનું ઐકય કરી
ેની સૃષ્ટિનો સાક્ષાત્કાર કરી શકયો હોય તેટલે અંશે વાંચનારના
ાયીભાવ રસરૂપે વ્યકત થઇ કાવ્યરસમાં પ્રવાહિત થાય છે.

**ધ્વનિ કાવ્ય**—જે કાવ્યમાં વાચ્ય અર્થ કરતાં વ્યંગ્ય અર્થ ચઢી-

ચાતો હોય, અને વધારે ચમત્કારી હોય ત્હેને ધ્વનિકાવ્ય કહ્યું છે. વાંચતાં વારને તરત માલુમ પડે તે વાચ્ય અર્થ, અંદર ગૂઢ રહેલો, તરત માલુમ ન પડી આવે પણ જરા ઉંડા ઉતર્યાથી સહૃદયી ( કાવ્યની ખૂબીની પરીક્ષા કરવાના અનુભવવાળા ) ને માલુમ પડે ત્હેવો અર્થ તે વ્યંગ્ય કહેવાય.

કાવ્યમાં શબ્દચમત્કૃતિ અને ચમત્કૃતિ બન્ને જરૂરનાં છે. પરંતુ અર્થ પ્રધાન છે, શબ્દ ગૌણ છે. શબ્દચમત્કૃતિ એટલે રસની જમાવટને અનુસરતું પદ-લાલિત્ય; એકલું પદલાલિત્ય અથવા એકલી મનોહરી શબ્દરચના કે મધુર છંદરચના કંઇ કાવ્ય નથી. જ્યારે અર્થમાં ચમત્કાર બરાબર રચ્યો હોય ત્યારેજ કાવ્ય થયું કહેવાય.

અમૂક વસ્તુ સામાન્ય મનુષ્ય જૂવે અને કવિ જૂવે ત્હેમાં ઘણો ફેર છે. કવિ પોતાની પ્રતિભા અને કલ્પનાના બળવડે સામાન્ય વસ્તુનું વર્ણન એવું ખૂબીદાર બનાવે છે કે વાંચવાથી આપણને અતિશય આનન્દ થાય છે. કાવ્યમાં સાથે સાથે પ્રસાદ અને સ્વાભાવિકપણું હોય તોજ તે હૃદયંગમ થાય છે.

**અલંકાર**—એટલે શોભા અથવા શોભા આપનારી વસ્તુ: જેમ ઘરેણાં શરીરને શોભીતાં કરે છે તેમ લખાણની કેટલીક ચમત્કારિક રીત અથવા છટા લખાણની શોભા અને સચોટતાને પુષ્ટિ આપે છે—ત્હેનું નામ અલંકાર. કાવ્યમાં બહુધા શબ્દ અને અર્થ સાલંકાર હોવા જોઇયે; અલંકાર ક્વચિત્ ન હોય તો ચાલે; પરંતુ કાવ્યમાં જો રસનું અસ્તિત્વ હોય તો પછી અલંકાર, શબ્દ અને અર્થ—એ બન્ને કાવ્યના અંગમાં ચારુતા ઉત્પન્ન કરે છે; અને જેમ આભૂષણ શરીરને શોભાવી આનન્દ પમાડે છે તેમ કાવ્યાલંકાર આત્માને આનન્દ પમાડી કાવ્યના ઉપકારક થાય છે.

ઉપર કહ્યું તેમ, શબ્દ અને અર્થ એ કાવ્યનું કલેવર છે; રસ એનો આત્મા છે. જેમ શરીરને હાર વગેરે અલંકારો ભૂષિત કરે છે અને તે દ્વારા આત્માને આનન્દ પમાડે છે તેમ કાવ્યમાં ઉપમાદિ અલંકાર શબ્દ અને અર્થને ઉત્કૃષ્ટ બનાવી રસમાં વધારો કરે છે. રસનો અભાવ હોય તો અલંકાર માત્ર શબ્દ અને અર્થને શોભાવે છે અને ઉક્તિમાં ફક્ત

વૈચિત્ર્ય પેદા કરે છે. આમ કાવ્યને અલંકાર સાધનભૂત છે; સાધ્ય વસ્તુ નથી.

**શબ્દાલંકાર**—અલંકાર શબ્દમાં અને અર્થમાં બન્નેમાં હોય છે. વિશેષે કરીને જ્યાં શબ્દની ચમત્કૃતિ જોવામાં આવે છે ત્યાં શબ્દાલંકાર થાય છે; અનુપ્રાસ, યમક વગેરે શબ્દાલંકાર છે. એકનો એક વર્ણ એટલે વ્યંજન વારંવાર આવે ત્હેને **અનુપ્રાસ** કહે છે; જેમકે 'વરણવું લીલા રઘુપતિની, વિમલ વાલ્મિક વાણી.' *કડવું ૧-૩. ભિન્નભિન્ન અર્થવાળા કે અર્થ રહિત બે કે વધારે અક્ષર એકજ ક્રમમાં ફરીને આવે છે ત્યારે **યમક** થાય છે; જેમકે 'અતુલ બળથી સકલ વાનર, શિથિલ વ્યાકુલ થાય; સંગ્રામ રામ ને મામ મૂકી, કપિ નાઠા જાય' કડવું ૨૩-૧૯; વળી જૂવો આખું ૨૨ મું કડવું.

**અર્થાલંકાર**—જ્યાં વાક્યના અર્થની અથવા વાક્ય માંહેલા વિચારની ચમત્કૃતિ જોવામાં આવે ત્હેને **અર્થાલંકાર** કહે છે; ઉપમા રૂપકાદિ અર્થના અલંકાર છે.

૧—**અતિશયોક્તિ**—જ્યાં વર્ણન કરવાની વસ્તુનું નામજ ન હોય અને ત્હેને બદલે બીજીજ વસ્તુનું વર્ણન એવી રીતે કર્યું હોય કે તેથી બન્નેનું એક્ય થયું હોય, ત્યાં આ અલંકાર થાય છે. આના પાંચ પ્રકાર છે. (૧) જ્યાં ભિન્ન પદાર્થને અભિન્ન જેવા વર્ણવ્યા હોય એટલે ભેદમાં પણ અભેદ વર્ણવ્યો હોય, (૨) જ્યાં અભેદમાં ભેદ વર્ણવ્યો હોય (૩) સબંધ હોય છતાં અસંબંધ કહ્યો હોય (૪) અસંબંધમાં સંબંધ કહ્યો હોય, અને (૫) કાર્યકારણના સ્વાભાવિક ક્રમથી ઉલટુંજ વર્ણન થયું હોય–એમ પાંચ. અતિશયોક્તિ બધા અલંકારોનું મૂળ છે; દરેકમાં ખરેખરું હોય ત્હેના કરતાં તો વધારીને વર્ણન થાય છેજ; છતાં જ્યાં આ અતિશય ખાસ કરીને જણાય ત્યારે આ અલંકાર થયો એમ કહેવાય છે; જેમકે 'નદીપેં શોણિત અદકું વહ્યું'—કડવું ૧૫-૧૬; 'સળકે રોષ, પ્રસ ધમધમે' ૨૦-૧૨.

---

*અંહી બધાં ઉદાહરણ પ્રેમાનંદકૃત 'રણયજ્ઞ'માંથીજ લીધાં છે.

૨—અર્થાન્તરન્યાસ—જેમાં સામાન્ય હકીકતથી વિશેષ હકીકતનું કે વિશેષ હકીકતથી સામાન્ય હકીકતનું સમર્થન કર્યું હોય ત્હેને **અર્થાન્તરન્યાસ** કહેવાય છે; જેમકે, 'નથી નાથ ! કો દોહલે કાળપાથી' કડવું ૨૧–૪.

૩—અપ્રસ્તુતપ્રશંસા— અપ્રસ્તુતનું—જેને વર્ણવવું નથી ત્હેનું-વર્ણન કરવું, પરંતુ તેથી પ્રસ્તુત સમજાય તો આ અલંકાર થાય છે. અર્થાત્ જેનું વર્ણન કરવું હોય ત્હેનું વર્ણન ન કરતાં ત્હેને લાગુ પડે એવું બીજાનું વર્ણન કરવું તે; આને કેટલાક અન્યોક્તિ કહે છે; જેમકે 'ન માનો કહ્યું કંથ રીસાળ રગીયા, કયમ સૂર્જ જીતાય મળે કોટિ અગીયા; કયમ હરણ જીતે વઢે વાઘ સાથે, કુંજર જીત્યો કંહી સુણ્યો સિંહ સાથે' કડવું ૨૧-૯.

૪ ઉત્પ્રેક્ષા—ઉપમાનનો ધર્મ મનમાં રાખી ઉપમેય ઉપર ઉપમાનના સરખાપણાનો તર્ક અથવા સંશય બતાવાય ત્યાં ઉત્પ્રેક્ષા થાય છે. કંઇક કારણથી એક વસ્તુની બીજી વસ્તુ તરીકે સંભાવના ( ઉત્પ્રેક્ષા ) કરી હોય ત્યારે આ અલંકાર થાય છે. ' જાણે, ' ' શકે, ' ' રખે, ' શું ' એવા શબ્દ ઉત્પ્રેક્ષાના વ્યંજક છે. જેમકે ' રાક્ષસ વાનર થયા એકાકાર, શકે ફરી મંડાશે સંસાર ' કડવું ૧૫-૯; કડવું ૨૧–૨૫.

૫—ઉદાત્ત—જ્યાં વસ્તુનું અથવા સંપત્તિનું વર્ણન થયું હોય ત્યાં ઉદાત્ત અલંકાર કહેવાય છે; જૂવો કડવું ૯ મું જ્યાં રાવણનો વૈભવ કવિ વર્ણવે છે.

૬ ઉપમા—જ્યાં બે પદાર્થનું સરખાપણું ચમત્કારી રીતે-મનને આનન્દ પમાડે એવી રીતે વર્ણવ્યું હોય ત્યાં ઉપમા અલંકાર થાય છે; જેમકે ' છૂટયા હસ્તિ વન ભાંજે જેમ, છૂટયા વાનર લંકા લેશે તેમ ' કડવું ૩-૪ [ ઉપમામાં ચાર વસ્તુ જોઇએઃ-જે વસ્તુને સરખાવી હોય તે-ઉપમેય, જેની સાથે સરખાવવી હોય તે-ઉપમાન, જે સાધારણ ગુણને લીધે બે પદાર્થની સરખામણી કરી હોય તે-સામાન્ય ધર્મ, અને ઉપમાવાચક-સામ્ય બતાવનાર શબ્દ;-જેમકે-જેમ તેમ, જેવું ત્હેવું, પ્રમાણે, પેઠે, પેરે, સમ, સરખું, સમાન, તુલ્ય વગેરે. ] આ દૃષ્ટાંતમાં

'વાનરો' એ ઉપમેય છે. 'હસ્તિ' ઉપમાન છે; 'ફુટીને વન ભાંગશે' અને 'ફુટીને લંકા લેશે' એ સામાન્ય ધર્મ છે; 'જેમ—તેમ' સાદૃશ્ય-વાચક શબ્દ છે. જ્યારે ઉપમામાં ચારે અંગ આપ્યાં હોય ત્યારે તે પૂર્ણોપમા કહેવાય છે; એકાદ ન આપ્યું હોય તો લુપ્તોપમા બને છે.

૭—કાવ્યલિંગ—જે વાતનું સમર્થન કરવાની જરૂર હોય ત્યાં ત્હેનું કારણ આપી સમર્થન કરવામાં આવે ત્યાં કાવ્યલિંગ અલંકાર થાય છે; જેમકે 'સ્ત્રીનું મન હોય ચંચળ ઘણું, કપટ વસશે લક્ષ્મણ તણું' કડવું ૧૯–૧૨.

૮ રૂપક—એક પદાર્થને બીજા પદાર્થના જેવો વર્ણવ્યો ન હોય, પરંતુ ત્હેને બીજા પદાર્થનો આરોપ કર્યો હોય, બીજો પદાર્થજ છે એમ કહ્યું હોય, તો તે અલંકાર રૂપક છે; રણયજ્ઞના બીજા કડવામાં ટૂંક ૭ થી ૧૨ સુધીમાં રણનું યજ્ઞ તરીકેનું પૂર્ણરૂપકનું દષ્ટાંત આપેલું છે. અંહી રણને યજ્ઞના જેવું કહ્યું નથી, પણ યજ્ઞનું રૂપ આપ્યું છે, રણને યજ્ઞત્વ લાગુ પાડયું છે. કેટલેક ઠેકાણે સામાસિક શબ્દના વિગ્રહ ઉપરથી કયો અલંકાર ગણવો ત્હેનો નિર્ણય થાય છે. જ્યાં 'રણયજ્ઞ' (રણરૂપી યજ્ઞ) નો 'યજ્ઞ જેવું રણ' એમ ઉપમિત સમાસ લઇયે ત્યાં ઉપમા અલંકાર થાય; પણ 'રણ એજ યજ્ઞ' એવો વિગ્રહ કરી કર્મધારય સમાસ લઇયે તો અલંકાર રૂપક થાય છે.

૯ વિનોક્તિ—એકના વિના બીજું શોભે નહિ એવું, કે શોભે એવું, ચમત્કારિક રીતે વર્ણવ્યું હોય તો વિનોક્તિ અલંકાર થાય છે; જેમ-કે 'ચંદ્રવિના જેમ જામની રે, દીપવિના જેમ ધામ; ત્યમ વિભીષણુ બાંધવ વિના, દીસે ઉજ્જડ લંકા ગામ' કડવું ૧૧–૬.

૧૦ વિરોધાભાસ—જ્યાં શ્લેષથી પદના બે અર્થ હોય, એક અર્થમાં બે પદાર્થ વચ્ચે વિરોધ હોય ને બીજા અર્થથી તે વિરોધનું નિરાકરણ કર્યું હોય—સમાધાન થયું હોય ત્યાં વિરોધ દેખીતો હોવાથી વિરોધ નથી, પણ વિરોધનો આભાસ છે માટે અલંકાર વિરોધાભાસ કહેવાય છે; જેમ કે 'દશમુખ નિરમુખ કાહો કેમ ફરીયાં ?' કડવું ૨૧–૧૪

૧૧—વિશેષોક્તિ—જ્યાં કારણ છતાં કાર્ય નથી થયું એમ

વર્ણવવામાં આવે ત્યારે અલંકાર વિશેષોક્તિ કહેવાય છે; જેમકે ' થયો વૃદ્ધ ને ન ગઇ કુટેવ '—કડવું ૧૧-૪.

૧૨ વિષમ-બે વસ્તુ વચ્ચે અંત્યત અંતર વર્ણવેલું હોય છે તો અલંકાર વિષમ કહેવાય છે; જેમકે ' આપણુ જીવ ને એ ભગવાન, હોરે હઠીલા રાણા ' રણયજ્ઞ કડવું. ૧૧-૨૪; વળી ' કાંહાં મેરૂ કાં કાંકરો, સમુદ્ર ખાડી '—કડવું ૨૧-૧૦.

૧૩ વ્યતિરેક—જ્યાં ઉપમાનથી ઉપમેય વધારે ચઢીયાતું વર્ણાયું હોય ત્યાં વ્યતિરેક અલંકાર થાય છે. સામાન્ય રીતે ઉપમાનમાં ઉપમેય કરતાં અધિક ગુણ હોય છે; છતાં કવિ ઉપમેયનું આધિક્ય વર્ણવે છે; તે આધિક્ય તેજ વ્યતિરેક; જેમકે " પ્રીત રામની તજ માનુષી, ભજ મહારાજા જે દશમુખી, કડવું ૧૫-૩૯.

૧૪—સાર—જ્યાં ઉપમાનનો ઉત્તરોત્તર ઉત્કર્ષ બતાવાયો હોય ત્યાં આ અલંકાર થાય છે; જેમકે 'હોયે કાષ્ટપેં કઠણ પાષાણ, પાષાણપેં કઠણ લોહ નિર્વાણ; લોહપેં વજર કઠણ લોક વદે, પણ વજરપેં કઠણ માહારૂં રૂદે ' કડવું ૨૦-૩૯.

૧૫—સ્વભાવોક્તિ—ચારુ અને યથાવત્ ( જેમ બન્યું હોય તેમ ) વસ્તુવર્ણન જેમાં હોય તે સ્વભાવોક્તિ કહેવાય. જેમકે, ' કૂદે વાનરા મૂકે દોટ; ' ' પછાડે પૂંછ વજાડે ગાલ ' કડવું ૩-૧૦.

---

# વ્યુત્પત્તિના શબ્દો.



# પૂર્તિ.

પૃષ્ઠ ૨૦ પેરા ૩ પછી વાંચો—'ખરું જોવા જઈએ તો કવિની ઉત્તરાવસ્થામાં ત્હેમના કવિતા કરી શકે એવા બધા શિષ્યો મરી પરવાર્યા હતા. વૃદ્ધ દ્વારકાદાસ તો આઠ વર્ષની વયે કવિનો શિષ્ય થયો હતો. રત્નેશ્વર, વીરજી તેમજ હરિદાસના ૧૭૭૫ પછીના ગ્રંથો રચેલા મળી આવતા નથી. કવિના એક અપ્રસિદ્ધ શિષ્ય કૃષ્ણદાસનું રચેલું હરિશ્ચંદ્રાખ્યાન સં. ૧૭૭૩ માં રચેલું મળ્યું છે. તે શિષ્ય પણ કવિનાં છેલ્લાં વર્ષમાં વખતે હયાત નહિ હોય તેથી જ કવિના વખતમાં જીવતા રહેલા શિષ્ય સુન્દરના હાથમાં 'દશમ' પૂરો કરવાનું આવ્યું હશે.

પૃ. ૨૮ ના ત્રીજા પેરા પછી—સોળમા શતકના, છેક ઉત્તરાર્ધમાં રચાયલી 'અંગદ વિષ્ટિ' બુદ્ધિપ્રકાશના ડીસેમ્બર ૧૩ ના અંકમાં છાપેલી છે. આ કાવ્ય ફક્ત વિષ્ટિનો પ્રસંગ આપતું નથી; પરંતુ એકંદર ૬૦ છપ્પામાં આખા યુદ્ધકાંડની કથા વર્ણવે છે. અંગદ અને રાવણના પ્રશ્નોત્તરનો જોસદાર પ્રસંગ ૧૮ છપ્પામાં આપ્યો છે અને બાકીના ભાગમાં વિષ્ટિની અસફળતાને પરિણામે થયેલા રામરાવણયુદ્ધનું વીરરસભર્યું વર્ણન છે. કવિનું નામ ('વસહી કીકુ ઇમ ભણિ') વસહી કીકુ છે. આ કાવ્ય ભાષાની દૃષ્ટિએ તેમજ 'રણયજ્ઞ' ના વિષયની દૃષ્ટિએ બહુ અગત્યનું છે. દૂત અંગદ રાવણને રામ પરાક્રમ જુસ્સાથી કહી બતાવે છેઃ—

' એહણિ હરણુ સુબાહ સબલ સંગ્રામિ જીતુ
ફરસરામ અતિ શૂર તેજ બલહીણુ કીધું,
રૂપનખા વિગોઇ ખરદૂષર તે માર્યા
કબંધનિ વિરાધ અથા તિહાં સંહાર્યા;
સાયર જ બાંધી આવિયા શું રાક્ષસ મછર જ કરિ,
દશરથ હારિ દું રાવણુ વચા ઝીવટીવા લીધી ધરિ "

વળી આ કાવ્યમાં રામલક્ષ્મણની અવતારભાવના, ઇંદ્રજીતનું અંતરિક્ષ યુદ્ધ, નાગપાશથી રામલક્ષ્મણની મૂર્છા, નારદસ્તુતિથી રામ જાગે છે અને ગરુડનું સ્મરણ કરતાં નાગપાશ બંધ છૂટી જાય છે તે પ્રસંગ, પછી ઇંદ્રજીતને મારવા ' ચૌદ વરસ અપવાસ થયુ, નયણે નિદ્રા નવિ કરિ '–વગેરે વ્રતચર્યાની જરૂર, ઇંદ્રજીત મરાતાં કુંભકર્ણને જગાડયાનો અતિશયોક્તિવાળો પ્રસંગ, બધા ઉપાયથી કુંભકર્ણ ન જાગ્યો ત્યારે અપછરાનું નૃત્ય કરાવ્યું, પછી ' આલસ મરડી અંગિ રંગ રંગભરિ બિઠુ થાયું ' અને પૂછયું–' કાચી નિદ્રા ભંગ ? અંગ કાંઇ કુશલ ન દેખૂ '–એટલે બધી હકીકત ત્હેને ખબર પડતાં રાવણ પાસે જઇ ત્હેને સલાહ આપી કે ' સુંપિ સીતા શ્રી રામનિ રાજ લંકનૂ વંહિ '–વગેરે વર્ણનો વાંચવા જેવાં છે.

---

# શુદ્ધિપંત્ર.



।—પ્રસ્તાવના

| લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૯ | (હાર, હુંડીને મોસાળું) | (મોસાળા ચરિત્ર) |
| ૧૩ | નાન્હેરા | નાન્હોરા |
| ૧૪ | બોલાવ્યા | બોલાવ્યા |
| ૨૨ | ભક્તિમન | ભક્તિમાન |
| છેલ્લી | શ્રંગાર | શૃંગાર |
| ૨૦ | ચડવ્યાં | ચડાવ્યાં |
| ૫ | ઉદીપન | ઉદ્દીપન |
| લેથી ૪ | વ્યાસ | વ્યાસ |
| છેલ્લી | કંડે | કંઠે |
| ૧૯ | કાઠન | કઠિન |
| ૧૨ | કણ | કર્ણ |
| ૩ | અનુયાયા | અનુયાયી |
| લેથી ૭ | પુહુત | પુહુતા |
| લેની ૫ | મૂ ઇ | મૂકઇ |
| લેથી ૭ | રામયણ | રામાયણ |

-મૂલ

| કડી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૬ | રામનામનો | રામનામમાં |
| ૭ | કરજ | કારજ |
| ૮ | ઉપહર | ઉપહાર |
| ૧૬ | રીસ | રિષ્ટ |
| ૨ | આ દેવ | આદિદેવ |
| ૪ | પ્રધસ્વ | પ્રહસ્ત |

| | | | |
|---|---|---|---|
| ” | ૧ | અક્ષકપિ | અક્ષકંપન |
| ૧૧ | ૬ | વરણુ | વાહન |
| ” | ૧૧ | ધૂમતા | ધૂમતા |
| ” | ૧૫ | વિક્ષાત | વક્રાક્ષ |
| ૧૩ | ૧૩ | આવ્યા | આપ્યા |
| ૧૫ | ૨ | દવ | દેવ |
| ૧૬ | ૧૪ | આપ્યું | આવ્યું |
| ૧૯ | ૧૦ | કરાવો સંગીત ગાન; | અહિતએ કરાવો ગાન; |
| ૨૦ | ૨ | બળીયા સાથે બાથ, | બળીયા સાથે ભરી બાથ, |
| ૨૩ | ૨૬ | એ તો કરે ઘણા | તેના પૂરીએ મન |
| ” | ૩૫ | મોહોલ | મોડ ( મરડાઇને ) |
| ૨૫ | ૧૧ | કપોળ | કપાળ |
| ૨૬ | ૨૨ | ડચકારના | હોંકારના |
| ૨૭ | ૧૫ | નમ્યા ભૂપ...મહાકાળી | નમ્યો ભૂપ...મહાકાળ |
| ” | ૨૬ | રુદ્રરૂપ | રૌદ્રરૂપ |
| ૨૮ | ૩૪ | થઈ વીંટ ચારે નવે પોળ માંહે: | થઇ વીંટ ચારે નવ પોળ માંયે; |
| ” | ૩૭ | સબળ મંત્ર | વદે મંત્ર |
| ” | ૪૦ | રાક્ષસ આવ્યા | રાક્ષસરાય આવ્યા |
| ૨૯ | ૩ | કોટિ | પચાસ કોટિ |
| ૩૦ | ૧૪ | અંજનાચળપર્વતનો વાસી | અંજન પર્વતનો વાસી |
| ૩૧ | ૧ | પરમારથ | પરમારથે |
| ૩૨ | ૮ | હંકાનો | હંકા |
| ૩૮ | ૬૪ | કુંખળબ | ખંખળબ |
| ૪૨ | ૫ | ને | તે |
| ૪૩ | ૧૦ | કહી | કહીશ |
| ૪૪ | ૧૨ | જાણુશે | આણુશે |
| ૪૫ | ૪ | રામ વિભીષણને | વિભીષણ |
| ૪૬ | ૧૨ | મેરુ સમાન | મન મેરુ સમાન |
| ૪૭ | ૨૦ | હુબાડયો | ગાડયો |

| | | | |
|---|---|---|---|
| ૬૮ | ૨૦ | ઉપન્યો | ઉપજ્યું |
| ૭૦ | ૩૫ | આશના વાસના | આશ વાસના |
| ૭૨ | ૯ | બાયજી | પાયજી |
| ૭૪ | ૨૨ | ઉત્તમ પ્રકાશીજી | ઉપદેશીજી |

રઘુયજ્ઞ-ટીકા.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૭ | ૬ | त्र्ये | त्रै |
| ૮૧ | ૨૨ | लव | लुब |
| ૮૩ | ૨૪ | ઉધડક્યો | ઉધડક્યો |
| ,, | ૨૦ | उद्+पत् | उत्+पत् |
| ૯૧ | ૨૩ | રૂપક | ઉપમા |
| ૯૨ | છેલ્લેથી ૩ | શ્રુતિવૃત્તિ | શ્રુતિવૃત્તિ અનુપ્રાસ |
| ૯૩ | ૧૩ | આશ્રીત | આશ્રિત |
| ૧૧૪ | છેલ્લેથી ૩ | ઉપમા | કાવ્યલિંગ |
| ૧૧૬ | ૧૪ | સંભારી આપ્યું | સાંભરી આવ્યું |
| ૧૨૦ | છેલ્લેથી ૭ | विघुल्लता | विद्युल्लता |
| ૧૨૨ | ,, | प्रतिति | प्रतीति |
| ૧૨૫ | ૧૭ | આ છંદના પૂર્વાર્ધમાં દૃષ્ટાંત અલંકાર છે. | |
| ,, | છેલ્લેથી ૫ | सपथ | शपथ |
| ૧૨૬ | છેલ્લેથી ૬ | રૂપક | ઉપમા |
| | ,, | પહેલા ચરણમાં ભ્રાન્તિમદ્ અલંકાર છે | |
| ૧૫૬ | ૫ | ચમત્કૃતિ | અર્થચમત્કૃતિ |

ટ્રેનીંગ કોલેજ તથા હાઇસ્કુલોમાં ચાલતાં
મહાકવિ પ્રેમાનન્દ તથા બીજા આઠ કવિઓનાં

# સુદામા ચરિત્ર

તથા

# સુદામા પૂર્વકથા

## ટીકા, પ્રસ્તાવના સહિત.


મંજુલાલ રણછોડલાલ મજમુંદાર.
બી. એ. એલએલ. બી.



કાચું પૂઠું રૂ. ૨-૦-૦ કપડાનું પૂઠું રૂ. ૨-૮

મળવાનું ઠેકાણું—કર્તા પાસેથી ઘંટીઆડા, વડોદરા.
લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.